શ્રી

# ધમ્મિલકુમારનો રાસ

પંડિતશ્રી વીરવિજયજી

કૃત



તપ ફલ મહાત્મ્ય રૂપ

આ ગ્રંથનું

યથામતિ સંશોધન કરીને

શ્રી મોહમયીપત્તન મધ્યે

ગુજરાત પ્રિન્ટીંગ પ્રેસમાં

છપાવી પ્રસિદ્ધ કર્યો.

સંવત ૧૯૪૨

શ્રાવણ શુકલ પૂર્ણિમા.

૯-૦૦

॥ અથ ॥

# ॥ પંડિત શ્રીવીરવિજયજી વિરચિત॥

## ધમ્મિલ કુમારનો રાસ પ્રારંભઃ ॥



॥ દ્રુતવિલંબિતવૃત્તમ્ ॥

॥ સકલશાસ્ત્ર મહોદધિપારગં, સમરસૈક સુધારસસાગરં ॥ સુખકરં શુભવૈજયનામકં, મનસિ મંત્રમિમં પ્રજપામ્યહમ્ ॥ ૧ ॥ કમલભૂતનયામભિનમ્યતાં, કવિજનેષ્ટમનોરથદાયિનીં ॥ રસિકપ્રાકૃતબંધકથામિમાં, વિરચયામિ વ્રતોદયહેતવે ॥ ૨ ॥

॥ દોહા ॥

॥ શ્રી શંખેસ્વર પાસજી, જે જગમાં વિખ્યાત ॥ સમરી અમરી પરવરી, સુરી પદ્માવતી માત ॥ ૩ ॥ વિજયવતી વિજયાભિધા, માતથી અધિક સનેહ ॥ નિત્ય રહે હૃદયાંતરે, વીર્યભૂત મુજ દેહ ॥ ૪ ॥ નામ

પકારાદિક સુણી, પૂરણ પ્રગટે પ્રીત ॥ મુજ પદ્માવ તી નામની, શંકાશંકિત ચિત્ત ॥ ૫ ॥ તેહ તણા સુપ સાયથી, રચના રચશું સાર॥ વસુદેવ હિંડે કહ્યો, સુંદર જે અધિકાર ॥ ૬ ॥ વીરજિણંદ સમોસરયા, ગુણશિલચૈત્ય મઝાર ॥ બારે પરખદા આગલે ભાંખે વ્રત આચાર ॥ ૭ ॥ સમકિતવંતને મુક્તિ નો, મારગ દોય પ્રકાર ॥ દેશ વિરતિ શ્રાવક તણો, સર્વ વિરતિ અણગાર ॥ ૮ ॥ ચરણ રથે ધોરી બેહુ, દોરી બહુ શ્રુતહાથ ॥ જ્ઞાની નર જો આગુઓ, તો સવિ સુખિયો સાથ ॥ ૯ ॥ મારગ ગમન સાધન વિધિ, સ દ્ગુરૂ વચન પ્રમાણ ॥ ઉત્સર્ગને અપવાદથી, બિહું ભેદે પચ્ચખ્ખાણ ॥ ૧૦ ॥ આશનિરાશિ ભાવથી, ત પ કીધું ફલવંત ॥ સ્યાદ્‌વાદ સિદ્ધાંતમાં, સાચે નહિ એકાંત ॥ ૧૧ ॥ આશીભાવે તપ કરયું, આંબિલનું ખટ્‌માસ ॥ આ ભવમાં ધમ્મિલ કુંઅર, પામ્યો ઋ દ્ધિ વિલાસ ॥ ૧૨ ॥ પ્રેમે પૂછે પરખદા, કુણ ધમ્મિ લ કુમાર ॥ જગત ગુરૂ કરૂણાનિધિ, ઉપદેશે અધિકાર ૧૩ ॥

॥ ઢાલ પહેલી ॥ દેશી રસિયાની ॥

॥ સયલ દ્વીપસાગર સેવિત સદા, સમવૃત સો

વન થાશે ॥ સલૂણા ॥ જંબુદ્વીપ મનોહર દ્વીપમાં,
મોહોટો મેરૂ વિચાલ ॥ સલૂણા ॥ ૧ ॥ જિનવચનામૃ
ત પ્રેમેં પીજીએં ॥ એ આંકણી ॥ ચાલીશ જોજન
ઊપર ચૂલિકા, મહિપતિ મુકુટ વિભ્રાજ ॥ સ૦ ॥
ધરી ધૈર્ય ઉભો રહી જોવતો, ચારે બાંધવનું રાજ્ય ॥
સ૦ ॥ ૨ ॥ જિ૦ ॥ નૈષધ રોષ વશેં રાતો રહે, મદભ
ર છાક્યો નીલવંત ॥ સ૦ ॥ મેરૂ મહિધરની મરજા
દથી, પિતરી પણ ના જુઝંત ॥ સ૦ ॥ ૩ ॥ જિ૦ ॥
ચાર દિશિ વિદિશી મેરૂથકી, સુર નર વસતિ વિખ્યા
ત ॥ સ૦ ॥ સાતે ક્ષેત્ર યથા સાધન તણાં, તેમ વસ
તીનાંરે સાત ॥ સ૦ ॥ ૪ ॥ જિ૦॥ દક્ષણ દિશિ જલ
ધિ તટ લવણને, ધનુષ ચઢિત આકાર ॥ સ૦ ॥ ખે
ત્રભરતમાં તીરથ ધરમનાં, વિચરંતા અણગાર ॥
સ૦ ॥ ૫ ॥ જિ૦ ॥ પૂરવ દેશ મનોહર તેહમાં, નામેં
નયર કુશાર્ત ॥ સ૦ ॥ હરી નગરી હલકી ઉંચી રહી,
વલિય વિશેષેંરે વાત ॥ સ૦ ॥ ૬ ॥ જિ૦ ॥ વાપીવ
પ્ર વિહાર વર્ણ ઘણા, વાધેશ્વરીના પ્રાસાદ ॥સ૦॥ વા
ચંયમ વનિતા વનવાટિકા, વિદ્યા વિબુધના વાદ ॥
સ૦ ॥ ૭ ॥ જિ૦ ॥ વાદી વિપ્ર વણિક વેશ્યા વસે,
વારણ વાજીને વીર ॥ સ૦ ॥ વારી વૈદ્ય વિવેકી વિ

નથી છે, વાહિની વેહેતાંરે નીર ॥ સ૦ ॥ ૮ ॥ જિ૦॥ વેસરવસ્ત્ર વિત્તને વહ્નિકા, સજ્જન સુખિયારે ખાસ ॥ સ૦ ॥ રાજા જિતશત્રુ તે નયરનો, ધારણી રાણી રે તાસ ॥ સ૦ ॥ ૯ ॥ જિ૦ ॥ નામે સુરેંદ્રદત્ત શ્રેષ્ઠી વસે, તે નગરેં ધનવંત ॥ સ૦ ॥ નારી સુભદ્રા સતિય શિરોમણિ, પ્રીતમ પ્રીતિ અત્યંત ॥ સ૦ ॥ ૧૦ ॥ જિ૦ ॥ સુખીયાં દેવદુગુંદુકની પરે ॥ પાલંતા ઘરવાસ ॥ સ૦ ॥ પણ એક સુત વિણ ઘર શોભે નહિં, જો બહુ સજ્જનદાસ ॥ સ૦ ॥ ૧૧ ॥ જિ૦ ॥ રડતાં વઢતાં પડતાં રજભરચાં, માયને ખોલેરે બાલ ॥ સ૦ ॥ હૃદય સુખો કંઠે વલગ્યાં રહે, જનક જુએ ઉજમાલ ॥ સ૦ ॥૧૨॥ જિ૦ ॥ ભોજન વેલા ભેલાં રસવતી, જમતાં રમતાં તે જાય ॥ સ૦ ॥ ઓચ્છવ નાતિ જમણ જન શંસતાં, પુણ્ય પનોતીરે માય ॥ સ૦ ॥ ૧૩ ॥ જિ૦ ॥ એમ ચિંતવતાં દોય દંપતી, કુલ દેવીને પૂછાય ॥ સ૦ ॥ દેવી કહે જિનધર્મ પસાયથી, પુત્રાદિક સુખ થાય ॥ સ૦ ॥ ૧૪ ॥ જિ૦ ॥ સદ્ગુરૂ સંગે ધર્મને સેવતાં, જનમ્યો નંદન એક ॥ સ૦ ॥ વિદ્યાવંત પુરૂષને હૃદયમાં, જિમવર પ્રગટે રે વિવેક ॥ સ૦ ॥ ૧૫ ॥ જિ૦ ॥ ધમ્મિલ નામ ઠવ્યું ઓચ્છ

વ કરી, ભોજન સાજન સાર ॥ સ૦ ॥ જેમ ગિરિકં
દરમાં સુખભર વધે, નિર્ભય કેશરી બાલ ॥ સ૦ ॥
॥ ૧૬ ॥ જિ૦ ॥ પંચ ધાવશું ધમ્મિલકુમર તે, તેમ
વૃદ્ધિવંતોરે નિત્ય ॥ સ૦ ॥ માતા મુખ જોતી હુલરાવ
તી, ગાવતી મંગલગીત ॥ સ૦ ॥ ૧૭॥ જિ૦ ॥ આ
ઠ વર્ષનો કુંવર હુઓ યદા, જનકેં મૂકયો નિશાલ
॥ સ૦॥ પુરૂષ કલા બહુતેર નિપુણ ભણ્યો, સુંદર રૂ
પ રસાલ ॥ સ૦ ॥ ૧૮ ॥ જિ૦ ॥ વિદ્યામંત્ર વિધા
ન કુશલ હુઓ, સદ્ગુરૂ વિનએં ઉપદેશ ॥ સ૦ ॥
માત પિતા ભૂપતિ મન રંજતો, પામ્યો યૌવન વે
શ ॥ સ૦ ॥ ૧૯॥ જિ૦ ॥ નવતત્ત્વાદિક ભાવ સ
કલ ભણ્યો, જૈનમુનિની રે પાસ ॥ સ૦॥ ભાવવિશુદ્ધે
જિન પૂજા કરે, શ્રદ્ધાસંયુત વાસ ॥ સ૦ ॥ ૨૦ ॥
જિ૦॥ રાસ ભલો શ્રી ધમ્મિલ કુમરનો, તેહની પેહે
લીરે ઢાલ ॥ સ૦ ॥ શ્રી શુભ વીર રસિક શ્રોતાજના,
સુણજો થઇ ઉજમાલ ॥ સ૦ ॥ ૨૧ ॥ જિ૦ ॥

॥ દોહા ॥

॥ લક્ષ્મી ગજાંત ઘરે વસે, ધનવસુ નામેં એ
ક ॥ તેણે નગરેં વ્યવહારીયો, ધર્મ ટેક અતિ રેક
॥ ૧ ॥ ધનદત્તા તસ વલ્લભા, પુત્રી પાવન અંગ ॥

નાંમેં યશોમતી ગુણવતી, સુમતી સહેલી પ્રસંગ ॥ ૨ ॥ લાવણીમ રૂપ અલંકરી, ચોશઠ કલા નિધાન ॥ તેહિજ ગુરૂ પાસેં ભણે, તત્ત્વજ્ઞાન વિજ્ઞાન ॥૩॥ ધમ્મિલ કુમરને દેખીનેં, સા પામી વ્યામોહ ॥ ભણવું ગણવું નવિ રૂચે, વેધકનેં વિચ્છોહ ॥ ૪ ॥ એક દીપકથી ગેહમેં, સર્વ પ્રગટ નિધિ હોય ॥ નેહ છુપાયો નહિં છુપે, જિહાં દ્રગદીપક દોય ॥ ૫ ॥ વાત લહી સખીયો કહે, શેઠની આગલ એમ ॥ ધમ્મિલ રંગી તુમ સુતા, બીજો વરવા નેમ ॥ ૬ ॥

॥ ઢાલ બીજી ॥

॥ પાપ સ્થાનક અગીઆરમું રાગ રે ॥ એ દેશી ॥

॥ ધનવસુ વાત એ દિલમાં લાવે રે, સુરેંદ્રદત્ત તણે ઘર જાવે રે ॥ વાત સુણાવી વચન તે લીધું રે, ધમ્મિલ કુમર તિલક શિર કીધું રે ॥ ૧ ॥ બેહુ ઘર વિવાહ ઓચ્છવ થાય રે, એક એકને ઘેર જમવા જાય રે ॥ ઓચ્છવ મહોચ્છવ સાજન મેલા રે, જોશી સાધે લગનની વેલા રે ॥ ૨ ॥ ચોરી બાંધી સુંદર ઠામેં રે, વરકન્યા પરણાવ્યાં પ્રેમેં રે ॥ બહુ ઋદ્ધિ વિસર્જન કીધા રે, નિજ ઘર માંહે પોંખી લીધાં રે ॥૩ ॥ વર આવાસેં વસીયાં પ્રીતેં રે, સુખ ભોગવતાં

સ્વર્ગની રીતેં રે ॥ કેતા દિન રસ સુખ ભર જાતા રે,
પુણ્યાર્થી ધમ્મિલ ધર્મેં રાતા રે ॥ ૪ ॥ અધ્યાતમ ર
સ ભણવા માંડે રે, પુસ્તક હાથથકી નવિ છાંડે રે॥
સાધર્મિંશું બેઠક ભેલી રે, પોસહ પડિક્કમણાની ટો
લી રે ॥ ૫ ॥ વણિજ ક્રિયા જુઠે વ્યવહાર રે, મોહની
જાલ યશોમતી નાર રે ॥ તે કીધો સઘલો પરિહાર
રે, આત્મધ્યાની હુઆ વ્રતધાર રે ॥ ૬ ॥ નારી વ
છે વનજલ ક્રીડા રે, કુંઅર કહે એકેંદ્રી પીડા રે ॥
સા કહે ચાલો આજ ઉજાણી રે, કુંઅર કહે નહીં એ
જિનવાણી રે ॥ ૭ ॥ છે ભેલા ખટરસ પાક રે, આ
જ નવિ ધારચાં ઘૃત શાક રે ॥ વંછે સા કનકાવલી
હાર રે, લ્યો માલાને ગણો નવકાર રે॥ ૮ ॥ વેહેપા
રી આવે ઘરબાર રે, બોલાવે ભોલા અણગાર રે ॥
પૂછે સખીયો યશોમતી કેમ રે, પ્રીતમ તુજ પાલે છે
પ્રેમ રે॥ ૯ ॥ બોલે સા મુજ પીયુ સંયોગ રે, પાર
વતીને શંકર યોગ રે ॥ જબ ચાહે સા ભોજન ભાવે
રે, આક તણાં ફલ શિવ મંગાવે રે ॥ ૧૦ ॥ સામગ્રી
સંભોગની ધ્યાવે રે, તવ એક પાદેં જોગ ધરા
વે રે ॥ અંગે ચાહે જબ શણગાર રે, તવ આપે પ
ન્નગ બે ચાર રે ॥ ૧૧ ॥ ચાહે વિલેપન ભસ્મ ચઢા

વે રે, ગીત ગાન સર ગાલ બજાવે રે ॥ વાહનવેલા
સાંઢ પ્રયાણ રે, મંદિર માગે વસે સમશાન રે ॥ ૧૨॥
પરનારી દેખીને રાચે રે, ભીલડી પૂઠેં નાગો નાચે
રે ॥ ધરી અર્ધાંગ હૃદયથી ઉવેખી રે, એ વર ગૌરી
અમર તે દેખી રે ॥ ૧૩ ॥ યાગ ઘણા જમ ઘર ઘૂંમા
વે રે, રહો રહો ગૌરી મા કહી ગાવે રે ॥ પણપતિ
દેખી મન લજાવે રે, કૂપેં પડતી દુઃખ સમાવે રે ॥
૧૪ ॥ એમ સુણી સખીયો કરતી વાત રે, વાત લ
હે ધમ્મિલની માત રે ॥ શેઠની આગેં વાત પ્રકા
શી રે, પુત્ર ભલો પણ લોકમેં હાંસી રે ॥ ૧૫ ॥
આ સંસાર તણો આચાર રે, જાણે નહીં નીતિ વ્યવ
હાર રે ॥ પંડિત મૂરખ કહી લોક તે ગાવે રે, ઘરનો
ભાર તે કોણ ઊઠાવે રે ॥ ૧૬ ॥ પુત્ર વિના અહોનિ
શ દુઃખ ધરતા રે, પુત્ર થએ પણ નહીં શીતલતા રે ॥
તે માટે જુગટીઆ ટોલે રે, રેહેતાં તે સંસારે ભોલે રે
॥ ૧૭ ॥ ધમ્મિલ કુમરનો રાસ રસાલ રે, ત્યાં એ
બોલી બીજી ઢાલ રે ॥ એકવરગી સંસારેં દુઃખીઆ
રેં, શ્રી શુભવીર ત્રિવર્ગેં સુખીઆ રે ॥ ૧૮ ॥

॥ દોહા ॥

॥ શેઠ કહે સુણ સુંદરી, તેં સાચી કહી વાત ॥

પણ સંગતિ વ્યસની તણી, ગુણી જનને ગુણવાદ ॥ ૧ ॥ મંસ પ્રસંગે દયા નહીં, મદિરાએં યશના શ ॥ કુલક્ષય વેશ્યા સંગતેં, હિંસા ધર્મ વિનાશ ॥ ૨ ॥ મરણ લહે ચોરીથકી, સર્વનાશ પરદાર ॥ જુગટીયા ની સોબતેં, ધરધનનો અપહાર ॥ ૩ ॥ નલદમયા તી હારીયાં, રાજ્ય કાજ સુખવાસ ॥ પાંડવ હારયા દ્રૌપદી, વલી વસિયા વનવાસ ॥ ૪ ॥ નીચ જુગ ટીયા જાતની, સંગતિ ન ધરે નાર ॥ ઊંચપ્રસંગે પા મીયેં, સુખસંપદ સંસાર ॥ ૫ ॥

॥ ઢાલ ત્રીજી ॥ ચોરી વ્યસન નિવારીયેં ॥ એ દેશી ॥

॥ મૃગનયની મન સહ્યરી, સંસારે રે નીચ સ અતિ ટાલ કે ॥ ઊંચ નીચ સંગતિ તણાં, રંલ ઉપર રે દૃષ્ટાંત નિહાલ કે ॥ ૧ ॥ ઊંચ પ્રસંગી સુખ લહે ॥ એ આંકણી ॥ વાયસ સંગી હંસને, નૃપ મારીર કહે ઊજલ કાક કે ॥ હંસ કહે હું હંસલો, મુજ પ્રગટયારે નીચ સંગ વિપાક કે ॥ ૨ ॥ ઊં૦ ॥ વલીય વિશેષે સાંભ લો, સૂડાનો રે સુંદર અધિકાર કે ॥ એક નગરે એક રાજીયો, વક્રાશ્વે રે ગત અટવી મઝાર કે ॥ ૩ ॥ ઊં૦ ॥ ભીલની પાલી નેં પરિસરે, નૃપ ઉભો રે શી તલ તરૂ છાંહી કે ॥ ઊપતરૂ એક પાંજરૂં, શુક ભાણી

યો રે રેહેતો તેમાંહી કે ॥ ૪ ॥ ઊ૦ ॥ ઊભો રણમાં એકલો, ભૂષણયુત નૃપ પકડયો એણી વેલા કે ॥ ધાઇ આવો સબરા મલી, શુક બોલે રે થાઓ લક્ષ મી ભેલા કે ॥ ૫ ॥ ઊ૦ ॥ સાંભલી નાઠો નરપતિ, ભયચિત્તેં રે રણમાંહે તેહ કે ॥ આશ્રમ તાપસનાં લ હી, જઇ પેઠો રે કુલ પતિને ગેહ કે ॥ ૬॥ ઊ૦ ॥ તિ હાં પણ પોપટ પાંજરે, કહે ઊઠો રે તાપસ શિરદાર કે॥ આપણેં પુણ્યેં આવીયો, નૃપ એકલો રે કુલ પતિનેં દ્વાર કે ॥ ૭ ॥ ઊ૦ ॥ આ અવસર ભક્તિ કરો, દીયો આસન રે પંખા જલપાન કે ॥ મરણ ક રી ફરી અવતરે, ગયો અવસર રે નાવે નિદાન કે ॥ ૮ ॥ ઊ૦ ॥ સાંભલી સન્મુખ મુનિવરા, આવી તેડી રે લાવ્યા બહુ માન કે ॥ ભક્તિ કરે જલ ફલ ત ણી, તાપસિણીરે ગાવે ગીત ગાન કે ॥ ૯ ॥ ઊ૦ ॥ સૈન્ય પુઠે આવી મલ્યું, નૃપ પૂછે રે કુલપતિને એમ કે ॥ સબરકુલેં શુક પેખીયો, આ શુકમાં રે વચનાંતર કેમ કે ॥૧૦ ॥ ઊ૦॥ તવ પંજર શુક બોલીયો, રાય સુણીએ રે એક વનતરૂ જોય કે ॥ કીરજુગલ માલે વસે, તસ અંગજ રે અમેં બાંધવ દોય કે ॥ ૧૧ ॥ ઊ૦ ॥ માતપિતાશું બેહુ જણા, અમેં રમતા રે તરૂ

સરોવર પાલ કે ॥ પારધી પાપીએં ઝાલીયા, એક વેચ્યો રે જઇ ભીલની પાલિ કે ॥ ૧૨ ॥ ઊ૦ ॥ શબરથી ચોરી શીખીયો, મુજ લીધો રે કુલપતિએં આંહી કે ॥ સાધુની સંગતેં શીખીયો, વિનયાદિક રે નીતિ શાસ્ત્ર ઊચ્છાહી કે ॥ ૧૩ ॥ ઊ૦ ॥ ॥ તથા ચોક્તં ॥ માતા પીકા પિતા પીકો, સેરાતી શ્ચૈવ પક્ષિણઃ ॥ અહં મુનિભિરાનીતઃ સચનીતો ગવાશનૈઃ ॥૧॥ ગવાશણનાં સ ગીરઃ શ્રૃણોતિ, અહં ચ રાજન મુનિપુંગવાનાં ॥ પ્રત્યક્ષમેતદ્ભવતાપિ દૃષ્ટાં, સંસર્ગજા દોષગુણા ભવંતિ ॥ ૨ ॥ પૂર્વ ઢાલ ॥ ॥ દુર્જન પણ સજ્જન હોવે, નિત્ય રેહેતાં રે સાધુની પાસ કે ॥ લિંબાદિક ચંદન હોવે, મલયાગરરે સુગંધિત વાસ કે ॥ ૧૪ ॥ ઊ૦ ॥ શેઠનાં વચન સુણી ઇસ્યાં, સુભદ્રારે દિલમાંહિં ધ્યાય કે ॥ પુત્ર પિતાએં બગાડીયો, પણ દુનીઆંરે ઝીતી નવિ જાય કે ॥ ૧૫ ॥ ઊ૦ ॥ માએં પુત્ર ભલાવીયો, જુગટીઆને રે ટોલેં વરી પ્રીત કે ॥ખાય પીએ ખેલે તિહાં, વીસારી રે ભણવાની રીત કે ॥ ૧૬ ॥ ઊ૦ ॥ હસન રૂદનને ખેલવું, કામ ક્રીડારે ગતિ લક્ષણ લિદ્ધ કે ॥ ઇક્ષિણ શયન નિદ્રાશનેં, અણશીખી રે આવે પર

માંસ નખે જલમાછલી, તસ સરસી પ્રીત ॥ ૧૧ ॥ વિ૦ ॥ ખાનપાન ક્રીડારસેં, જુએ નાટકશાલ ॥ ગીત વિનોદ વિલાસમાં, વીત્યો બહુ કાલ ॥૧૨॥ વિ૦॥ જનની ઘર તેડું કરે, પણ કુંઅર ન આવે ॥ દ્રવ્ય ન મોકલે ઘરથકી, પણ તે મંગાવે ॥૧૩ ॥ વિ૦ ॥ નારી કહે નિજ કંતને, ઘર ખાલી કીધું ॥ પુત્રેં માય ને બાપને, સુખ ઘડીય ન દીધું ॥ ૧૪ ॥ વિ૦ ॥ શેઠ કહે સુણ સુંદરી, હવે કાંહિં વિમાસો ॥ ઝાઝી ચિંતા શી કરો, નાખી અવલો પાસો ॥ ૧૫ ॥ વિ૦ ॥ ઊંચ નીચ દૃષ્ટાંતથી, મેં તુજ સમજાવી ॥ પણ સમજે નહી નારીની, જાતિ હઠ મેં આવી ॥૧૬ ॥ વિ૦ ॥ બાલક નારી મૂરખા, યોગી હઠવાલા ॥ પંડિત સૌ સાથેં મલે, નહીં કૃપણ દયાલા ॥ ૧૭ ॥ વિ૦॥ પુત્રથી સ્વર્ગગતિ નહીં, મૃગ તૃષ્ણા છંડો ॥ સાસુ વહૂ અમ સાથસ્યું, કરો ધર્મ અખંડો ॥૧૮ ॥ વિ૦॥ એમ ચિંતિ જિનમંદિરે, કરે પૂજા ત્રિકાલ ॥ સામાયિક સમતા ધરી, ગણતા નવકાર ॥ ૧૯ ॥ વિ૦ ॥ શેઠ શેઠાણી બહુ ધન, સાત ખેતરેં વાવે ॥ વિનએ વહૂ નીજામતેં, પરલોક સધાવે ॥ ૨૦ ॥ વિ૦ ॥ મૃત કારજ તેહનાં કરી, સમતામાં રહેતી ॥ નારી યશોમ

તી મહાસતી, પતિવાતો સહેતી ॥ ૨૧ ॥ વિ૦ ॥
ધમ્મિલ જે જે મગાવતો, તે તે સા આપે ॥ ધન ઘરવા
ખરી સહુ ગઇ, વ્યસનીનેં પાપેં ॥ ૨૨ ॥ વિ૦ ॥ સ
ર્વે આભૂષણ અંગનાં વેશ્યા ઘર દેતી ॥ અક્કાપા
છાં મોકલે, તે પાછાં લેતી ॥ ૨૩ ॥ વિ૦ ॥ ઘર હાટ
આદેં વેચીને, ધન પોતેં લેતી ॥ નારી યશોમતી સોચ
તી, પીયર જઇ રહેતી ॥ ૨૪ ॥ વિ૦ ॥ માએં દુઃખ
ભર આંસુએં, બેટી નવરાવી ॥ પૂરણ પ્રેમ હૃદય
ધરી, બાપેં બોલાવી ॥ ૨૫ ॥ વિ૦ ॥ ધર્મરૂચિ મુનિ
પાસથી, લહે જ્ઞાન વિચાર ॥ સરખી સહેલી સાથ
શું, ધરે શીલ આચાર ॥ ૨૬ ॥ વિ૦ ॥ પતિ નજ
રેં સતીયો કરે, શોલે શણગાર ॥ પિતૃઘરે મોટો
ભલો, શીલાલંકાર ॥ ૨૭ ॥ વિ૦ ॥ દૈવતમંત્ર એ
નારીનેં, દેવવંછિત સાધે ॥ કષ્ટ વિનાશેં આ ભવેં,
જગ શોભા વાધે ॥ ૨૮ ॥ વિ૦ ॥ અરિ કેસરી નૃપગે
હિની, રાણી ચંપકમાલા ॥ શીયલસુધારસ શીંચતેં,
શમી પાવકજ્વાલા ॥ ૨૯ ॥ વિ૦ ॥ ધમ્મિલરાસેં ઢાલ
એ, ચોથી ઉપદેશી ॥ વીર કહે વેશ્યા ઘરેં, હવે વા
ત બની શી ॥ ૩૦ ॥ વિ૦ ॥

॥ દોહા ॥

॥ અક્કા ભૂષણ દેખીને, ચિત ચિંતે તેણિવાર॥ ધમ્મિલ ઘર નિર્ધન થયું, હવે કાઢું ઘરબાર ॥ ૧ ॥ વસંતતિલકા તેડીનેં, સમજાવે સા એમ ॥ તુજ સ્વામી નિર્ધન થયો, તેણે હવે છડો પ્રેમ ॥ ૨ ॥ ઇક્ષુ ખંડ જે રસ ભરયા, તે ચૂસે નરનાર ॥રસ રહિત અંતેં જીકે, તસ પશુ કૃત આહાર ॥ ૩ ॥ ધનપતિ સાથેં પ્રીતડી, કરવી કુલવટ રીત ॥ નિર્ધન નરનેં પરિહરી, અવરશું કીજેં પ્રીત ॥ ૪ ॥ વલતું પુત્રી એમ કહે, માત સુણો એક વાત ॥ પ્રીત કરી નવિ પરિહરે, નારી ઉત્તમ જાત ॥ ૫ ॥ ખીર નીર જ્યું પ્રીતડી, બંધાણી છે માય ॥ ત્રિકરણ યોગેં તે હવે, કેમ કરી છોડી જાય ॥ ૬ ॥ અવર પુરૂષશું આ ભવેં, માત મેં કીધો નીમ ॥ સુખ દુઃખ સંપદ આપદા, એ નર સાથેં સીમ ॥ ૭ ॥ વસંતસેના સાંભલી, કપટે મૌન કરાય ॥ પુત્રી વિલુદ્ધી એહનેં, કરવો કોય ઉપાય ॥ ૮ ॥

॥ ઢાલ પાંચમી ॥ વાલ્હોજી વાયેછે વાંસલી રે ॥ એ દેશી ॥

॥ અક્કાએં ઓચ્છવ માંડીયો રે, દેવમાનતિને ઉદ્દેશ ॥ જમવા તેડે કુમારિકા રે, એકસો આઠ બા

લે વેશ ॥ ૧ ॥ નાટક દેખો દુનીયાં તણું રે ॥ બહુ
બિહુ સમો મુખલેશ ॥ ના૦ ॥ એ આંકણી ॥ વેશ્યા
જાતિને નોહોતની રે, પીરસે ભોજન પકવાન ॥ તં
બોલ દેઈ વીસર્જતી રે, બાલિકાને શ્રીફલ પાન ॥ ૨ ॥
ના૦ ॥ તવ પુત્રી સાથે કુંવારને રે, પાય દેઈ મદિરા
પાન ॥ સૂતાં થઈ અચેતન બેહુ જણાં રે, જ્યારે ગઈ
પાછલી રાત ॥ ૩ ॥ ના૦ ॥ કુંઅર ઉપાડી ગાડી ક
ઢ્યા રે, વિશ્વાસી દાસી સાથ ॥ પુર બાહિર દૂરવનાંત
રે રે ॥ ભોંયે નાખ્યો ઝાલી હાથ ॥ ૪ ॥ ના૦ ॥ દા
સી પાછી આઈ મંદિરે રે, અક્કા આગલ કહી વાત
॥ રાત ગઈ બહુ નિદ્રા ભરે રે, રવિ ઉદય થયો પ્રભા
ત ॥ ૫ ॥ ના૦ ॥ જાગી વસંતતિલકા કહે રે, માતા
મુજ સ્વામી ક્યાંહ ॥ મા કહે નિર્ધન નાશી ગયો રે,
શી ગુણી તરુવર છાંહ ॥ ૬ ॥ ના૦ ॥ સાંભલી સા ધર
ણી ઢલી રે, લહી મૂર્છા થઈ નિરાશ ॥ અક્કા દા
સી રોલે મલી રે, જોઈ નાડી શ્વાસોશ્વાસ ॥ ૭ ॥
ના૦ ॥ શીતલ વાયુ ચંદન જલે રે, વલી ચેતના રે
ની નેહ ॥ બોલે પતિ પરદેશી થયો રે, હવે શણુ વ
ન સરખું ગેહ ॥ ૮ ॥ ના૦ ॥ ઓચ્છવ કીધો કપટે ક
રી રે, મુજકંતને કાઢ્યો રાત ॥ તો મેં નિયમ લીધો

હવે આજથી રે, મલવા મોહન સંકેત ॥ ૯॥ ના૦ ॥ એલે ખેલે હીંચોલે ન હીંચીએં રે, નવિ કરશું સરસ આહાર ॥ જીરણ વસ્ત્રે તનુ ઢાંકશું રે, તજીયાં સ્નાન અને શણગાર ॥ ૧૦॥ ના૦ ॥ ઘેર વસંતતિલકા રહે રે, હવે ધમ્મિલનો અધિકાર ॥ કર્મે નડયો ને ભૂયેં પડયો રે, વનખંડે પશુ અવતાર ॥ ૧૧ ॥ ના૦ ॥ ઊતરી કેફ તવ ઉઠીયો રે, ચિત્રભાનુ ચઢયો ઘડી ચાર ॥ કાયા દીઠી કચરે ભરી રે, ઊતારી લીયો અલંકાર ॥ ૧૨ ॥ ના૦ ॥ અક્કાએં મુજ કાઢિયો રે, ચિંતે ધિગવેશ્યા વિલાસ ॥ પૂરણ દ્રવ્યેં પાએ પડે રે' નવી બેસે નિર્ધન પાસ ॥ ૧૩ ॥ ના૦ ॥ વેશ્યા વાઘ અગ્નિ નૃપને અહી રે, એ ન ધરે કિણશ્યું પ્રેમ ॥ તાતેં દ્રવ્ય ન તોલીયું રે, તેણેં કીધું કારજ એમ ॥ ૧૪ ॥ ના૦ ॥ ચિંતવતો નિજ ગેહેં ગયો રે, નવિ દીઠાં માતનેં તાત ॥ પૂછતાં એક વિપ્ર તે બોલીયો રે, સુણ સુંદર શેઠની વાત ॥ ૧૫ ॥ ના૦ ॥ શેઠનો પુત્ર વેશ્યા ઘરેં રે, ખાતાં ધન નીઠું જામ ॥ માત પિતા સુત દાહથી રે, પોહોતાં પરલોકેં તામ॥૧૬॥ ના૦ ॥ ધમ્મિલ નારી જશોમતી રે, ઘરભૂષણ ભરીયાં તાસ ॥ સ્નાન કરી સાસરીયા તણાં રે, ગઇ પીહ

ર માયની પાસ ॥ ૧૭ ॥ ના૦ ॥ એમ નિસુણી ક્ષીણવજાહત રે, લહી મૂર્છા અંતર ઝાલ ॥ ચેત વલે નયરથી નીકલ્યો રે, જઇ બેઠો સરોવર પાલ ॥ ૧૮॥ ના૦ ॥ સ્નાન કરી માત પિતા તણું રે, નિર્મલ શીતલ જલ પીધ ॥ કાલ સમા વડપાદપ તલેં રે, સૂતો ક્ષણ નિદ્રા લીધ ॥ ૧૯ ॥ ના૦ ॥ ધમ્મિલ રાસેં એ પાંચમી રે, નીચ સંગતિ ફલની ઢાલ ॥ વીર કહે ઉંચ સંગતિ રે, પામે સુખ ઋદ્ધિ રસાલ ॥ ૨૦ ॥ ના૦॥

॥ દોહા ॥

॥ ક્ષણ નિદ્રા લહી જાગીયો, પડીયો ચિંતા ઝાલ ॥ ક્ષણ રોતો ક્ષણ શોચતો, ઝાલી તરૂવર ડાલ ॥૧॥ નિર્ધનને જીવિત કિશું, નિર્ધન મૃતક સમાન ॥ ધમ્મિલ ચિંતવતો ગયો, જિહાં છે જીરણ ઉદ્યાન ॥૨॥ વનપાલક સૂતો તિહાં, લેઇ તસ તરવાર ॥ વનદેવેં તે અપહરી, કરતાં શિર સંહાર ॥ ૩ ॥ ચય ખડકી અગ્નિ કરી, પેઠો જઇ એકાંત ॥ વનદેવેં શીતલ કરી, પામ્યો ખેદ અત્યંત ॥ ૪ ॥ કાલ કૂટ સુર સેહરો, તરૂ શિર નિપતન જાત ॥ ધૂલ તલાઇ સુર કરે, કરતાં ઝંપાપાત ॥ ૫ ॥ એમ ઘણા મરવા તણા, ચિંતે અવર ઉપાય ॥ તવ તે કોપી સુર કહે, મા મા સાહસ કરાય

॥ ૬ ॥ ચિંતે હજી આગલ કિશ્યા, દેશે દૈવ કલેશ ॥ ચારે છે મુજ દેવતા, કરતાં મરણ ઊદ્દેશ ॥ ૭ ॥ એ મ ચિંતવતો તે ગયો, સ્નિગ્ધ વને સુખ કાજ ॥ તિહાં તરૂતલ દીયે દેશના, દીઠા એક મુનિરાજ ॥૮॥ જંગમ તીરથ ભૂતલે, કરતા ભવિ ઊપગાર ॥ જ્ઞાન દિશાએં જાગતા, કર્મવેધ અણગાર ॥ ૯ ॥

॥ઢાલ છઠ્ઠી॥ મન મલવા મુજ અલજેયો ॥ એ દેશી ॥

॥ મુનિવાણી રસ માલતી, ચૂસંતા અલિ લોક રે ॥ વૃક્ષ અશોક તરૂ તલે, સુર નર નારીના થોક રે ॥ ૧ ॥ મુનિ૦ ॥ બેઠા હેમ સિંહાસને, અગડદત્ત મુનિરાય રે ॥ ધમ્મિલ દેખી વિનયથી, વંદે ગુરૂના પાય રે ॥ ૨ ॥ મુ૦ ॥ બેઠો યથોચિત થાનકે, કહે મુનિ ધર્મ રસાલ રે ॥ ધર્મ કરો નરભવ લહી, છંડો મોહ જાલ રે ॥ ૩ ॥ મુ૦ ॥ મોહે મૂંજ્યા મત ફિરો, છોડી પંથ ગમાર રે ॥ મોહની મદિરા છાકશી, રાગ દિશા સંસાર રે ॥ ૪ ॥ મુ૦ ॥ રાગે વાહ્યા નર ચલે, છંડી ઘર પરદેશ રે ॥ નંદી સોવનકાર જ્યું ॥ જલેતા જ્વલન પ્રવેશ રે ॥ ૫ ॥ મુ૦ ॥ વિષભક્ષણ કૂપે પડે, ગિરિ શિરે ઝંપાપાત રે ॥ એકાદશ ગુણઠાણથી, પડીયા હેઠલ જાત રે ॥ ૬ ॥ મુ૦ ॥ દૃષ્ટિ રા

ગેં આંધલા, નહી નિજપરનો વિચાર રે ॥ અતિરા
ગ ઘેલો થયો, વિજયપાલ ભૂપાલ રે ॥ ૭ ॥ મુ૦॥
પ્રેમેં પૂછે પરપદા, સ્વામી તેહ કહો વાત રે ॥ પુરી
મતાલ પુર ભૂપતિ, રંભા રાણીશું જાત રે ॥ ૮ ॥
મુ૦ ॥ શેઠ સુતા પદમાવતી, દીઠી રૂપ નિધાન રે ॥ ર
ચવાડી જાતાંથકાં, લાગ્યું તેહશું ધ્યાન રે ॥ ૯ ॥ મુ૦॥
શેઠઘરેં માગું કરી, રાજા પરણ્યો તેહ રે ॥ નાવે રાજ
કચેરીયેં, લાગો તાસ સનેહ રે ॥ ૧૦ ॥ મુ૦ ॥ દિન
કેતે પદમાવતી, મરણ લહે શૂલ રોગે રે ॥ વિજય
પાલ ઘેહલો થયો, અંતરદાહ વિયોગે રે ॥ ૧૧ ॥ મુ૦ ॥
દહન કરેવા નવિ દીએ, બેઠો મૃતકની પાસ રે ॥ ક
હે મંત્રી એ મરણ ગઇ, મૂકો રાણીની આશ રે ॥
૧૨ ॥ મુ૦ ॥ નૃપ કહે તુજ માતા પિતા, મરશે સુત
પ્રિયા જાત રે ॥ જીવે રાણી અમ તણી, કોડી વરસ ક
રો વાત રે ॥ ૧૩ ॥ મુ૦ ॥ મંત્રી કહે તુમેં રીશવી,
દૂર રહો નરનાહ રે ॥ મંત્રી રાયને છેતરી, દીધો
અગ્નિદાહ રે ॥ ૧૪ ॥ મુ૦ ॥ રૂઠી સ્વર્ગે સા ગઇ,
નિયમ લીએ નૃપ તામ રે ॥ વિણ દીઠે પદમાવતી,
ન લીએ ભોજન નામ રે ॥ ૧૫ ॥ મુ૦ ॥ દિન દશ
વીતે મંત્રિયેં, તવ એક બુદ્ધિ ઉપાય રે ॥ વિપ્ર વ

ધામણી મોકલ્યો, સુણી નૃપ હર્ષિત થાય રે ॥ ૧૬ ॥
મુ૦ ॥ પૂછ્યો દ્વિજ કહે સ્વર્ગમાં, વિલસે સુખ વિ
શેષ રે॥ થોડા દિનમાં આવશે, પણ વંછે તુમ લેખ રે
॥ ૧૭ ॥ મુ૦ ॥ મુદિત મને મહીપતિ સુણી, ભોજન
કીધ સનેહ રે ॥ લેખ લખી દેઇ પાઠવ્યો, વલી કેતે
દિન તેહ રે ॥ ૧૮ ॥ મુ૦ ॥ આવી રાયને કર દીયે,
ફલ નારિંગ રસાલ રે ॥ ખાવા રાણીયેં મોકલ્યાં, તુમ
પર ભક્તિ વિશાલ રે ॥ ૧૯ ॥ મુ૦ ॥ રીઝ્યો ભૂષણ
તસ દીએ, પસરી ઘર ઘર વાત રે ॥ રાજા પાસેં આ
વિયો, દ્વિજ એક ધૂરત જાત રે ॥ ૨૦ ॥ મુ૦ ॥ લે
ખ દીઓ નૃપ વાંચીયો, હું તુમ દાસી રાય રે ॥
આવણ ન દીએ સાહેલીયો, વરસ સમા દિન જાય રે
॥ ૨૧ ॥ મુ૦ ॥ કોટી ધન પેહેરામણી, મેં કીધી સુર
લોક રે ॥ દેવું આપી આવશું, મોકલજો ધન રોક
રે ॥ ૨૨ ॥ મુ૦ ॥ મંત્રીનેં કહે ધન દીયો, ભૂષણ કં
ચુઓ ચીર રે ॥ મંત્રી કહે નૃપ વિપ્ર એ, કીએ પં
થેં જશે ધીર રે ॥ ૨૩ ॥ મુ૦ ॥ નૃપ કહે પૂરવેં દ્વિજ
ગયો, તે મારગેં કરો એહ રે ॥ મંત્રી કહે અગ્નિ
વિચેં, તેણિવિધિ જાશે સંદેહ રે ॥ ૨૪ ॥ મુ૦ ॥
મંત્રી ધૂર્તને લેઇ ચલ્યો, બાહિર બાંધી નિઘટ્ટ રે ॥

અગનિમાંહે પ્રજાલીયો, વેહેલા આવજો ભદ્ર રે ॥ ૨૫ ॥ મુ૦ ॥ કેતા વાસર અંતરેં, નૃપ આગ્રહથી તામ રે ॥ ઊંચ વરણ રૂપ વયસમી, વેશ્યા પદમા નામ રે ॥ ૨૬ ॥ મુ૦ ॥ શીખાવી વનમાં ધરી, મંત્રી દેત વધાઇ રે॥ રાજા સન્મુખ આવતો, લેઇ સકલ સજ્જાઇ રે ॥ ૨૭ ॥ મુ૦ ॥ હોંશેં હસ્તી શિરેં ચઢી, ઉતરીયા દરબાર રે ॥ પુષ્ટિ અમૃત આહારથી, ચિંતે ચિત્ત મઝાર રે ॥ ૨૮ ॥ મુ૦ ॥ સ્વર્ગની વાતો પૂછતાં, સા કહે ભૂપને તેમ રે ॥ મંત્રીયેં જેમ શીખવી, ચતુર તે ભૂલે કેમ રે ॥ ૨૯ ॥ મુ૦ ॥ સુખ વિલસંતા રસ ભરે, ભમશે બહુ સંસાર રે ॥ રાગ વિરાગેં કેવલી, સિદ્ધિ વધૂ ભરતાર રે ॥ ૩૦ ॥ મુ૦ ॥ ધમ્મિલ કુંવરના રાસની, છઠ્ઠી ઢાલ રસાલ રે ॥ શ્રી શુભવીર રસિક જના, સુણજો થઇ ઉજમાલ રે ॥ ૩૧ ॥ મુ૦ ॥

॥ દોહા ॥

॥ પૂછે સાધુ કુમારનેં, કેમ સાહસિક કરાય ॥ પ્રાણી કુમરણેં કરી, નડિયા દુર્ગતિ જાય ॥ ૧ ॥ કુંવર કહે સ્વામી સુણો, હું દુઃખનો ભંડાર ॥ કૂપના છાયા કૂપમેં, નવિ પામે વિસ્તાર ॥ ૨ ॥ સાધુ કહે શું દુઃખ અછે, કહો વિવરીનેં કુમાર ॥ બાર વેચાયે

બોલતાં, શિર હોયે હલકો ભાર ॥ ૩ ॥ કુંવર કહે મુજ દુઃખને, કુણ ઊદ્ધરણ સમથ્થ ॥ જલધિ જલમાં ડુબતાં, કહો કોણ ઝાલે હથ્થ ॥ ૪ ॥ વિરલા પર કારજ કરા, વિરલા પાલે નેહ ॥ વિરલા ગુણ કીધો ગ્રહે, પર દુઃખે દુઃખીયા જેહ ॥ ૫ ॥ આ ભવ દુઃખ ન પામીયો, પર દુઃખ હરણ ન ધાત ॥ દુઃખ દેખી દુઃખ નવિ ધરે, તે આગલ શી વાત ॥ ૬ ॥ કહે મુનિ મેં દુઃખ દેખીયું, હું દુઃખ હરણ સમથ્થ ॥ દુઃખ દેખી દુઃખીયા અમે, ભાંખો નિજ પરમથ્થ ॥ ૭ ॥

॥ ઢાલ સાતમી ॥ રામચંદ્રકે બાગ, આંબો મોહોરી રહ્યોરી ॥ એ દેશી ॥

॥ કુંવર કહે મુજ આજ, સુરતરૂ તુંહી ફલ્યો રી ॥ દુઃખદાયક મ્હારાજ, નાડી વૈદ્ય મલ્યો રી ॥૧॥ નયર કુસારત નિવાસ, હું સુત શેઠ તણો રી ॥ જ્ઞાનકલાવિજ્ઞાન, પાઠકપાસ ભણ્યો રી ॥ ૨ ॥ વસીયો વેશ્યા ગેહ, તેહશું નેહ કરયો રી ॥ ખાઇ ઘરઘર વાત, મુજ વનમાંહી ધરચો રી ॥ ૩ ॥ જાગ્યો જીસેં પ્રભાત, નિજમંદિરીએ ગયો રી ॥ મરણ લહ્યાં મા બાપ, સાંભલી દાહ થયો રી ॥ ૪ ॥ મરણ ઉપાય મેં કી

ધ, દુઃખસર વન જીરણે રી ॥ વારચો દેવેં તામ, આવ્યો તુમ ચરણે રી ॥ ૫ ॥ લોહ ચમક દૃષ્ટાંત, તેં મુજ ખેંચી લીયો રી ॥ નયન સુધાંજનરૂપ, દર્શન દેવેં દીયો રી ॥ ૬ ॥ હજીય લગેં માહારાજ, વેશ્યા ચિત્ત વસી રી ॥ નવિ પલટાએ રંગ, સોવનરેખ રસી રી ॥ ૭ ॥ કરી એણેં દુર્જન રીત, પણ મેં ભાવેં ભજી રી ॥ સાચો કીધ સનેહ, પરણી દૂર તજી રી ॥ ૮ ॥ મુજથી અધિકું દુઃખ, કહો કેમ નાથેં લહુ રી ॥ મુજ દુઃખ ખમીયું ન જાય, તો તુમેં કેમ સહું રી ॥ ૯ ॥ તવ બોલે મુનિરાજ, વીતી વાત જિસી ॥ સાંભલ શેઠ કુમાર, કહીએં તેહ તસી રી ॥ ૧૦ ॥ સયલનયર શણગાર, શોભા તાસ હરી રી ॥ વસુમતી તિલક સમાન, નયરી શંખ પુરી રી ॥ ૧૧ ॥ તીન જગત વિખ્યાત, શક્તિ ત્રણ ભણી રી ॥ સાંધન તો ત્રણ વર્ગ, સુંદર નામ ધણી રી ॥ ૧૨ ॥ દક્ષરૂપ નિધાન, સુભગા શીયલેં સતી રી ॥ રાણી સુલસા નામ, લાવણિમ શીઅલવતી રી ॥ ૧૩ ॥ તાસ ઉઅરસરહંસ, કુલ અવતંસ શિરેં રી ॥ નામ અગડદત્ત તાસ, ઓચ્છવ સાથ ધરે રી ॥ ૧૪ ॥ બુદ્ધિ ઊદ્યમ ગુરૂ જોગ, વિદ્યા સર્વ ભણ્યો રી ॥ કલા બોહોંતેર

સીધ, પણ એક દોષ હણ્યો રી ॥ ૧૫ ॥ ચોરી કરે પુરમાંહી, વ્યસની સર્વ થયો રી ॥ ન્યાય ધર્મ શુચિ માર્ગ, દુષ્ટથી દૂર ગયો રી ॥ ૧૬ ॥ રત્ન કલંકિત કીધ, જબવિધિ સૃષ્ટી કીયો રી ॥ કમલે કંટક કીધ, ચંદ્ર કલંક દીયો રી ॥ ૧૭ ॥ સમસંજોગે વિજોગ, દુર્ભગ રૂપે ધરયો રી ॥ નિર્ધન પંડિત વિપ્ર, જલનિધિ ખાર કરયો રી ॥ ૧૮ ॥ ધનવતી કૃપણ સ્વભાવ, લક્ષ્મી મ્લેચ્છ ઘરે રી ॥ ધર્મી સુત ધન હીન, નારી નીચ વરે રી ॥ ૧૯ ॥ રાજ કચેરી મધ્ય, પુર વ્યવહારી ઘણા રી ॥ બોલે ભૂપસમક્ષ, અવગુણ કુંઅર તણા રી ॥ ૨૦ ॥ સાંભલી ચિંતે રાય, પુત્ર કુપુત્ર હુઓ રી ॥ દીઠે દાઝે દેહ, સુંદર તેથી મુઓ રી ॥ ૨૧ ॥ માત પિતા કુલલાજ, નહી મરજાદ કશી રી ॥ વ્યસને વંઠયો જેહ, તે કુલ કુચ મશી રી ॥ ૨૨ ॥ ધનપતિ સુતને કાજ, દેવને માની લીયે રી ॥ અવિનીત પ્રગટે પુત્ર, સુખવન દાહ દીએ રી ॥૨૩॥ સુત જનની હુલરાય, મોહોટા જામ હુવે રી ॥ શત્રુથી અધિકા થાય, તાતનું નામ ખુવે રી ॥ ૨૪ ॥ મધુર અશન તજે માય, સુતના રોગ ભયે રી ॥ કુવચન જીવિતશૂલ, થાયે મોટા થયે

રી ॥ ૨૫ ॥ મૂઢ પ્રાણી ગમાર, કૂડાં કપટ કરી રી ॥ વંચી લોક અનેક, તસ ધન લેત હરી રી ॥ ૨૬ ॥ ખાય પીએ નહી પેટ, દેશ વિદેશેં ફરે રી ॥ દાન ધરમ કરી દૂર, મંદિર માલ કરે રી ॥ ૨૭ ॥ ભોગવે ધન ધરપુત્ર, મા મલ મૂત્ર ધુવે રી ॥ વહૂ પરણી મુખ જોઇ, છેડો વાલી રૂવે રી ॥ ૨૮ ॥ પરિજન સેવે પાય, જબ લગેં સુત ન ધરે રી ॥ જનમે નંદન જામ, સજ્જન જાય ઘરે રી ॥ ૨૯ ॥ નરથી સુખી પશુ જાત, સુખ ભર વનમાં રમે રી ॥ નહી સુત ચિંતા કાંઈ, બાલકવય નિગમે રી ॥ ૩૦ ॥ ચાકરી દાસ કરંત, વાહને સુત વિચરે રી ॥ વૃદ્ધ હોવે મા બાપ, ચિંતે કિમ ન મરે રી ॥ ૩૧ ॥ અશનમાત્ર ગુણ જાણ, ચાંપો પણ ન ચરે રી ॥ ગંડલ મંડલ જાત, રયણી ચોકી ભરે રી ॥ ૩૨ ॥ બાલક વ્યાલકતુલ્ય, પ્રગટે પુત્ર તિસ્યો રી ॥ માત પિતા દુઃખદાય, કોણિક રાયજિસ્યો રી ॥ ૩૩ ॥ રાજ્ય વિઘન પુરઘાત, એકદિન જીવ હરે રી ॥ મણિએ વિભૂષિત નાગ, કુણ જન રાખે ઘરે રી ॥ ૩૪ ॥ એમ ચિંતી નર રાય, કહે પ્રજાને તદા રી ॥ કરશું અમેં જાણિં ગેહ, જેમ સુખ વરતે સદા રી ॥ ૩૫ ॥ ધમ્મિલ રાસેં રસાલ, સાતમી ઢાલ

યી દ્વેષી ગુરૂણામપિ ॥ ધૂર્ત્તોઽસત્યપ્રજલ્પક ૫૮ ખલઃ દુષ્ટઃકુમાર્ગાનુગઃ ॥ સ્તેષાંયંત્રકમંત્રસાધનવિધિઃ સિદ્ધયંતિ નો કર્હિચિત્ ॥ ૧ ॥ પૂર્વઢાલ ॥ સુમતિ સાધકે હો કે બહુ ઉપકાર લીયો ॥ અગડદત્તનેં હો કે મોહની મંત્ર દિયો ॥ લેઇ ચલીઓ હો કે કરી તસ પાય નતિ ॥ અનુક્રમેં આવ્યો હો કે પુરી અમરાવતી ॥ ૧૭ ॥ તે પુર પરિસર હો કે મુનિ ઉપદેશ દીએ ॥ તિહાં જઇ પ્રણમી હો કે ધર્મપિયૂષ પીએ ॥ શીતલતાએં હો કે આતમ ઉપશમિયો ॥ ખેટક ચોરી હો કે હિંસા નિયમ લિઓ ॥ ૧૮ ॥ નૃપસુત ગુરૂને હો કે કહે મુજ ઉદ્ધરયો ॥ નિયમ દીયંતાં હો કે પંથ સખાએં કરયો ॥ મુનિ નમી ચાલ્યા હો કે પામ્યા પ્રેમ વશી ॥ કાશી દેશેં હો કે નયરી વણારશી ॥૧૯॥ ધમ્મિલરાસેં હો કે આઠમી ઢાલ કહી ॥ મૂરખપ્રેમે હો કે વિખ ભખે નહીં ॥ શ્રી શુભ વીરની હો કે વાણી અમૃતસી ॥ સજ્જન વિનયી હો કે કંચન લેત કશી ॥ ૨૦ ॥

॥ દોહા ॥

॥ અગડદત્ત થાકો ગયો, સુર સરિતાને તીર ॥ પંથ પિપાસા શ્રમ ટલ્યો, પીતાં નિર્મલ નીર ॥ ૧ ॥ ષટ દરશન મઞ્જન જલે, ગંગાતીરથ રૂપ ॥

મુનિવર કેઇ મુગતિ ગયા, માને સુર નર ભૂપ ॥ ૨ ॥ એક વારણ બીજી અશી, નામેં નદીયો દોય ॥ મધ્ય વશીયવરાણશી, નગરી ગુણથી જોય ॥ ૩ ॥ ભાગ્ય ઊદય જોવાભણી, કુંવરેં કીધ પ્રવેશ ॥ નાનાવિધ કૌતક જુવે, ફરતો સુંદર વેશ ॥ ૪ ॥ મઠએક મો હોટો દેખીયો, જિહાં ભણે છાત્ર અનેક ॥ જ્ઞાનકલા રસ વસ ગયો, તિહાં ધરી વિનય વિવેક ॥ ૫ ॥ ઊપા ધ્યાય કલાનિધિ, પવનચંડ છે નામ ॥ કર જોડી બેઠો તિહા, ધુર કરી તાસ પ્રણામ ॥ ૬ ॥

॥ ઢાલ નવમી ॥ ક્રીડા કરી ઘર આવીયો ॥ એ દેશી ॥

॥ પાઠક પ્રેમ રસેં કહે, છાત્રનેં કરીઅ વિદાય રે ॥ કહો કોણ દેશથી આવીયા, નામ કિશું તુજ ભાય રે ॥ ૧ ॥ પાઠ૦ ॥ શે કારણ ઇહાં આવીયા, કોણ તુજ ઊત્તમ વંશ રે ॥ પ્રેમેં તેહ પ્રકાશીયેં, જેમ હીંસેં અમ હંસ રે ॥ ૨ ॥ પા૦ ॥ મૂલ થકી વિવરી કહ્યો, કુંવરેં નિજ અવદાત રે ॥ સુણી પાઠક વલતું કહે, વત્સ સુણો એક વાત રે ॥ ૩ ॥ પા૦ ॥ માત પિતા તજવે કરી, રૂડું ન કીધું કાજ રે ॥ નાત સજ્જન પુર લોકમાં, નાવી કશી તુજ લાજ રે ॥ ૪ ॥ પા૦ ॥ ક્રમ નખ કાંતિ પીતર તણી, જાણી તીર્થ સમાણી

રે ॥ ઊત્તમ નર પૂજન કરે, પંડિત શાસ્ત્ર વાણા રે ॥ ૫ ॥ પા૦ ॥ કટુકગિરા ગુરૂ માતની, આગલ હિત કર જાણે રે ॥ કફહંતા ભેષજ પરે, નીરૂજા વૈદ્ય વખાણે રે ॥ ૬ ॥ પા૦ ॥ ગુરૂ તાડંતાં હિત કરે, ઊન્માર ગથી વારે રે ॥ મણિકારક ઘસતા મણિ, રત્નનું તેજ વધારે રે ॥ ૭ ॥ પા૦ ॥ પીતર નિભ્રંછે દોષને, પણ નવિ પુત્રને તાડે રે ॥ જેમ ન વિતાડે પાત્રને, મંત્રિકભૂત પછાડે રે ॥ ૮ ॥ પા૦ ॥ જગત ગુણે ગૌરવ લહે, શું કરે પરપોતાને રે ॥ નિજઅંગજમલ પરિહરે, વનજકુસુમશિર માને રે ॥ ૯ ॥ પા૦ ॥ માત પિતા ગુરૂ કુલવશેં, હોય જગત બહુ માને રે ॥ કંચન ગિરિ વલગાં રહ્યાં, તૃણતરૂ કનક સમાનો રે ॥ ૧૦ ॥ ॥ પા૦ ॥ ઠાણાપુરેં વ્યવહારિયો, સુંદર નાંમેં સાર રે ॥ માત પિતા વૃદ્ધપય નમી, પૂજી કરત આહાર રે ॥ ૧૧ ॥ પા૦ ॥ સુત વિનયી તસ હોય છે, બહુલ કરે વ્યાપાર રે ॥ દાનદયા તસ ચિત્ત વસી, દ્રવ્યત ણો નહીં પાર રે ॥ ૧૨ ॥ પા૦ ॥ લાભે લોભ વધે ઘણો, ઈંધણથી જેમ આગ્ય રે ॥ તૃષ્ણાદાહ સમાવવા, જલસમ જ્ઞાન વૈરાગ્ય રે ॥ ૧૩ ॥ પા૦ ॥ ગુરૂવિણ જ્ઞાન ન સંપજે, તેણે અતિલોભ જમાવે રે ॥ મા

લ બહુલ વોરી કરી, સુંદર જાઝ ચઢાવે રે ॥ ૧૪ ॥ પા૦ ॥ માત પિતા સુત દોયશું, વાત એકાંત બનાવી રે ॥ સહુ સાથે વાહાંણે ચઢ્યા, ઘર પરિકરને ભલાવી રે ॥ ૧૫ ॥ પા૦ ॥ જલધિવચે જાતાં થકા, લાગ્યો પવન પ્રચંડ રે ॥ પ્રભુ પ્રભુ કરતાં પ્રલય થયો, વાહાણ થયું શતખંડ રે ॥ ૧૬ ॥ પા૦ ॥ માત પિતા વધૂ સુત જલે, ડૂબ્યાં દૈવ ઊપરાંઠે રે ॥ સુંદરશેઠ ફલક ગ્રહી, આવ્યો જલનિધિ કાંઠે રે ॥ ૧૭ ॥ પા૦ ॥ ભમતો અનુક્રમે આવીયો, ઠાણાપુર નિજગેહે રે ॥ મૃતકારજ સહુનાં કરી, પરણ્યો નવી સ્ત્રી નેહે રે ॥ ૧૮ ॥ પા૦ ॥ પુત્ર વધૂ સુત સંતતી, પૂર્વતણી પરે થાતી રે ॥ પણ એક માત પિતા ગયાં, ભવ લગે બલતી છાતી રે ॥ ૧૯ ॥ પા૦ ॥ એમ સુણી પાઠક પાય નમી, કુંવર કહે ગુરૂ રાજ રે ॥ આજ તુમે પ્રતિબોધીયો, સિદ્ધાંવંછિત કાજ રે ॥ ૨૦ ॥ પા૦ ॥ તાત મેં શિક્ષા શિર ધરી, મુજ મન શાસ્ત્ર કલાશું રે ॥ ભણી ગણી પિતૃપદાર્થેને, તુમ આણા લેઇ જાશું રે ॥ ૨૧ ॥ પા૦ ॥ ધમ્મિલ કુંવરના રાસની, એ કહી નવમી ઢાલ રે ॥ શિક્ષા શ્રીશુભવીરની, વિનયી સુણો ઊજમાલ રે ॥ ૨૨ ॥ પા૦ ॥

॥ દોહા ॥

॥ કુંવર વચન સુણી રીઝીયો, પવનચંડ ઉવ
ઝાય ॥ દૃષ્ટિવદન સદને ગયો, તેડી કરી સુપસા
ય ॥ ૧ ॥ સ્નાન અશન વસનાદિકે, કરતો તસ મનો
હાર ॥ કહે પિતુ ઘર સમ મુઝ ઘરે, વિલસો પ્રિય દિ
લ ધાર ॥ ૨ ॥ કુંવર તિહાં રેહેતો થકો, કરી ગુરૂવ
ચન પ્રમાણ ॥ આરાધે નિત્ય વિનયથી, માત પિતા
સમ જાણ ॥ ૩ ॥ શાસ્ત્રને શસ્ત્રકલા તણો, પામી સુગુ
રૂ પસાય ॥ પાર લહી ગૃહ ઊપવને, એકદિન રમવા
જાય ॥ ૪ ॥ કુસુમ સુગંધ પવન લહી, રહી સ્થિર દૃષ્ટિ
નિશાન ॥ બાણાવલી બાણે કરી, વેધે તાણી કબાન
॥ ૫ ॥ એણે સમે કુસુમ દડો પડયો, પૂઠે લાગ્યો ઘાત ॥
ચક્ષુ લક્ષથી ઓસરી, ચિંતે શ્યો ઉતપાત ॥ ૬ ॥ પૂઠે દી
ઠી અપછરા, સમ નવયૌવન નાર ॥ શક્તિવસંતત્ર્ઝ
તુ વન સુરી, આવી ચિંતે કુમાર ॥ ૭ ॥ તવ સા
નિર્દયહૃદય તસ, વેધનકૃતચિત્ત લક્ષ ॥ ભૂધનુમુક્ત
શરે કરી, ભેદત નયન કટાક્ષ ॥ ૮ ॥ સા કહે સંવૃણુ
લોચને, તૃણ લવે ન ધર કુઠાર ॥ હું સ્મરમાર્ગણે
પીડિયો, ઉચિત ન મૃતકને માર ॥ ૯ ॥ તું કોણ ક

સ્ય સુતાભિધા, પૂછે કુમર સવિકાર ॥ ચંદ્રવદની મદ નાતુરા, બોલે વચન રસાલ ॥ ૧૦ ॥

॥ ઢાલ દશમી ॥ ફતમલની દેશી ॥

॥ ચિત્તહર ॥ તું મુજ મુકુટસમાન, મનસા ખેં હું તુજ વરી ॥ ચિત્તહર ॥ મેહેલથી દર્શન દીઠ, નેહદોરેં રે ખેંચી ઉતરી ॥ ૧ ॥ ચિ૦ ॥ આવી હું કં ત હજૂર, પિઉડેં પ્રેમ ધરી પૂછીયું ॥ ચિ૦॥ વાલ્હાની આગલ વાત, કેહેતાં સવિ દુઃખ ઉલસિયું ॥ ૨ ॥ ચિ૦ ॥ પ્રીત પટંતર હોય, ન રહે ઇક્ષુતણી પરેં ॥ ચિ૦ ॥ મૂલ થકી અધિકાર, વિવરી કહું પિયુ આગલેં ॥ ૩ ॥ ચિ૦ ॥ બંધુદત્ત મુજ તાત, શેઠ ધુરં ધર ઇહાં વસે ॥ ચિ૦ ॥ સન્મુખ એ પ્રાસાદ, દેવવિ માનનેં પણ હસે ॥ ૪ ॥ ચિ૦ ॥ લક્ષમીવતી મુઝ માત, લક્ષમી ઘરે પાએ પડી ॥ ચિ૦ ॥ મદન મંજ રી મુજ નામ, ધાતેં રૂપવતી ઘડી ॥ ૫ ॥ ચિ૦ ॥ પિતૃવચ્છલ ગુરૂ જોગ, ચતુરકલા ચોશઠ ભણી ॥ ચિ૦ ॥ ઇહાં એક શેઠનો બાલ, કાલવ્યાલસમદૃગ ફણી ॥ ૬ ॥ ચિ૦ ॥ વિવાહ સાજન સાથ, કાથ કુવૈ વેં મેલીયો ॥ ચિ૦ ॥ કરમેં વિડંબી મુજ, કુષ્ટરોગ

પશુ હેલિઓ ॥ ૭ ॥ ચિં૦ ॥ નારક સૂકરરૂપ, વેં
હેલ વલે લહી નાલીયું ॥ ચિં૦ ॥ ચોરીએ વિણ ચિ
ત્ત સાખ, હાથ બાહ્યાને હઠ્યું બાલીયું ॥ ૮ ॥
ચિં૦ ॥ વાસ ભુવન કર જોડ, ઊભો મૂર્ખ ઓલગ
કરે ॥ ચિં૦ ॥ બીહિનો ગયો પિતુ ગેહ, હું રે ગઇ
માતા ઘરેં ॥ ૯ ॥ ચિં૦ ॥ લક્ષ્મી કૃપણને હાથ, મં
દમતિ પુરભારતી ॥ ચિં૦ ॥ ચતુર નારીપતિ મૂર્ખ,
એથી મરણગતિ સુખવતી ॥ ૧૦ ॥ ચિં૦ ॥ તેણેં
વસતાં પિતુ ગેહ, વીત્યાદિન કેતા સમા ॥ ચિં૦ ॥ તુ
મ દરશનેં હું આજ, ચમકી ચકોરી ચંદ્રમા ॥ ૧૧ ॥
ચિં૦॥ આભવ તું ભરતાર, ચતુર ચરણ ચિત્ત ઉલ્લસ્યો
॥ ચિં૦ ॥ તું મારે હઇડાનો હાર, દીઠો તિહાંથી દિલ વ
સ્યો ॥ ૧૨ ॥ ચિં૦ ॥ તુજ ગુણવંત સસનેહ, કાંટો ભાં
ગો રે કાયા કેર નો ॥ ચિં૦ ॥ કામભુજંગ ડશેલ, ન
હી કો ઊતારણ ઝેરનો ॥ ૧૩ ॥ ચિં૦ ॥ આવી હું
શરણે આજ, વાલ્હિમવિણ નહિ જાંગુલી ॥ ચિં૦॥
રોગ ભરી દુર્ગંધ, અલગી ન થાએ આંગુલી ॥ ૧૪॥
ચિં૦ ॥ કપટી કલંકી મિત્ર, અવસાનેં વિહિતોદયો ॥
ચિં૦ ॥ દોષાકર પણ ચંદ્ર, શિવશિર વલ્લભતા થ
યો ॥ ૧૫ ॥ ચિં૦ ॥ મહાદેવ ન જુએ દોષ, આ

શ્રિતને નવિ પરિહરચો ॥ ચિં૦ ॥ આકૃતિ રાજકુમા
ર, ઓલખીનેં મેં આદરચો ॥ ૧૬ ॥ ચિં૦ ॥ શરણા
ગત કરે દૂર, નહી કોઇ ક્ષત્રી જાતમાં ॥ ચિં૦ ॥ પ્રા
ર્થના કરશો ભંગ, તો મરશું આજ રાતમાં ॥ ૧૭ ॥
ચિં૦ ॥ કાસણુંગારે નેહ, નયણેં મુજ કામણ કરચો ॥
ચિં૦ ॥ પલક ન છોડચો જાય, ચિત્ત સાંકલીએં સાં
કલ્યો ॥ ૧૮ ॥ ચિં ॥ મરણ જીવન નાથ હાથ, સા
થ ન છોડું તુમ તણો ॥ ચિં૦ ॥ બોલ્યો કુંમર સુણી વા
ત, દેખી રૂપ અતિ ઘણો ॥ ૧૯ ॥ ચિં૦ ॥ મોહનાં
લાગ્યાં બાણ, પ્રાણ સમાણીનેં એમ કહે ॥ ચિં૦ ॥
હું રે વસું પરદેશ, કલેશ કરણ તું કિહાં રહે ॥ ૨૦ ॥
ચિં૦ ॥ જાઇશું અમે નિજ દેશ, તે દિન તુજ તેડું ક
રૂં ॥ ચિં૦ ॥ પટરાણી પદ તુજ, સાચું વચન એ માહ
રૂં ॥ ૨૧ ॥ ચિં૦ ॥ વાલ્હમ સુણી રે વચન, માલ
તી કુસુમેં વધાવતી ॥ ચિં૦ ॥ વિકસિત નયનવદન,
કંચુક છાતી ન માવતી ॥ ૨૨ ॥ ચિં૦ ॥ હાથમાં લેઇ
કરકોલ, મુદિત થઇ ગઇ નિજ ઘરેં ॥ ચિં૦ ॥ કુંઅ
ર ગયો ગુરૂગેહ, નજર મેલાવા નિત્ય કરે ॥ ૨૩ ॥
ચિં૦ ॥ ધમ્મિલરાસેં ઢાલ એહ, દશમી અમીરસ વે

લડી ॥ ચિં૦ ॥ અહી છીપ સ્વાતીનીર, વારવચન રસ સેલડી ॥ ૨૪ ॥

॥ દોહા ॥

॥ એક દિન વનક્રીડા કરી, અશ્વારૂઢકુમાર ॥ નયરીમાં જબ આવીયો, તવ દેવાણું દ્વાર ॥ ૧ ॥ કોલાહલ દીઠો બહુ, પુરજન ભરીયા શોક ॥ મેડીમાલ તરૂવર ચઢે, નરનારીના થોક ॥ ૨ ॥ જનસંમર્દન થી પડે, કેઈ પંથે ભયભ્રાંત ॥ પિહિતદ્વાર ઘર હાટમાં, પેઠ વણિક મહંત ॥ ૩ ॥ સુભટ ઘણાં ભાલાં ધરચાં, ખડ્ગ મુશલ કરજોડ ॥ પગભાંગે મુખ ઘેરજે, કરતા દોડાદોડ ॥ ૪ ॥ ચહુટે જોતા તે ગયો, વિસ્મય ચિત્તકુમાર ॥ ઊંચે ઘરનર ગોખડે, પૂછે તાસ વિચાર ॥ ૫ ॥

॥ ઢાલ અગ્યારમી ॥ તેહ પ્રતિજ્ઞા વાત, નયરમાં ઘરઘરે હો લાલ ॥ ન૦ ॥ એ દેશી ॥

॥ તેહ કહે નર સુંદર, સાંભલો વાતને હો લાલકે ॥ સાં૦ ॥ જોરે વસો પુરમાં ન, લહો ઊતપાતને હો લાલ ॥ લ૦ ॥ ભુવનપાલભૂપાલ, ઇહાં છે રજીયો હો લાલ ॥ ઇ૦ ॥ જસ મહિમા મહીમાંહી

અતુલ બલ ગાજીયો હો લાલ ॥ અ૦ ॥ ૧ ॥ દલમં
ડણ રિપુ ખંડણ, ગજ ગુણ ધામ છે હો લાલકે ॥
ગ૦ ॥ હસ્તી ઘટાસેં પટાવત, ચંપક નામ છે હો લા
લકે ॥ ચં૦ ॥ તે મદ ભરીઓ ઘરીઓ, ન જાય મા
હાવતેં હો લાલ ॥ ન૦ ॥ આલાન થંભ ઉમેલી, કર
લી ભટ ધાવતેં હો લાલ ॥ ક૦ ॥ ૨ ॥ પાડંતો ઘર
હાટ, ઇહાં હલકારશે હો લાલ ॥ ઇ૦ ॥ નાસો લેઇ
જીવ, તુરંગને મારશે હો લાલ ॥ તુ૦ ॥ એમ કેહે
તાં તેણી વાર, સુભટ ભાલાં ધરયાં હો લાલ ॥ સુ૦ ॥
પાસત નાસત ત્રાસત, ચાકર ઠાકરા હો લાલકે ॥ ચા૦ ॥
૩ ॥ ગર્જિત ઉર્જિત શુંઢ, પ્રચંડ ઊલાલતો હો લા
લ ॥ પ્ર૦ ॥ ગતિવિટોલ પ્રાભંજન, ધૂલ ઉચ્છાલતો
હો લાલકે ॥ ધૂ૦ ॥ પ્રાવૃટ અંભોદસોદર, કાલો વાર
ણો હો લાલકે ॥ કા૦ ॥ અગ્નિ ધમ્યું જેમ તામ્ર, રતા
ક્ષેં ભીષણો હો લાલ ॥ ર૦ ॥ ૪ ॥ સાતે સ્રોત સ્રવં
ત, જલાશ્રય દારૂણેં હો લાલ ॥ જ૦ ॥ જંગમ ગિરિ
નિઝરણ, ઝરંતાં બારણે હો લાલ ॥ ઝ૦ ॥ પાછલ પ
ગ વિલગંતી, ખલંતી શૃંખલા હો લાલ ॥ ખ૦ ॥
બુંબારવ કરે લોક, ફિરંતા વેગલા હો લાલ ॥ ફિ૦ ॥
૫ ॥ એકલો દેખી કુમાર, કરી ક્રોધેં ભરે હો લાલ ॥

કું૦ ।। આવ્યો હસ્તી કુમાર, તુરંગથી ઉતરે હો લા
લ ।। તુ૦।। ધૈર્યજ ધરી કર વસ્ત્ર, કરી સાહામો ચલે હો
લાલ ।। ક૦ ।। પાથરી પંથે વસ્ત્ર કુમર, વેગો વલે હો
લાલ ।। કુ૦ ।। ૬ ।। નર જાણી ગજ ક્રોધેં, હણે દંતૂસ
લેં હો લાલ ।। હ૦ ।। તવ લઘુ વેગે કુમાર, તે વલ
ગ્યો પાછલેં હો લાલ ।। તે૦ ।। પૂંછડે વલગ્યો લેવા,
કરી ભમરી ફરે હો લાલ ।। ક૦ ।। છાત્ર હણ્યો પરદે
શી, જન હાહા કરે હો લાલકે ।। જ૦ ।। ૭ ।। મદન મં
જરી સુણી વાત, તે ચિત્ત શોકાકુલેં હો લાલ ।। તે૦ ।।
થાકયો હસ્તી કુમાર, ચઢયો તવ ઉપરેં હો લાલ ।।
ચ૦ ।। મુષ્ટિ પ્રહારેં હણ્યો કરી, તવ નિર્મદ થયો હો
લાલકે ।। ત૦ ।। ઊતરી મોહની સમરી, કુંમર આગલ
ગયો હો લાલ ।। કું૦ ।। ૮ ।। તવ મોહ્યો કરિરાજ,
કુમર પાયેં પડયો હો લાલ ।। કું૦ ।। લોક કહે નર
રત્ન, ભલેં આવી ચઢયો હો લાલ ।। ભ૦ ।। નર નારી
થઇ નિર્ભય, ફૂલેં વધાવતાં હો લાલ ।। ફૂ૦ ।। પવન
ચંડ ઉવજ્જાય, વિલોકન આવતા હો લાલ ।। વિ૦ ।।
૯ ।। શેઠ સુતા સુણી વાત, હેએ રીજી ઘણું હો લા
લ ।। હ૦ ।। પુરજન હરખ મિશેં, દે સખીનેં વધામણું
હો લાલ ।। સ૦ ।। શણગારી ગજ આલાન, થંભે સા

કુલ્યો હો લાલ ।। થં૦ ।। દેખી અચંભો લોક, ખલક જોવા મલ્યો હો લાલ ।। ખ૦ ।। ૧૦ ।। પુણ્ય પડૂર હ જૂર, નૃપેં તેડાવિયો હો લાલ ।। નૃ૦ ।। પાઠક સાથ કુમાર, તિહાં કનેં આવીઓ હો લાલ ।। તિ૦ ।। કરત પ્રણામ નરેશરેં, માનેં બોલાવીઓ હો લાલ ।। મા૦।। ગાઢ આલિંગન દેઇ, પાસેં બેસાવીયો હો લાલ ।।પા૦।। ૧૧ ।। રાય કહે વત્સ જાણ્યું, ગુણે કરી તાહરૂં હો લાલ।। ગુ૦।। ઊજ્જવલ કુલ નવી હીરો, વિણ વયરાગરૂ હો લાલકે ।। વિ૦ ।। પણ સુણવા તુમ વંશકે, અમ ઇચ્છા ઘણી હો લાલકે ।। અ૦।। પ્રેમેં તેહ પ્રકાશો, ઊતપત્તિ આપણી હો લાલકે ।। ઊ૦ ।। ૧૨ ।। કુમર સુણી લજ વાણો, મૌન પણે રહ્યો હો લાલ કે ।। મૌ૦ ।। પાઠકેં તામ વૃત્તાંત, સકલ માંડી કહ્યો હો લાલ ।।સ૦।। રાય સુણો કહે વત્સ, કિશું આ તેં કરચું હો લાલ ।। કિ૦ ।। સુંદર રાય અમો વચેં, ગણીયું આંતરૂં હો લાલકે ।। ગ૦।। ૧૩।। નવિ જણવ્યું તેં કાંઇ, એણે નગરેં રહી હો લાલ ।।એ૦।। આ નગરીનું રાજ્ય, સકલ તાહારૂં સહી હો લાલ ।। સ૦ ।। રાય કિયો શિરપાવ, કુંવ ર પાઠક ભણે હો લાલ ।। કું૦ ।। અશ્વાદિક વર વા હન, અંબર ભૂષણેં હો લાલકે ।। અં૦ ।। ૧૪ ।। મોક

લીઓ બહુ માનશું, પાઠકનેં ઘરેં હો લાલકે ॥ પા૦ ॥ કુંવર ભૂજાલ વિશાલ, તિહાં લીલા કરે હો લાલ ॥ તિ૦ ॥ ધમ્મિલરાસેં ઢાલ, અગીઆરમી મન રલી હો લાલ ॥ અ૦ ॥ શ્રી શુભ વીરની ચાકરી, પાઠકનેં ફલી હો લાલકે ॥ પા૦ ॥ ૧૫ ॥

॥ દોહા ॥

॥ એક દિન રાજસભા વચેં, પ્રાભૃત સંભૃત હાથ ॥ આવી નમી કહે રાયનેં, માહાજન પુરજન સાથ ॥ ૧ ॥ દેવપુરી સમી આ પુરી, પૂર્વેંહતી મહા રાજ ॥ તુછ્છગ્રામ સમ સંપ્રતિ, થઇ ન રેહી કાંઇ લાજ ॥ ૨ ॥ કોઇક ચોર અદૃષ્ટચર, લૂંટે નગરી સર્વ ॥ ધનધાન્યેં નિર્ધન થયા, ન રહયો કોઇનો ગર્વ ॥ ૩ ॥ તુમ સરિખા સ્વામી છતે, પુરજનનેં શી ભીત ॥ તિમિરોદય તરણી છતે, વાત વડી વિપરીત ॥ ૪ ॥ રાય સુણી કોપ્યો તિશેં, બોલાવે કોટવાલ ॥ તસ્કર લૂંટે લોકનેં, તું ન કરે રખવાલ ॥ ૫ ॥ તે કહે સ્વામી સાભલો, વિદ્યામંત્ર ભરેલ ॥ અદૃષ્ટ ચોર ચોરી કરે, કરતો નવ નવા ખેલ ॥ ૬ ॥ રાત દિવસ જોતો ફરૂં, પણ નવિ ઝાલ્યો જાય ॥ ભૂપ કહે સુણ સચિવનેં, કરવો કોઇ ઉપાય ॥ ૭ ॥

॥ ઢાલ બારમી ॥ જુઓ અગમગતિ પુણ્યની રે ॥ એ દેશી ॥

॥ મંત્રી સેનાપતિ ભૂપતિ રે, પુરોહિતને કોટવાલ રે ॥ પાંચે પાટો તિહાં મલી રે, ચિંતે થઇ ઉજમાલ રે ॥ ૧ ॥ જૂઓ અકલ ગતિ ચોરની રે ॥ એ આંકણી ॥ પંચ તિહાં પરમેસરૂ રે, લૌકિક વાત વિચાર રે ॥ ભૂપ પૂરવ દ્વારેં રહે રે, મંત્રી ઊત્તર દ્વાર રે ॥ ૨ ॥ જૂ૦ ॥ પુરોહિત દાહિણ દિશેં રે, પચ્છિમેં સેના ભૂપાલ રે ॥ સુભટ સહિત અહોનિશિ રહે રે, ફરતો રહે કોટવાલ રે ॥ ૩ ॥ જૂ૦ ॥ ઇચ્છિત થાનકેં સહુ રહ્યા રે, તસ્કર કરી એ વિચાર રે ॥ ધોબી ઘરવાસો વસી રે, અંગ ધરી શણગાર રે ॥ ૪ ॥ જૂ૦ ॥ નયરી માંહે નીકલ્યો રે, જનમુખ સુણીય વિચાર રે ॥ રમતાં દીઠો જૂવટેં રે, જક્ષાલય કોટવાલ રે ॥ ૫ ॥ જૂ૦ ॥ રમવા બેઠો તે વચેં રે, આભૂષણ પણ કીધ રે ॥ આરક્ષક કર મુદ્રિકા રે, નામાંકિત જીત લીધ રે ॥ ૬ ॥ જૂ૦ ॥ ઊઠી તલાર પુરેં ભમે રે, વેશ્યા રજક કલાર રે ॥ કઇતવ માલી પ્રજાપતિ રે ॥ મઠ સોની ઘરભાલ રે ॥ ૭ ॥ જૂ૦ ॥ તુમ પતિ ચોર સખાઇઆ રે, જાણી બાંધ્યા નિર્ધાર રે ॥

રાય સુભટ ઘર લૂંટશે રે, કાઢો માલ ઝટ પટ રે ॥ ૮ ॥ જૂ૦ ॥ દેખી કંતની મુદ્રિકા રે, દીધો સકલ ઘરમાલ રે ॥ વિદ્યાબલેં ચોર લેઇ ગયો રે, ખાવા ન મૂક્યો થાલ રે ॥ ૯ ॥ જૂ૦ ॥ લેહેણું એક પતાવીનેં રે, ગયો સેનાપતિ પાસ રે ॥ એકાંતેં કહે સાહિબા રે, સુણજો એક અરજ દાસ રે ॥ ૧૦ ॥ જૂ૦ ॥ વારણનય વનમાં વસે રે, જોગી એક અવધૂત રે ॥ બાર વરસેં સેવા ફલી રે, મંત્ર લીયો અદ્ભુત રે ॥ ૧૧ ॥ જૂ૦ ॥ પણ સાધન વિધિ દોહિલી રે, અમો વણિકથી ન થાય રે ॥ એક રાત નિર્ભય જપે રે, દેવ દેઇ વર જાય રે ॥ ૧૨ ॥ જૂ૦ ॥ વિશ્વ સકલ નજરે હુવે રે, ચોર તણી શી વાત રે ॥ હસ્તિ શત ભુજબલ હુવે રે, થાશો જગત વિખ્યાત રે ॥ ૧૩ ॥ જૂ૦ ॥ જોગી અદૃશ્ય પણેં રહે રે, જઇ એં તાસ સમીપ રે ॥ પંચ રતન પદ પૂજીનેં રે, ધૂપઘટા ઘૃત દીપ રે ॥ ૧૪ ॥ જૂ૦ ॥ શીખવી મંત્ર સધાવશું રે, દેજો મુજ એક ગામ રે ॥ સેનાપતિ સુણી ચિંતવે રે, રાખું જગત એક નામ રે ॥ ૧૫ ॥ જૂ૦ ॥ અશ્વારૂઢ સેનાપતિ રે, પોહોતા તે વનમાંહિ રે ॥ પંચ રતન ઠવી ભૂતલેં રે, સાચવતા વિધિ ત્યાંહી રે ॥ ૧૬ ॥ જૂ૦ ॥ ભૂપ

ણુ વસ્ત્ર તુરગ તજી રે, પડદે કરતા જાપ રે ॥ રત્નઃ દિક ચોર લેઇ ગયો રે, આથમતે રવિ તાપ રે ॥ ૧૭ ॥ જૂ૦ ॥ વેશ આહેરણનો કરી રે, શિર ધરી સુરા ચંદ્રહાસ્ય રે ॥ રમઝમ કરતી નીસરી રે, મંત્રીશ્વરની પાસ રે ॥ ૧૮ ॥ જૂ૦ ॥ મહી લ્યો ગોરસ રાજવી રે, કોકિલ સ્વર સુણી બોલ રે ॥ તંબૂમાં તેડી કરી રે, વાત કરે રંગરોલ રે ॥ ૧૯ ॥ જૂ૦ ॥ નયન કટાક્ષે વેધતી રે, દેતી ગોરસ તાસ રે ॥ સાહેબ પ્રેમે આરોગીએં રે, બેઠી છું તુમ પાસ રે ॥ ૨૦ ॥ જૂ૦ ॥ વિશ્વાસી વિષયી નરા રે, મંત્રી પીએ ચંદ્રહાસ્ય રે ॥ મદિરા મૂર્ચ્છિત ભૂતલેં રે, પડીયા થઇય નિરાશ રે ॥ ૨૧ ॥ જૂ૦ ॥ ડાઢી મુછ અરધા કરી રે, હેડેં જડયા પગ દોય રે ॥ મુખ ઊપર ઠવી ખાસડું રે, મિલકત સઘલી જોય રે ॥ ૨૨ ॥ જૂ૦ ॥ ધનભૂષણ ભરણો ભરી રે, નિકલી કરતી સોર રે ॥ ધોબી ઘર ઘડી દોય વસી રે, રજક વેશ લીયે ચોર રે ॥ ૨૩ ॥ જૂ૦ ॥ ખર ઊપર લાદી ધરી રે, ચાલ્યો તે મધ્ય રાત રે ॥ પૂરવ દ્વારેં ભૂપતિ રે, પૂછે કોણુ કિહાં જાત રે ॥ ૨૪ ॥ જૂ૦ ॥ તુમ પટરાણી પદમણી રે, ચોર કહે તસ ચીર રે ॥ ધોવા કારણ નીસરૂં

રે, નાતરચો નિરમલ નીર રે ॥ ૨૫ ॥ જુ૦ ॥ ભાનુ ઊદય ભમરા ભએ રે, રાણી હુકમ અધરાત રે ॥ સેવા કઠણ સરકારની રે, હું છું રજકની જાત રે ॥ ૨૬ ॥ જૂ૦ ॥ ભૂપ કહે તસ્કર ભએં રે, કેમ જાઇશ પુરબાહાર રે ॥ તે કહે હું નવિ ભય ધરૂં રે, તીખી તુજ તરવાર રે ॥ ૨૭ ॥ જૂ૦ ॥ નૃપ કહે ચોર નજર પડે રે, તો કરજે ડિંડીર રે ॥ તહત્તિ કહીને તે ગયો રે, પોહોતો સરોવર તીર રે ॥ ૨૮ ॥ જૂ૦ ॥ ઘટ એક ચૂને લેપીયો રે, મૂકયો તરતો નીર રે ॥ તુરગ ચઢી નૃપ આવીયો રે, વજાડતાં ડંડીર રે ॥ ૨૯ ॥ જૂ૦ ॥ પૂછત કહે તુમ ભયથકી રે, નીરમાં નાઠો જાય રે ॥ વસ્ત્ર તુરગ દેઇ તસ્કરે રે, લોહ ડંડ લેઇ ધાય રે ॥ ૩૦ ॥ જૂ૦ ॥ નૃપ રૂપ ચોર તુરગ ચઢી રે, આવ્યો નયર મઝાર રે ॥ દ્વાર દેઇ ભટને કહે રે, ચોર ને કાઢયો બાર રે ॥ ૩૧ ॥ જૂ૦ ॥ ફંદી ફંદ સુણ શો નહી રે, કહીને ગયો વિશરામ રે ॥ જલઘટ હલ્લ કે નૃપ ગયો રે, સન્મુખ કાંઠે જામ રે ॥ ૩૨ ॥ જૂ૦ ડંડે હણ્યો ઘટ ભાંગીયો રે, જાણી ચોર ચરિત્ર રે ॥ દરવાજે નૃપ એકલો રે, આવ્યો રાંકની રીત રે ॥ ૩૩ ॥ જૂ૦ ॥ જક્ષ સૂતો દેવાલયે રે, દરવાજા લહી

બંધ રે ॥ ચોર અદૃશ્ય રૂપ દેવને રે, કુસુમાભરણ
સુગંધ રે ॥ ૩૪ ॥ જૂ૦ ॥ ગણપતિમંદિર જપ કરે
રે, પુરોહિત ચોરને હેત રે ॥ ચોર પ્રસન્ન થઈ કહે
રે, તૂઠો ધ્યાનસંકેત રે ॥ ૩૫ ॥ જૂ૦ ॥ તસ્કર ગ્ર
હી તુજને દિયું રે, ચાલ અમારો સાથ રે ॥ તામ
પુરોહિત ધસ મસ્યો રે, વલગ્યો ગણપતિ હાથ રે
॥ ૩૬ ॥ જૂ૦ ॥ મંત્રબલે કરી વાંદરો રે, પીંપલ
વૃક્ષની ડાલ રે ॥ બાંધ્યું કાખમેં ટીપણું રે, એક
હાથેં જપમાલ રે ॥ ૩૭ ॥ જૂ૦ ॥ યજ્ઞોપવિત અ
ચ્ચો શિરે રે, શાંતિ કરે જો ભૂપ રે ॥ બે દિન ઠકુરા
ઇ ભોગવો રે, પછેં પુરોહિત રૂપ રે ॥ ૩૮ ॥ જૂ૦ ॥
પત્ર લખી તરૂ ચોઢીયો રે, નિજ ઠામેં ગયો તેહ
રે ॥ રાય પ્રભાતેં ઓલખ્યા રે, લજવાણા ગયા
ગેહ રે ॥ ૩૯ ॥ જૂ૦ ॥ ઠામ ઠામ કૌતુક જુએ રે,
લોક હસંત હજાર રે ॥ રાજસભાએં નૃપ જુએ રે,
ફરિયાદ આવી ચાર રે ॥ ૪૦ ॥ જૂ૦ ॥ વાંચી પત્ર
તરૂતલે રે, ખેદ મહોત્સવ રૂપ રે ॥ પ્રગટયા પુરો
હિત દો દિને રે, નિજઘર ગત સહ ભૂપ રે ॥ ૪૧ ॥
જૂ૦ ॥ ધમ્મિલ કુંવરના રાસની રે, એ કહી બારમી
ઢાલ રે ॥ શ્રીશુભવીર કુંવરતણો રે, હવે રતિ ઉ

દય નિહાલ રે ॥ ૪૨ ॥ જૂ૦ ॥ ઇતિ ॥

॥ દોહા ॥

॥ પંચમ દિન નૃપ સંસદિ, મંત્રી પ્રમુખ જ
ન સર્વ ॥ બેઠા તસ્કર વ્યતિકરેં, ચિંતાતુર ગત ગ
ર્વ ॥ ૧ ॥ રાય કહે મંત્રી સુણો, કરવો કોણ ઉપાય ॥
અગડદત્ત તવ બોલીયા, પ્રણમી ભૂપતિ પાય ॥
૨ ॥ ચોર ગ્રહણ હેતેં તુમેં, ઉચિત નહિ નિરધાર ॥
કમલ ઉખેડણ ઇંદ્રગજ, નખ છેદનનેં કુઠાર ॥ ૩ ॥
તેણે તસ્કરને ઝાલવા, આપો મુજ આદેશ ॥ સાત દિ
ને નિગ્રહ કરૂં, નહી તો અગ્નિપ્રવેશ ॥ ૪ ॥ અવ
નીપતિ વલતું કહે, તેં વારણ વશ કીધ ॥ તેણે ત
સ્કર નિગ્રહ ભણી, મેં તુજ આણા દીધ ॥ ૫ ॥ પ
વનચંડશું કુમર તેહ, મુદિત ગયો ગુરૂગેહ ॥ ગુ
રૂ આણા લહી નિકલ્યો, ખડ્ગ સખાઇ તેહ ॥ ૬ ॥

॥ ઢાલ તેરમી ॥ એણેં અવસર તિહાં ડુંબનું રે ॥
આવ્યું ટોલું૦ ॥ એ દેશી ॥

॥ રાજકુંવર જોતો ફરે રે, કંહોઇ વેશ્યા ગેહ રે ॥
ચતુરનર ॥ કામદેવ દેહરેં ગયો હો લાલ ॥ પૂજી નમી
ધૂપ દીપશું રે, ધ્યાનદિશા નિશિ તેહ રે ॥ ચ૦ ॥ પ્રગ

ટ થઇ તે બોલિયો હો લાલ ॥ ૧ ॥ ચોરની વાત કિ
શી કહું રે, રતિપ્રીતિ શણગાર રે ॥ ચ૦ ॥ ચોર
વસી નિશિ લેઇ ગયો હો૦ ॥ હું વચમાં આડો
પડ્યો રે, નાગી કરી દોય નાર રે ॥ ચ૦ ॥ માર ખા
ધો મેં બોલતાં હો૦ ॥ ૨ ॥ કુંવર સુણી એમ
ઉઠીયો રે, ચિંતે લૂંટ્યા દેવ રે ॥ ચ૦ ॥ બીજે દિન
માહાકાલીનેં હો૦ ॥ મંદિર જઇ જપતો નિશિ રે,
પ્રગટ થઇ તતખેવ રે ॥ ચ૦ ॥ કહે સુણ તું ચોરની
કથા હો૦ ॥ ૩ ॥ એકદિન મુજ ઘર ક્ષણ વસી રે,
શકુન કરેવા કાજ રે ॥ ચ૦ ॥ પગ દોય ઝાંઝર લેઇ
ગયો હો૦ ॥ કુંવર કહે તુમ દેવની રે, ચોરેં લીધી લા
જ રે ॥ ચ૦ ॥ આશા કિસી ઓર દેવની હો૦ ॥ ૪ ॥
એમ ષટ દિન પુરમાં ગયા રે, લોક બનાવે વાત રે ॥
ચ૦ ॥ ચિંતે ચોર ન કર ચઢ્યો હો૦ ॥ શું
મુખ નૃપનેં દેખાડીયેં રે, સાતમે દિન પરભાત રે
॥ ચ૦ ॥ નગરી બાહેર નીકલ્યો હો૦ ॥ ૫ ॥
ચિત્ત વીખીનેં તે ગયો રે, એક સમશાન મ
મઝાર રે ॥ ચ૦ ॥ જઇ બેઠો વડતરૂ તલે હો૦ ॥
ચાર દિશાયેં વિલોકતો રે, ગુપ્ત ગ્રહી તરવાર રે ॥
ચ૦ ॥ પાછલે પોહોરેં દેખતો હો૦ ॥ ૬ ॥ દૂરથકી

તિહાં આવતો રે, કંઠેં રૂદ્રાક્ષની માલ રે ॥ ચ૦ ॥ રક્તાંબર દેહેં ધરચાં હો૦ ॥ ત્રિદંડ કૂંડી હાથમાં રે, શોભિત ભાલ વિશાલ રે ॥ ચ૦ ॥ છત્રીકા ધરી મસ્તકેં હો૦ ॥ ૭ ॥ ફૂલજ્યું વિકસિત નાસિકા રે, રક્ત નયન પીત વાલ રે ॥ ચ૦ ॥ જંઘાભુજ ગ્રીવ મોટકાં હો૦ ॥ વેષાંતર દેશાંતરી રે, આકૃતિ અતિ વિકરાલ રે ॥ ચ૦ ॥ પરિવ્રાજક નજરેં લહ્યો હો૦ ॥ ૮ ॥ ચિંતે કુંવર એ ચોરની રે, ચેષ્ટા દુષ્ટ વિકાર રે ॥ ચ૦ ॥ ઊઠી કુંવર પાયેં પડચો હો૦ ॥ પરિવ્રાજક નૃપપુત્રનેં રે, આશીષ દેઇ સાર રે ॥ ચ૦ ॥ પુછે મિત્રતણી પરેં હો૦ ॥ ૯ ॥ બેઠો કેમ ચિંતા ભરેં રે, રાજકુંવર કહે તામ રે ॥ ચ૦ ॥ મુનિવર હું પરદેશીયો હો૦ ॥ દાલિદ્રગર્તામાં પડચો રે, જુવટે હારચો દામ રે ॥ ચ૦ ॥ દુઃખના દાહાડા દોહિલા હો૦ ॥ ૧૦ ॥ વ્યાધિ વ્યસન વિવાદને રે, વૈશ્વાનરને વૈર રે ॥ ચ૦ ॥ પાંચ વ૦વા વધ્યા દુઃખ દીયે હો૦ ॥ દાલિદ્ર નામ મનુષ્યને રે, આયુ વિના મૃતી ઝેર રે ॥ ચ૦ ॥ રોગ વિના રોગીપણું હો૦ ॥ ૧૧ ॥ સિદ્ધપુત્ર કહે એ સવી રે, તેં ભાખ્યું મિથ્યાત રે ॥ ચ૦ ॥ રવિ ઊદયેં હિમ કેમ પડે હો૦ ॥ દલિદ્ર કંદ કુદાલ

રે, નામ છતે, શી વાત રે ॥ ચ૦ ॥ માહા પ્રસાદ
વર કહે હો૦ ॥ ૧૨ ॥ કુંવરને તિહાં બેસારીને
, સિદ્ધ ગયો સમશાન રે ॥ ચ૦ ॥ એણે અવસર
વિ આથમ્યો હો૦ ॥ કૌશિક ચોરને ભૂતડાં રે, ન
પરદારાધ્યાન રે ॥ ચ૦ ॥ રાત્રિ વલ્લભ ચારને
૦ ॥ ૧૩ ॥ ખાતરીયાં દોય લોહનાં રે, હાથ ધરી
રવાર રે ॥ ચ૦ ॥ પરિવ્રાજક તિહાં આવીયો
૦ ॥ કુંવર ઊઠાડી લેઇ ચલ્યો રે, પેઠો નયરી મ
ાર રે ॥ ચ૦ ॥ બાંધે નજર પુર લોકની હો૦ ॥ ૧૪ ॥
અદૃશ્ય વિદ્યાને બલે રે, કોટીધ્વજ ઘર ઠેલ રે ॥
ચ૦ ॥ ખાત્ર દેઇ ઘર પેસીયો હો૦ ॥ દો જણે બહુ ગ્ર
ડી પેટીયો રે, વસ્ત્રાભરણ ભરેલ રે ॥ ચ૦ ॥ જઇ જ
યક્ષાલય ધરી હો૦ ॥ ૧૫ ॥ પરદેશી સૂતા તિહાં
રે, ઉઠાડી દીએ દામ રે ॥ ચ૦ ॥ પેઠા ધરી તસ
મસ્તકે હો૦ ॥ અગ્રેસરી થઇ નીકલ્યો રે, પુર બાહેર
વિશ્રામ રે ॥ ચ૦ ॥ પિતૃવનાસન ચૂતવને હો૦
॥ ૧૬ ॥ વડતરૂ હેઠે વિશ્રામતાં રે, સૂતા ભારક
ધાર રે ॥ ચ૦ ॥ ચોર કપટ નિદ્રા કરે હો૦ ॥ સૂતો
કુમર તવ ચિંતવે રે, ચોરનું ધૈર્ય અપાર રે ॥ ચ૦ ॥ શ
ક્તિ પ્રપંચ મતિ ઘણી હો૦ ॥ ૧૭ ॥ એહને વિશ્વા

સી હણું રે, વસ્ત્ર પથારી બિછાય રે ॥ ચ૦ ॥ ગુ
પ્ત ખડ્ગ ગ્રહી ઉઠીયો હો૦ ॥ જઇ પેઠો વડ કોટરેં
રે, ચોર ખડગ લઇ ધાય રે ॥ ચ૦ ॥ પરદેશી સૂતા
હણ્યા હો૦ ॥ ૧૮ ॥ કુંવર પથારી દ્વિધા કરી રે, દીઠી
શૂની જામ રે ॥ ચ૦ ॥ આગલ પાછલ જોવતાં હો૦ ॥
કહે કુંવર રે ચોરટા રે, ખેંચી ખડગનેં તામ રે ॥ ચ૦ ॥
વિશ્વાસઘાતીપાતકી હો૦ ॥ ૧૯ ॥ મૃગપતિ આગેં મૃ
ગ યથા રે, મુજ આગેં કિહાં જાય રે ॥ ચ૦ ॥ જીવિત
નહી નાઠા વિના હો૦ ॥ કુંવર ખડ્ગે ઝલકી દીયે
રે, ઝંપા સંપા ધાય રે ॥ ચ૦ ॥ તસ ઉરૂ જુગલનેં
છેદતો હો૦ ॥ ૨૦ ॥ સાહસિક ધૈર્યમતિ ગુણે રે,
હું રીઝ્યો સુણ દક્ષ રે ॥ ચ૦ ॥ ચોર કહે ગુણી ગુ
ણ ગ્રહું હો૦ ॥ શૂન્ય દેવાલય પાછલે રે, સન્મુખ છે
વટવૃક્ષ રે ॥ ચ૦ ॥ વિસ્તારેં એક કોશનો હો૦ ॥ ૨૧
॥ તસ કોટરમાં મોટકી રે, શિલાયેં ઢાંક્યું દ્વાર રે ॥
ચ૦ ॥ રત્નભુવન મુજ તે તલેં હો૦ ॥ વીરમતિ ભગિ
ની કરી રે, લઘુ યોવન રૂપ સાર રે ॥ ચ૦ ॥ મેં તુ
જ દીધી ધન માલશું હો૦ ॥ ૨૨ ॥ સંકેતેં તે પરણ
શે રે, દ્રવ્ય સહિત હિતકાર રે ॥ ચ૦ ॥ આ મુજ
ખડ્ગ દેખાવજે હો૦ ॥ વીરમતિ નામેં કહી રે, જઇ

ઊઘડાવજે દ્વાર રે ।। ચ૦ ।। એમ સુણી તે મૃત જત્ર
લીયો હો૦ ।। ૨૩ ।। કુમર યથોદિત જઇ કરી રે,
પાતાલ કીધ્ર પ્રવેશ રે ।। ચ૦ ।। દેખી ઘર ચિત્ત ચમ
કીયો હો૦ ।। નયનાનંદન કૌમુદી રે, વીરમતિ રૂ
પ વેશ રેં ।। ચ૦ ।। દેખી ચીતક કહે ભાઈનું હો૦ ।।
૨૪ ।। આપી નિશાની ખડ્ગની રે, તવ સા હર્ષિત
થાય રે ।। ચ૦ ।। વાસભુવન પીયુ વીસસો હો૦ ।।
વિવાહ સામગ્રી કરૂં રે, તવલગેં પલ્યંક ઠાય રે ।।
ચ૦ ।। એમ કહી મેડી ઊપર ચઢી હો૦ ।। ૨૫ ।।
।। ચિંતે કુંવર નવિ વિસસો રે, ઠગ ઠક્કર સોનાર રે ।।
ચ૦ ।। સર્પ રિપુને વાણીયા હો૦ ।। હથીયાર બંધને
વાંદરાં રે, પરદારા મંજાર રે ।। ચ૦ ।। તેણેં પલ્યંક
ખુણેં છપ્યો હો૦ ।। ૨૬ ।। કલસંચેં મૂકી શિલા રે,
ચૂરણ કૃત પલ્યંક રે ।। ચ૦ ।। સા કહે હેઠી ઊતરી
હો૦ ।। મુજ બાંધવ હણીનેં કિહાં રે, જીવતો જાઇ
શ રંક રે ।। ચ૦ ।। કેશેં ગ્રહી કુંવરેં તદા હો૦ ।।૨૭।।
મંદિર બાહેર નિકલ્યો રે, વિકસ્યાં કમલની જાત
રે ।। ચ૦ ।। નૃપસુત મુખકજ દેખવા હો૦ ।। ચિંતા
તિમિર દૂરેં ગયું રે, રવિ પ્રગટ્યો પ્રભાત રે ।। ચ૦ ।।
ઊદયાચલ ઉપર ચઢ્યો હો૦ ।। ૨૮ ।। વીરમતિ આ

સી હણું રે, વસ્ત્ર પથારી બિછાય રે ॥ ચ૦ ॥ ગુ
પ્ત ખડ્ગ ગ્રહી ઉઠીયો હો૦ ॥ જઇ પેઠો વડ કોટરેં
રે, ચોર ખડગ લઇ ધાય રે ॥ ચ૦ ॥ પરદેશી સૂતા
હણ્યા હો૦ ॥ ૧૮ ॥ કુંવર પથારી દ્વિધા કરી રે, દીઠી
શૂની જામ રે ॥ ચ૦ ॥ આગલ પાછલ જોવતાં હો૦ ॥
કહે કુંવર રે ચોરટા રે, ખેંચી ખડગનેં તામ રે ॥ ચ૦ ॥
વિશ્વાસઘાતીપાતકી હો૦ ॥ ૧૯ ॥ મૃગપતિ આગેં મૃ
ગ યથા રે, મુજ આગેં કિહાં જાય રે ॥ ચ૦ ॥ જીવિત
નહી નાઠા વિના હો૦ ॥ કુંવર ખડ્ગ ઝલકી દીયે
રે, ઝંપા સંપા ધાય રે ॥ ચ૦ ॥ તસ ઉરૂ જુગલનેં
છેદતો હો૦ ॥ ૨૦ ॥ સાહસિક ધૈર્યમતિ ગુણે રે,
હું રીઝ્યો સુણ દક્ષ રે ॥ ચ૦ ॥ ચોર કહે ગુણી ગુ
ણ ગ્રહું હો૦ ॥ શૂન્ય દેવાલય પાછલે રે, સન્મુખ છે
વટવૃક્ષ રે ॥ ચ૦ ॥ વિસ્તારેં એક કોશનો હો૦ ॥ ૨૧
॥ તસ કોટરમાં મોટકી રે, શિલાયેં ઢાંકયું દ્વાર રે ॥
ચ૦ ॥ રત્નભુવન મુજ તે તલેં હો૦ ॥ વીરમતિ ભગિ
ની કરી રે, લઘુ યૌવન રૂપ સાર રે ॥ ચ૦ ॥ મેં તુ
જ દીધી ધન માલશું હો૦ ॥ ૨૨ ॥ સંકેતેં તે પરણ
શે રે, દ્રવ્ય સહિત હિતકાર રે ॥ ચ૦ ॥ આ મુજ
ખડ્ગ દેખાવજે હો૦ ॥ વીરમતિ નામેં કહી રે, જઇ

ઊઘડાવજે દ્વાર રે ॥ ચ૦ ॥ એમ સુણી તે મૃત જવ
લીયો હો૦ ॥ ૨૩ ॥ કુમર યથોચિત જઈ કરી રે,
પાતાલ કીધ પ્રવેશ રે ॥ ચ૦ ॥ દેખી વર ચિત્ત ચમ
કીયો હો૦ ॥ નયનાનંદન કૌમુદી રે, વીરમતિ રૂ
પ વેશ રે ॥ ચ૦ ॥ દેખી ચીતક કહે ભાઈનું હો૦ ॥
૨૪ ॥ આપી નિશાની ખડ્ગની રે, તવ સા હર્ષિત
થાય રે ॥ ચ૦ ॥ વાસભુવન પીયુ વીસસો હો૦ ॥
વિવાહ સામગ્રી કરૂં રે, તવલગેં પલ્યંક ઠાય રે ॥
ચ૦ ॥ એમ કહી મેડી ઊપર ચઢી હો૦ ॥ ૨૫ ॥
॥ ચિંતે કુંવર નવિ વિસસો રે, ઠગ ઠક્કર સોનાર રે ॥
ચ૦ ॥ સર્પ રિપુને વાણીયા હો૦ ॥ હથીયાર બંધને
વાંદરાં રે, પરદારા મંજાર રે ॥ ચ૦ ॥ તેણેં પલ્યંક
ખુણેં છીપ્યો હો૦ ॥ ૨૬ ॥ કલસચેં મૂકી શિલા રે,
ચૂરણ કૃત પલ્યંક રે ॥ ચ૦ ॥ સા કહે હેઠી ઊતરી
હો૦ ॥ મુજ બાંધવ હણીનેં કિહાં રે, જીવતો જાઇ
શ રંક રે ॥ ચ૦ ॥ કેશેં ગ્રહી કુંવરેં તદા હો૦ ॥૨૭॥
મંદિર બાહેર નિકલ્યો રે, વિકસ્યાં કમલની જાત
રે ॥ ચ૦ ॥ નૃપસુત મુખકજ દેખવા હો૦ ॥ ચિંતા
તિમિર દૂરેં ગયું રે, રવિ પ્રગટ્યો પ્રભાત રે ॥ ચ૦ ॥
ઊદયાચલ ઉપર ચઢ્યો હો૦ ॥ ૨૮ ॥ વીરમતિ આ

ગલ કરી રે, તસ્કર ઘર પિધાય રે ॥ ચ૦ ॥ કુંવર પુરીમાં આવિયો હો૦ ॥ લોક હસે કોઇ નારીને રે, ચોરમિશે લેઇ જાય રે ॥ ચ૦ ॥ સુણતો જઇ નૃપને નમે હો૦ ॥ ૨૯ ॥ સોંપી ચોરસહોદરી રે, ભૂપ દીયે બહુ માન રે ॥ ચ૦ ॥ રંજ્યો રાય ઇશ્યું કહે હો૦ ॥ શક્તિ ભક્તિ મતિ ધીરતા રે, વિનય અહો ગુણવાન રે ॥ ચ૦ ॥ મુજ પુરીજન સુખિયાં કિયાં હો૦ ॥૩૦ ॥ જે જેહનું ચોરયું હતું રે, તે તે આપ્યું તાસ રે ॥ ચ૦ ॥ વીરમતિ ગઇ પાટ્યમાં હો૦ ॥ કુંવરનેં તિલ ક વધાવીનેં રે, તેડી જોશી ખાસ રે ॥ ચ૦॥ લગન દિવસ નિરધારીયો હો૦ ॥ ૩૧ ॥ વરઘોડા બહુ ઓચ્છવેં રે, દીધું કન્યાદાન રે ॥ ચ૦ ॥ ચોરી ચતુર રચી ચોકમાં હો૦ ॥ કમલસેના નિજ અંગજા રે, રંભારૂપ નિધાન રે ॥ ચ૦ ॥ કુંવરને પરણાવી નૃપે હો૦ ॥ ૩૨ ॥ હસ્તી હજાર અલંકરયા રે, ઘોડા દશ હજાર રે ॥ ચ૦ ॥ કોડિ સોનઇયા દાયજે હો૦ ॥ દેશ દિયો લખ ગામશું રે, ચેલ રતન અલંકાર રે ॥ ચ૦ ॥ રથવાહન દાસી ઘણી હો૦ ॥ ૩૩ ॥ પ્રાસાદ સુંદર એક દીયો રે, રહે સુખભર નૃપમા ન રે ॥ ચ૦॥ દીન દુઃખીને ઊદ્ધરે હો૦॥ ઉપાધ્યા

યને તાત જ્યું રે, દાન અને બહુ માન રે ॥ ચ૦ ॥ શેઠસુતાને સંભારતો હો૦॥૩૪॥ નિશ્ચય પદ મુનિ અનુ સરે રે, પણ પાલે વ્યવહાર રે ॥ ચ૦ ॥ કમલસેનાશું સુખ વરે હો૦ ॥ ધમ્મિલરાસે તેરમી રે, ઢાલ પ્રથમ ખંડ સાર રે ॥ ચ૦ ॥ શ્રીશુભવીર કુંવર સુખી હો૦ ॥ ૩૫ ॥

॥ ચોપાઇ ॥

॥ ખંડે ખંડે મધુરતા ઘણી, જેમ રસ શેલડી સાંઠે ભણી ॥ શ્રી શુભવીર વચન રસ લતા, ધમ્મિલ રાસેં ચખો પુણ્યવતા ॥ ૧ ॥ ઇતિશ્રીમત્તપોગચ્છીય સંવિજ્ઞશિરોમણિ પંડિતિશરોરત્નપંડિતશ્રી શુભવિજયગણિશિષ્ય પંડિતશ્રી વીરવિજયગણિવિરચિતે શ્રીધમ્મિલચરિત્રે પ્રાકૃત પ્રબંધે પ્રથમખંડઃ સમાપ્તઃ ॥ સર્વગાથા ॥૪૩૪॥

---

## ॥ અથ દ્વિતીય ખંડ પ્રારંભ ॥

॥ દોહા ॥

॥ શુભગુરૂ ચરણ કમલ નમી, કહિશું આગલ વાત ॥ ધમ્મિલઆગેં મુનિવરેં, ભાંખ્યા નિજ અવદાત ॥ ૧ ॥ પ્રથમ ખંડ અખંડ રસ, પૂર્ણ હુઓ સુપ

માણ ॥ બીજો ખંડ કહું હવે, સુણજો વિકસિત જાણ ॥ ૨ ॥ ધાર્મિક પંડિત કૌતુકી, વૈરાગી નર નાર ॥ એસી કથા આગલ કહું, તસ ચિત્ત રંજનહાર ॥ ૩ ॥ એક દિન રમવા નિકલ્યો, અગડદત્ત સુવિવેક ॥ પગ પગ દેખણ કારણેં, મલિયા લોક અનેક ॥ ૪ ॥ મુખ સોહે પૂરણ શશી, અર્દ્ધચંદ્ર સમ ભાલ ॥ તપનોપમ તેજેં કરી, અધર અરૂણ પરવાલ ॥ ૫ ॥ મદન મંજરી દેખતી, કામદેવ અવતાર ॥ કમલસેનાયે વશ કિયો, ચિંતે મુજ ભરતાર ॥ ૬ ॥ લેખ લખી ચતુરાઇશું, લલિત વચન નિજ હાથ ॥ ઉપર મુદ્રા દેઇને, મોકલતી સખી સાથ ॥ ૭ ॥ માલતી ફૂલ રકેબ્બીમાં, અક્ષત લેખ સમેત ॥ એકાંતેં જઇ કુંવરનેં, વધાવતી ધરી હેત ॥ ૮ ॥ લેખ દીયે તસ હાથમાં, વૃદ્ધ સખી સુવિનીત ॥ વાંચે કુંવર ઉખેલીને, પૂરણ ધરતો પ્રીત ॥ ૯ ॥

॥ ઢાલ પેહેલી ॥ તોરણથી રથ ફેરીયો રે હાં ॥ એ દેશી ॥

॥ નંદસુતા નમી નાથને હો રાજ, નયણેં ભરીયાં નીર ॥ મેરે વાલહા ॥ અરજ કરૂં અવનીપતિ હો રાજ, ભીંજ્યાં લખતાં ચીર ॥ મેરે૦ ॥ ૧ ॥ પટ્ટરાણી પદ પાઠવી હો રાજ, પિયુડે કરી પરિહાર રે ॥ મે૦ ॥

સાખી વનતરૂ વ્યંતરા હો રાજ, કંતકોલ કરનાર ॥ મેરે૦ ॥ ૨ ॥ વાત રહી તે વેગલી હો રાજ, કિણ દિશિ વાયો સમીર ॥ મેરે૦ ॥ પણ છિલ્લર જલ કોણ પીયે હો રાજ, પામી ગંગા નીર ॥ મે૦ ॥ ૩ ॥ સૂર્ય વિભાત પૂરવ દિશેં હો રાજ, પશ્ચિમરાત્રિ રહાય ॥ મેરે૦ ॥ મહિલા દો મન સાચવે હો રાજ, દિનમણિ જગતનો રાય ॥ મે૦ ॥ ૪ ॥ કેતકી માલતિ મોહી રહ્યો હો રાજ, ભમરો વન ભટકાય ॥ મેરે૦ ॥ જાઇ ચંબેલી ફૂલની હો રાજ, સુગંધ લેતો જાય ॥ મે૦ ॥ ૫ ॥ પ્રેમ ભરી પૂરવ પ્રિયા હો રાજ, સમરી તિહાં આવંત ॥ મે૦ ॥ દેખી દવ બલી કેતકી હો રાજ, તસ રક્ષાએં લૂટંત ॥ મે૦ ॥ ૬ ॥ દેખી હંસ વિયોગીયો હો રાજ, પૂછે કિમ લોટાય ॥ મે૦ ॥ ભમર કહે વિરહેં દહે હો રાજ, તનુ રક્ષાએં ઠહરાય ॥ મે૦ ॥ ૭ ॥ મરૂઓ ડમરો નહી રૂચે હો રાજ, કેતકી લાગ્યો પ્રેમ ॥ મે૦ ॥ વેધક ગતિ વેધક લહે હો રાજ, મૂરખ જાણે કેમ ॥ મે૦ ॥ ૮ ॥ હંસ કહે હું વેધકી હો રાજ, પૂછું તુજનેં એમ ॥ મે૦ ॥ કાલું તુજ સવિ અંગ છે હો રાજ, પૂઠેં પીલો કેમ ॥ મે૦ ॥ ૯ ॥ ભમર કહે મુજ પ્રેમનો હો રાજ, ઘા લાગ્યો છે અંગ ॥ મે૦ ॥ સા

જી હલદી ચોપડી હો રાજ, પીલો દીસે રંગ ॥ મે૦॥
૧૦ ॥ નર ભમરા ઓપમ ધરો હો રાજ, તો દિલ
ધરજો વાત ॥ મે૦ ॥ રણશૂરા કેમ ક્ષત્રીને હો
રાજ, લાગ્યો કમલિણી ઘાત ॥મે૦॥૧૧॥ પોપટ વનમા
લે વસે હો રાજ, નિરખે તિહાં એક નાર ॥ મે૦ ॥
દાડિમ કલી પિંજર ધરી હો રાજ, દેખાડે ધરી પ્યા
ર ॥ મે૦ ॥ ૧૨ ॥ પોપટ જઇ પિંજર પડયો હો રા
જ, તુમચો પણ એ ઘાટ ॥ મે૦ ॥ નેહ વિલુદ્ધિ શુક
પ્રિયા હો રાજ, રોતી જોતી વાટ ॥ મે૦ ॥ ૧૩॥ વાસુ
ધર જીવન હતો હો રાજ, તવ લગેં નજર મેલાપ॥મે૦॥
ઉત્તમ વચને ઘર રહી હો રાજ, નામનો કરતી જાપ ॥ મે૦
॥૧૪॥ લંક બિભીષણ થાપિયો હો રાજ, રામેં વચન
છલેણ ॥ મે૦ ॥ વાંચી ધારી વિચારીનેં હો રાજ,
ઉત્તર દેજો સેણ ॥ મે૦ ॥૧૫॥ દોય પ્રિયા પતિવ્રત કી
યો હો રાજ, વ્યભિચારી લઘુનાર ॥ મે૦ ॥ અપમા
ની વૃદ્ધા પ્રિયા હો રાજ, ચારે નિત્ય ભરતાર ॥ મે૦॥
૧૬ ॥ ખેટ પ્રિયાપ્રશ્નેં કહે હો રાજ, એ વન ભૂમિ
મઝાર ॥ મે૦ ॥ સંજીવિની બુટી ચરે હો રાજ, પામે
નર અવતાર ॥ મે૦ ॥ ૧૭ ॥ સા સુણી પતિનેહેં
ભરી હો રાજ, ભેગી કરી દીએ ચાર ॥ મે૦ ॥

સંજીવિની ચારો ચરી હો રાજ, સજ્જ કિયો ભરતા
ર ॥ મે૦ ॥ ૧૮ ॥ શિક્તિ યુક્તિ છે લેખમાં હો રા
જ, પંડિત જાણે લાગ ॥ મે૦ ॥ નારી દેખાડે ધ્યાન
નેં હો રાજ, મૂરખતો લડરાગ ॥ મે૦ ॥ ૧૯ ॥ ન
જરથકી દૂરેં રહ્યા હો રાજ, પણ મુજ ઘટ વિશરામ
॥ મે૦ ॥ હૃદયથકી દૂરેં ખસો હો રાજ, માનું કૌતુક
તામ ॥ મે૦ ॥ ર૦ ॥ સુખભર રેહેજો સાહિબા હો રા
જ, વેહેલો ઊત્તર દેઇ ॥ મે૦ ॥ કુંવર સખીને પૂછ
તો હો રાજ, આ લખનારી કેઇ ॥ મે૦ ॥ ર૧ ॥ વૃ
દ્ધા કહે નૃપ સાંભલો હો રાજ, શેઠસુતા સતી જેહ ॥
મે૦ ॥ ભુવનવનેં સિંચી તુમેં હો રાજ, વચન અમૃ
તરસ નેહ ॥ મે૦ ॥ રર ॥ મદનમંજરીયેં એ લ
ખ્યો હો રાજ, નેહ ભરી દિન રાત ॥ મે૦ ॥ દંતી દ
મન નૃપ રંજનેં હો રાજ, ચોરનો કીધો ઘાત ॥
મે૦ ॥ ર૩ ॥ રાજ્યસુતા પરણી સહી હો રાજ, સા
ભલી હર્ષિત ચિત્ત ॥ મે૦ ॥ મુજ વિશ્વાસેં મોકલી
હો રાજ, તુમને વધાવવા નિમિત્ત ॥ મે૦ ॥ ર૪ ॥
એમ કેહેતી કુંવર ગલે હો રાજ, મોતીનો ઠવે હા
ર ॥ મે૦ ॥ વનિતા વીતક સાંભલો હો રાજ, બલ
તી વિયોગી નાર ॥ મે૦ ॥ ર૫ ॥ વિષ પીતા મેં દો

લીયું હો રાજ, કાપ્યો ફાંસો દેખ ॥ મે૦ ॥ મ વચન કરી ધીરવી હો રાજ, તવ એ લખિયો લેખ ॥ મે૦॥ ૨૬ ॥ કુંવર કહે કેમ આવડી હો રાજ, શંકાચિત્ત માં આય ॥ મે૦ ॥ થોડે દિન તેડી જશું હો રાજ મિથ્યા વચન ન થાય ॥ મે૦ ॥ ૨૭ ॥ વસ્ત્ર ભૂષણ તાંબૂલ દેઇ હો રાજ, દાસી મુદિતા કીધ ॥ મે૦ ॥ રત્નજડી નિજમુદ્રિકા હો રાજ, પટ્ટરાણી કર દીધ ॥ મે૦ ॥ ૨૮ ॥ પ્રાણપ્રિયા તુજ સ્વામિની હો રાજ, ધરજે અંગુલી તાસ ॥ મે૦ ॥ વીસરજી સા એમ કહી હો રાજ, લેખ ધરે નિત્ય પાસ ॥ મે૦ ॥ ૨૯ ॥ બીજે ખંડે પ્રેમની હો રાજ, ઢાલ પ્રથમ કહી છેક ॥ મે૦ ॥ વીરવચનથી સંસારમાં હો રાજ, ધર્મ પણ તસ ટેક ॥ મે૦ ॥ ૩૦ ॥

॥ દોહા ॥

॥ સખી વિસર્જી તેણે સમે, બેઠા રાજકુમાર ॥ કર જોડીને એમ કહે, આવી નમી પ્રતિહાર ॥ ૧ ॥ સ્વામી શંખપુરી થકી, કરભીસ્થિત નર દોય ॥ આવી ખડા તુમ દેખવા, રચો તસ હુકમજ હોય ॥ ૨ ॥ દેઇ હુકમને તેડિયા, આવ્યા જામ હજુર ॥ તાસ

કુમારેં ઓલખ્યા, દેખી આણંદપૂર ॥ ૩ ॥ સુવેગ વાયુવેગ એ, પિતૃ વલ્લભ તસ નામ ॥ હર્ષિત કુમ રને દેખીનેં, કરતા દોય પ્રણામ ॥ ૪ ॥ ઉઠી કુમરેં આ લિંગિયા, બેસારચા નિજ પાસ ॥ સ્નેહેં માત પિતા તણા, પૂછે કુશલ વિલાસ ॥ ૫ ॥

॥ ઢાલ બીજી ॥ સાહેલાની દેશી ॥

॥ સાહેલા હે ॥ કુંવરને મધુરે બોલ, સુવેગ કહે વલતું તદા હો લાલ ॥ સા૦ ॥ માત પિતા તુમ દોય, વરતે છે કુશલી સદા હો લાલ ॥ ૧ ॥ સા૦ ॥ તુ મ વિરહાનલ દાહ, દેહ દહે દિન નિર્ગમે હો લા લ ॥ સા૦ ॥ નયન રૂદન ઘન નીર, તાપ હૃદયનો ન વિ શમે હો લાલ ॥ ૨ ॥ સા૦ ॥ પુત્રવિયોગ ત્રિકાલ, કાલ દશા ઇચ્છે ઘણી હો લાલ ॥ સા૦॥ ગંગા વાસી લોક, જીવે તસ વયણાં સુણી હો લાલ ॥ ૩॥ સા૦ ॥ ગજવશી ચોરનો ઘાત, રાજસુતા વરી સાંભલી હો લાલ ॥ સા૦॥ અમને મોકલ્યા આંહી, આજ વાત તે સવિ મલી હો લાલ ॥ ૪ ॥ સા૦ ॥ સુવેગ મુખ સુણી વાત, નૃપસુત નયણેં જલસિરા હો લાલ ॥ સા૦ ॥ બોલે દુઃખિત દેહ, પ્રસ્વેદ મેં ફુરિયા ગિરા

હો લાલ ॥ ૫ ॥ સા૦ ॥ ધિગ્ ધિગ્ મુજ અવતાર અવિનીત દુર્જનથી સરે હો લાલ ॥ સા૦॥ હું થ યો શત્રુસમાન, માતપિતા સુતથી ધરે હો લાલ ॥ ૬ ॥ સા૦ ॥ બાવલને કરકંધુ, વાવી જેહ ઊ ચ્છેરવી હો લાલ ॥ સા૦ ॥ પીડાકારક તાસ, હો વે કંટક ખેરવી હો લાલ ॥ ૭ ॥ સા૦ ॥ કુલપતિ કૂર્ચસમાન, વિષધર સરિખો હું થયો હો લાલ ॥ સા૦॥ ચંદન સરિખા પુત્ર, ઘસે સુગંધે ફૂલજ્યો હો લાલ ॥ ૮ ॥ સા૦ ॥ માતને કલેશનું હેત, જનમથી વાત સકલ થઈ હો લાલ ॥ સા૦ ॥ ધાતેં કરચું શું કામ, પુત્રાભિધાન મુધામયી હો લાલ ॥ ૯ ॥ સા૦ ॥ જનમથી વસતાં ગેહ, માત પિતા શોકે ભરચાં હો લાલ ॥ સા૦ ॥ દેશાંતર રહ્યો તોહી, દુરા તમાએં દુઃખી કરચાં હો લાલ ॥૧૦॥ સા૦॥ એક અ ચંભો કેમ, અવિનીત હું સુખ શ્રી વરચો હો લાલ ॥ સા૦ ॥ નહી કૌતુક મા બાપ, સમરે મુજ નેણે સુખા કરચો હો લાલ ॥ ૧૧ ॥ સા૦ ॥ માછલી સમરણ જા ત, મીન યુગલ જન જીવતાં હો લાલ ॥ સા૦ ॥ ભુજંગી આલિંગિત બાલ, કૂર્મી તથા અવલોકતાં હો લાલ ॥ ૧૨ ॥ સા૦ ॥ કહે સુવેગ કુમાર, ખેદ ક

રે નહિં અતિ ઘણો હો લાલ ॥ સા૦ ॥ દુઃખ દાયક નહી પુત્ર, જનકને દુઃખ અવગુણ તણો હો લાલ ॥ ૧૩ ॥ સા૦ ॥ પિંડથી અધિકો દામ, દામથકી વાહાલી પ્રિયા હો લાલ ॥ સા૦ ॥ તેહથી અધિકો પુત્ર, પૂઠેં અધિક ધરમ ક્રિયા હો લાલ ॥ ૧૪ ॥ સા૦ ॥ તાતેં દિયો પરદેશ, જોવા તુજ પુણ્ય તારણે હો લાલ ॥ સા૦ ॥ ભાગ્ય ઊદય સુવિની ત, ગુણશ્રેણી લહી બારણે હો લાલ ॥ ૧૫ ॥ સા૦ ॥ પ્રગટ્યો નૃપનેં પ્રમોદ, હૃદયાનંદન નંદ નેં હો લાલ ॥ સા૦ ॥ ન લહે કોણ આણંદ, પા મી સુગંધિ ચંદનેં હો લાલ ॥ ૧૬ ॥ સા૦ ॥ વ સ્ત્ર મલિન તજે લોક, રજકધરે તડકે તપે હો લાલ ॥ સા૦ ॥ ઉજ્જવલ નિર્મલ તેહ, દેવસેવા વસરેં ખપે હો લાલ ॥ ૧૭ ॥ સા૦ ॥ તુમ દર્શન શીત વાત, તાત હૃદયજ્વર વારણું હો લાલ ॥ સા૦ ॥ દેખો તુમ સુખચંદ, નયન સુધારસ પારણું હો લાલ ॥ ૧૮ ॥ સા૦ ॥ મલવા બહુ ઊ તકંઠ, રહિયત શંખપુરી તણી હો લાલ ॥ સા૦ ॥ ક્ષણ વરસાં સો થાય, વિનતિ શી કહીએં ઘણી હો લાલ ॥ ૧૯ ॥ સા૦ ॥ પિતૃ મિલન ઉચ્છરંગ,

એમ નિસુણીનેં કુંવર ધરે હો લાલ ॥ સા૦ ॥
દેશ ગામ લખ તાસ, નામાં લેખાં તસ કરે હો લા
લ ॥ ૨૦ ॥ સા૦ ॥ બહુ અધિકારી કીધ, એક પ
ટાવત ઉપરેં હો લાલ ॥ સા૦ ॥ તેડાવી ઉવજ્જાય,
વિનયેં નમા કહે એણીપરેં હો લાલ ॥ ૨૧ ॥ સા૦ ॥
શી આજ્ઞા ગુરૂરાય, તાતેં મુજ તેડાવીયો હો લાલ ॥
સા૦ ॥ ટાલણ પિતૃવિયોગ, કહે ગુરૂ હુકમજ આ
પિયો હો લાલ ॥ ૨૨ ॥ સા૦ ॥ કામ અરથ દોય વ
ર્ગે, સાધ્યા પણ ન સુહાવિયેં હો લાલ ॥ સા૦
॥ ધર્મ વર્ગે જયકાર, તેણે તે સાધી સધાવિયેં
હો લાલ ॥ ૨૩ ॥ સા૦ ॥ ગુરૂવચનેં જિનચૈત્ય,
આઠ દિવસ પૂજા રચે હો લાલ ॥ સા૦ ॥ ઓચ્છવ
નાટક શાલ, ગુણિજન જોવા સહુ મચે હો લાલ
॥ ૨૪ ॥ સા૦ ॥ સાહમી વચ્છલ નિજગેહ, ષટ
રસ પાક ભોજન ધરી હો લાલ ॥ સા૦ ॥ શ્રીમંત
ગુણી નરનાર, પેહેરામણી વસ્ત્રેં કરી હો લાલ ॥
૨૫ ॥ સા૦ ॥ મદનમંજરીનેં દીધ, કંચુઆ કસ
બી સોહામણો હો લાલ ॥ સા૦ ॥ દેતાં દિલભર કી
ધ, મુહૂરત દિન જાવા તણો હો લાલ ॥ ૨૬ ॥ સા૦
॥ બીજે ખંડેં એહ, બીજી ઢાલ સોહામણી હો

લાલ ॥ સા૦॥ વીરવચન રસ દેત, ખાસ સખીને વધામણી હો લાલ ॥ ૨૭ ॥

॥ દોહા ॥

॥પવન ચંડપ્રિયા સતી, રત્નવતી તસ નામ ॥ કુંવર ધરે ગુરૂને જઇ, બોલે કરીય પ્રણામ ॥ ૧ ॥ માત તમે સુલસા સમાં, દીયો આશીષ સનેહ ॥ તાતનું તેડું આવિયું, જઇશું હવે નિજગેહ ॥ ૨ ॥ સા કહે વત્સ વિજોગનાં, મેં એ દુઃખ ન ખમાય ॥ ત્રિવિધ વીર સુલસા સતી, તેણેં એ દુઃખ સહાય ॥ ૩ ॥ કુંવર કહે નર ઊત્તમેં, સાસરીએ ન રહાય ॥ માત પિતા સજ્જન પ્રમુખ, એણી વાતેં લજવાય ॥ ૪ ॥ ગુરૂણી કહે કુશલા રહો, છો મુજચિત્ત મઝાર ॥ કુંવર દીએ દશ ગામ તસ, લીએ આશીષ અપાર ॥ ૫ ॥

॥ ઢાળ ત્રીજી ॥ ચિત્રોડા રાજાની દેશી ॥

॥ ગતિ લલિત વિલાસેં રે, અવનીપતિપાસેં રે, કુંવર પ્રકાસે, આવી એણીપરેં રે ॥ આવ્યું તાતનું આણું રે, ઘરનાં દે અ ટાણું રે, મુજ મન ઊજાણું, માત મિલણભણી રે ॥૧॥ અમને વોલાવો રે, હવે વાર ન લાવો રે, શંખપુરી જાવો, પંથ દૂરેં ઘણો રે ॥ મનચિં

તે રાજા રે, નિત્ય કોડી દીવાજા રે, કુંવર દિન ઝાઝા, ર
હ્યા પણ ઘડી સમા રે ॥ ૨ ॥ પુત્રી જે જાઇ રે, તે અંતે
પરાઇ રે, એહથી શી વડાઇ, ઘરવસ્તી તણી રે ॥ બહ્ય
મનું નાણું રે, ઘેંસ છાશનું ખાણું રે, કાંસાકૂટ ભાણું,
લહી ધનમદ કરે રે ॥ ૩ ॥ તમરાનું ગાણું રે, છાલી
નું હુઝાણું રે, પરઘરનું ઘરાણું, પેહેરી સુખ ગણે રે
॥ ત્રિપંડીનું ટાણું રે, ચણોઠીનું ઘરાણું રે, બોરકૂટ
અથાણું, ભોજનમાં નહી રે ॥ ૪ ॥ વાદળની છાયા
રે, કપટી નર માયા રે, તૃષ્ણા જલધાયા, જલ નવિ
પામતા રે ॥ પરદેશીની પ્રીતિ રે, બલી ભૂમિએં ખે
તી રે, પરોણે ઘરવસ્તી, કેતી માનીયેં રે ॥ ૫ ॥
એમ ચિંતી રાય રે, અંતેઉર જાય રે, પુત્રીની માય,
શું વાત સવે કરી રે ॥ ઊઠે કુંવર રજાઇ રે, નૃપ કરત
સજાઇ રે, રથ ઘોડા નવાઇ, આસન બેસણાં રે ॥ ૬ ॥
દીયે ભૂષણ વાસ રે, ઘણાં દાસી દાસ રે, દેઇ કુંવર
ને પાસ, રહી એમ વીનવે રે ॥ પુત્રી ઉછરંગેં રે, ઉ
છરી ઊછંગેં રે, ગુણવંતને સંગેં, તુમ ખોલે ઠવી
રે ॥ ૭ ॥ દેશો ન વિસારી રે, નવી પરણો નારી રે,
પણ એ દિલ ધારી, કદીય ન દુહવો રે ॥ સુણી કુંવ
ર સજેલા રે, થઇ ભોજનવેલા રે, સવિ સાજન ભે

લાં, રતનવતી તેડતી રે ॥ ૮ ॥ ઘર આસન માંડે રે, સુત ભકતેં જમાડે રે, સુગંધ વસાડે, ધૂપ ઊખેવતાં રે ॥ શણગાર સુહાવી રે, માથેં તિલક વધાવી રે, કહે વચ્છ વોલાવી, વેહેલા આવજો રે ॥ ૯ ॥ મલો જઇ માતાશું રે, રેહેજો શાતાશું રે, કોઇદિન વેલાશું, મુજ સંભારજો રે ॥ ઉપગાર વખાણી રે, મુખ મધુરી વાણી રે, ધન બોહોલું આણી, દીએ ઊવઝાયને રે ॥ ૧૦ ॥ હવે કુંવર સધાવે રે, નૃપ પુત્રી વોલાવે રે, સજ્જનને મેલાવે, શુભ શકુનેં કરી રે ॥ પુર બાહેર આવ્યા રે, મિલણાં સહુ લાવ્યા રે, કુંવરેં બોલાવ્યા, સહુનેં હિત ધરી રે ॥ ૧૧ ॥ સૈન્ય સુભટ મિલાવી રે, રાયરાણી આવી રે, કમલસેના બોલાવી, હિતશિક્ષા દીયે રે ॥ પતિઆણાએં રેહેજો રે, લજ્જા નિર્વેહે જો રે, સાસુ સસરાની સેવા, કરજો ભલી પરેં રે ॥ ૧૨ ॥ રાએ માની તે રાણી રે, બેહેન સરખા જાણી રે, નણદી દેરાણી,નાં મન સાચવો રે ॥ ગુરૂ વિનય કરેજો રે, સમતામાં રેહેજો રે, દાનગુણેં દીપાવજો, અમ કુલ વંશને રે ॥ ૧૩ ॥ એમ કહી નિજ બેટી રે, હઇડા ભર ભેટી રે, થઇ છેટી વલ્યાં, નિજ ઘર આંસુ ભરચાં રે ॥ રથ બેઠો નારી રે, સખીવૃંદ વિ

હારી રે, કરી સેના સારી, પંથ શિરે તદા રે ॥ ૧૪॥ કુંવર ચિંતાએ રે, રવિ પશ્ચિમ જાએ રે, અંધકાર તે થાયે, અવસર પામીને રે ॥ કુંવર એકાકી રે, રહ્યા સુભટ તે બાકી રે, પુર બાહેર મૂકી, રથ પડદા ધરી રે ॥ ૧૫ ॥ આપે એકેલા રે, નગરે નિશિવેલા રે, દૂતીઘર મેલા, કારણ જઇ વસ્યા રે ॥ તે માલણ જાતે રે, સમજાવી વાતે રે, મદનમંજરી રાતે, તેડી મિલાવતી રે ॥ ૧૬ ॥ રસપ્રેમે મલીયા રે, વિજોગ તે ટલીયા રે, જઇ સુભટશું ભલીયા, દૂતી વીસર્જીને રે ॥ મદનમંજરી નારી રે, રથમાં બેસારી રે, શૂન્ય મારગે સુભટ, હકારી ચાલિયા રે ॥ ૧૭ ॥ જે સોમલ ખાવે રે, વચ્છનાગ જે ચાવે રે, ન બીહે ફલ ધંતુર ચાવે, તે ધણી રે ॥ જે ગિરિ ઓલંઘે રે, જલધિ જલ લંઘે રે, છીલ્લર જલ ટેકરી કાંકરી કેમ ગણે રે ॥ ૧૮ ॥ જેણે સાપ ખેલાયા રે, વાઘવૃંદ રમાયા રે, વિંછુસેં ડરાયા, તે નર કેમ ડરે રે ॥ જેહને જેહશું પ્રેમ રે, રહે તે વિના કેમ રે, મૂઢલોક અજાણ્યો, વેહેમ મને ધરે રે ॥ ૧૯ ॥ મારગ શિર જાતાં રે, સૈન્ય ભેલાં થાતાં રે, બેહુ નારી સોહાતાં મન મેલો કરી રે ॥ શુભવીર કુમાર રે, લહ્યા ભોગ ર

સાલ રે, ખંડ બીજે ત્રીજી ઢાલ, સોહામણી રે ॥૨૦॥

॥ દોહા ॥

॥ અગડદત્ત નિજ સૈન્યશું, ગામ ગામ વિશ રામ ॥ કેતે દિવસેં પામિયા, વિંધ્યાચલ રણઠામ ॥ ૧ ॥ મદભર હસ્તીઘટા ચરે, મહિષ તણો નહી પાર ॥ શાર્દૂલ ચિત્રક ભયંકરા, શબરા શબરી અપાર ॥ ૨ ॥ એક જલ ભરિય સરોવરેં, સૈન્ય કિયો વિશ્રામ ॥ ડેરા તંબૂ તાણીનેં, કુંવર રહે એક ઠામ ॥ ૩ ॥ સુભટ લોક ભોજન કરી, બેઠા કરતા વાત ॥ જગત વિશામેં આથમ્યો, રવિ પ્રગટી તવ રાત ॥ ૪ ॥

॥ ઢાલ ચોથી ॥ કડખાની દેશી ॥

॥ જાગતી જસ્સરતિ દૈવગતિ દુર્બલી, તદપિ તસ દૈવ બત છિદ્ર જોવે ॥ ચંદ્રગુરૂ લગન બલ શુકન સાલણ મલે, તહવી પાછો વલે ખર વિરાવે ॥ ૧ ॥ જાગતી જસ્સરતિ દૈવગતિ દુર્બલી ॥ એ આંકણી ॥ ॥ વિશ્વહિતકારિતિમિરારિતિરસ્કૃત, ભય લહી વિંધ્ય ગંધુર વસંતો ॥ તિમિર ભર રજનિચર શબર પક્ષેં ભલે, રિષ્ટ રવિ દૃષ્ટ જોતાં હસંતો ॥ ૨ ॥ જા૦॥ દ્યુપતિ નૃપ ગોપતિ નામ વિદુષા વદે સુણત તમ શ

નુ બાંધવ નડેવા ॥ સબરસ કેત કરી તિમિર રજની ભરી, ઘૂકર બહુક ઘૂ ઘૂ કરેવા ॥ ૩ ॥ જા૦ ॥ ભટનિકટ મધ્ય નિશિ વિકટ નિદ્રા ભરી, ઝટિતિ જાગર્ત્તિ સૈન્યેં ન કોપિ ॥ અક્ષનૃચક્ષ સમલક્ષ તમપક્ષગા, ધ્વાંત સંકેતિકા શિર ન ટોપી ॥ ૪ ॥ જા૦ ॥ વાલ વિકરાલ કરવાલ કરમેત જ્યું, હીક રવ કીક કપિમત્તદંતા ॥ બાણધનુ તાણી કર સૌસિકા ભટ પરી, ગૌસિકા ભીલ ધાટી પતીતા ॥ ૫ ॥ જા૦ ॥ તેણેં સમે જોધ નર ક્રોધ ગર્વેં ભરચા, સંચરચા યુદ્ધ ગ્રહી ખડ્ગ ઢાલેં ॥ કુંવર તવ જાગીયો, વીરનૃપ આગિયો, રથ ચઢયો ઝટિતિ ઝગતી મશાલેં ॥ ૬ ॥ જા૦ ॥ પલ્લીપતિ ભીમની સીમ પોરૂષરૂષા, ક્રાંત તુરગારૂઢેં પ્રોઢ ક્રોધેં ॥ આવતો ધાવતો સૈન્યભટ શોધતો, પતત જિમ વિદ્યુતા દંડ ગોધેં ॥ ૭ ॥ જા૦ ॥ વાયુને વાંબુદા હરિણ હરિણા ઇવ, સૈન્યભટ સકલ તેમ દૂર નાસે ॥ ઊઠીયો તામ તપનોપમેં કુંવર તે, ભીત્ર ભટવ્રાત તમ નષ્ટત્રાસેં ॥ ૮ ॥ જા૦ ॥ સોપિ પલ્લીપતિ ભીમ ભીષણગતિ, મેઘ જ્યું ગાજતો કુંવર સામો ॥ નીર જેમ તીર વરસાવતો રસ ભરેં, નવિ ધરે ધરણીતલ પત્ર વિશામો ॥ ૯ ॥ જા૦ ॥

કુંવર પણ તેહશું કેસરી સિંહ જ્યું, યુદ્ધ ઊદ્ધત પ
ણે કો ન થાકે ॥ જયસિરિ હાથ વરમાલ ધરી આ
વતી, જોવતી સતીપણું ધરીય નાકે ॥ ૧૦ ॥ જા૦
॥ બલથકી દુર્જયો ભીમ પલ્લીપતિ, દેખી જય
ઇચ્છતી છલ વિચારે ॥ મદનમંજરી કહે સારથિ
હું રહે, જીતશો નાથજી ક્ષણિક વારેં ॥ ૧૧ ॥ જા૦॥
થઇય સા સારથી તુરગ સંચારતી, દેખિ તસ રૂપ
પલ્લીશ છલી એ ॥ માર કુમાર સહ પંચબાણેં પડચો,
ભીમ વિણ નીમ હત ભૂમિ તલીએ ॥ ૧૨ ॥
જા૦ ॥ વદત પલ્લીશ ભૂમીશ સુત મદ તજે, નિજ
ભુજેં નહી હણ્યો પલ્લી રાજા ॥ વજ્રિદર્પઘ્ન
કંદર્પશરહત તનુ, મૃતક મારણ રણેં નો અવાજા
॥ ૧૩ ॥ જા૦ ॥ તિમિર દલખંડતો સહસ કિરણેં ક
રી, તામ ઊદયો રવિ જગ પ્રકાશે ॥ ધ્વાંતશામ કૃ
ષ્ણતનુ સ્વકીય કાકા વદત, ભય લહી શબર
જ્યું કાક નાસે ॥ ૧૪ ॥ જા૦ ॥ રણભૂ નિહાલતો સૈ
ન્ય નવિ ભાલતો, નષ્ટગત કષ્ટમૃત સુભટ કેઇ ॥
જીવતા જે રહ્યા તેહ પાસેં ગ્રહ્યા, મરણગત કાષ્ટશું
દાહ દેઇ ॥ ૧૫ ॥ જા૦ ॥ સરજલેં સ્નાન મુખદં
તધાવન કરી, તરૂતલેં દંપતી કૃતવિશામે ॥ ખં

૬ બાજા તણા ઢાલ ચોથી ભણી, વીર કહે ધર્મ
થી સૌખ્ય પામે ॥ ૧૬ ॥ જા૦ ॥

॥ દોહા ॥

॥ બાણ તૂણીર પુઠેં ધરી, કાર્મુક હાથ ધરંત ॥
એક રથેં કરી નારીશું, અલ્પ સુભટશું ચલંત
॥ ૧ ॥ અરધેં પંથેં આવીયા, પુરૂષ મલ્યા તવ દો
ય ॥ કુંવર પૂછે પંથનો, વ્યતિકર ભાંખે સો
ય ॥ ૨ ॥ મ્હોટો વેહેતો માર્ગ એ, શંખપુરી શિર
જાય, બીજો પંથ એ ઢૂકડો, છે પણ વિષમ કહાય
॥ ૩ ॥ ધન લૂંટે પ્રાણી હણી, દુષ્ટગતિ પરિણા
મ ॥ ચોર ફરે બહુ રૂપશું, દુર્યોધન તસ નામ ॥ ૪ ॥
વલી વનહસ્તી એક ફરે, કાલસમો વિકરાલ ॥ મત્ત
મરૂગેંદ્ર રણેં ફરે, દીએ ઊછલતી ફાલ ॥ ૫ ॥ ર
ણ અરધું કાપ્યું તમેં, આગેં અર્ધપ્રયાણ ॥ પંથ ય
થારૂચિયેં ચલો, તુમને કોડ કલ્યાણ ॥ ૬ ॥

॥ ઢાલ પાંચમી ॥ ધવલશેઠ લેઇ ભેટણું ॥
એ દેશી ॥

॥ વયણ વધાવી કુંવર ચલ્યો, દીએ તસ પાં
ચ દિનાર રે ॥ રથ આગલ કરી જાવતાં, પંથી મલ્યા

નર બાર રે ॥ ૧ ॥ વ૦ ॥ અલ્પશ્રુત મુનિ મંડલી, ગીતારથ અનુસરતા રે ॥ તેમ તે નર કુંવર લહી, સુ. દર સાથજ કરતા રે ॥ ૨ ॥ વ૦ ॥ પંથ જતાં તેરણ વચેં, જોગી મલિયો કપાલી રે ॥ ભસ્મઘટા દેહેં ધરી, જટાજૂટ શિરવાલ રે ॥ ૩ ॥ વ૦ ॥ માલ કપાલ તણી ગલે, લીધો કરંડક માથે રે ॥ ઘંટ બજાવત આવીયો, પાણી કમંડલ હાથે રે ॥ ૪ ॥ વ૦ ॥ કર દક્ષિણ સન્મુખ કરી, બોલે દેઇ આશીષ રે ॥ જીવો કોટિ વરસ લગેં, વાત સુણો સાર્થેશ રે ॥ ૫ ॥ વ૦ ॥ ગોકુલગામેં હું વસું, દેખી સંસાર કૂડો રે ॥ કાપાલિક ગુરૂ સન્નિધેં, જોગ તે લીધો રૂડો રે ॥ ૬ ॥ વ૦ ॥ બહુ દિનથી તીરથ કરૂં, દેવ નમન સંકેતેં રે ॥ શંખપુરી જાવું માહરે, વચ્છતીરથ નતિ હેતેં રે ॥ ૭ ॥ વ૦ ॥ તુમ સાથેં અમેં આવશું, પણ મુજ પાસેં ભાર રે ॥ દેવપૂજન અરથેં દીયા, ધર્મીયેં સત્ત દિનાર રે ॥ ૮ ॥ વ૦ ॥ નોલી તુમ રથમાં ઠવો, તો નિર્ભય થઇ ચાલું રે ॥ દુર્યોધન ભયથી ડરૂં, તેણેં તુમ હાથે આલું રે ॥ ૯ ॥ વ૦ ॥ કુંવરનેં આપી એમ કહી, પંથેં કરે ગીત ગાન રે ॥ નૃત્યકથા જન રંજતો, મુખચેષ્ટા કરી તાન રે ॥ ૧૦ ॥ વ૦ ॥ ભિક્ષુ વેશ નૃપસુત ગણે,

અવિશ્વાસનું ઠામ રે ॥ ઘોડા શીઘ્ર ચલાવતાં, આવ્યું ગોકુલ ગામ રે ॥ ૧૧ ॥ વ૦ ॥ દૂર વનાંતર ઊત રચાં, જાણી ભોજન વેલા રે ॥ નૃપનંદનને એમ કહે, જોગી જટિલ તેણી વેલા રે ॥ ૧૨ ॥ વ૦ ॥ આજ પરૂણા અમ ઘરેં, ભોજન સહુને કરાવું રે ॥ ગોકુલ ગામ એ માહરૂં, દહી દૂધ અશન તે લાવું રે ॥ ૧૩ ॥ વ૦ ॥ ગયું ચોમાસું ઇહાં કરચું, તેણેં આંહેર મુજ રાગી રે ॥ ગોરસ બહુલાં આણશે, એ સુ જ શુભમતિ જાગી રે ॥ ૧૪ ॥ વ૦ ॥ હું જઇ આ વું તિહાં લગેં, જાવું નહી માહારાજ રે ॥ જન્મ સ ફલ માહારો થશે, જાણું વધારી લાજ રે ॥ ૧૫ ॥ વ૦ ॥ એમ કહી તિહાં જઇ લાવીયો, ગોરસ મધુર બનાય રે ॥ કહે કુંવરને આરોગીએં, ઊદ્યમ સફ લ કરાય રે ॥ ૧૬ ॥ વ૦ ॥ ઋષિ ભોજન કલ્પે નહી, વલી મસ્તક રસ જાત રે ॥ તેણેં ગોરસ ભોજન તણી, નવિ કરશો એ વાત રે ॥ ૧૭ ॥ વ૦ ॥ કુંવર વચન સુણી સાથનેં, દહી દૂધ તેહ જમાડે રે ॥ વારે કુવંર નયનેં ગુરૂ, કુશિષ્યપરેં નવિ છાંડે રે ॥ ૧૮ ॥ વ૦ ॥ તંબોલ દેઈ તે કહે, જમશું અમેં હવે પુત્તા રે ॥ વિષમિશ્રિત ભોજન કરી, તે તરૂતલેં જઇ સૂતા રે

૯ ॥ વ૦ ॥ મદનમંજરી વચનેં કરી, ભોજન
ર કરાવે રે ॥ રોષ ભરચો જોગી તિહાં, ખેંચી
નેં ધાવે રે ॥ ૨૦ ॥ વ૦ ॥ ચંદ્રમુખી લક્ષ્મી જિ
નારી લેઇ કેણી કોર રે ॥ જાઇશ કિહાં રે રાંકડા, હું
ાધન ચોર રે ॥ ૨૧॥ વ૦॥ વિષ દેઇ પંથી હણ્યા,
૦યો છે તુજ વારો રે ॥ ખડ્ગ બલેં ચૂરણ કરી, દે
જમ નૃપ ચારો રે ॥ ૨૨ ॥ વ૦ ॥ કુંવર સુણી
સ્મિત અસિ, કુક્ષીઘાત દીએ વેહેલો રે ॥ હાહા
ી પડયો ભૂતલેં, જે વેહેલો તે પહેલો રે ॥ ૨૩ ॥
૦॥ દીનપણેં તરસ્યો જુએ, કુંવર મુખ જલ ધ્યાવે
॥ સુલસાસુત તવ તેહનેં, પાણી દયાએં પાવે
॥ ૨૪ ॥ વ૦ ॥ સ્વસ્થ થયો શીતલ જલેં, કુંવર
ાધિ સમી રેં રે ॥ બીજે ખંડે પાંચમી, ઢાલ કહી શુભ
ારેં રે ॥ ૨૫ ॥ વ૦ ॥

॥ દોહા ॥

॥ કુંવર કૃપાલુ ગુણેં કરી, કરતો ચોર વિચા
ર ॥ કરૂણાચર એ ગુણ નિધિ, ધિગ ધિગ મુજ અવ
તાર ॥ ૧ ॥ મેં અતિથિ કરી મારીયા, પંથીજન વિ
શ્વાસ ॥ બાલ વૃદ્ધ ધર્મી હણી, બાંધી પાપની રાશ
॥ ૨ ॥ એ ગુણવંત સુપાત્રનેં, આપી ધન ઘરબાર ॥

પવન જલદાયક તણો, વાલું પ્રતિ ઉપગાર ॥ ૩ ॥ ગુણરંજિત તસ્કર કહે, સાંભલ રાજકુમાર ॥ હું મૂરખ પણ તુજ ગુણેં, રીઝયો ચિત્ત મઝાર ॥ ૪ ॥ અજિત હું તેં જીતીયો, તુજ બલ ધૈર્ય ધ્રન્ય ॥ હું તૂઠયો તુજનેં કહું, છેલું સત્ય વચન ॥ ૫ ॥ સન્મુખ ગિરિ મધ્યેં જતાં, વામ દીસે નદી દોય ॥ તિહાં મંદિર છે જક્ષનું, પણ નરવસ્તી ન કોય ॥ ૬ ॥ ચૈત્ય થકી ડાબી દિશેં, સજીત શિલ્લા એક ॥ વામ દિશેં દૂરેં કરી, ભૂમિઘર છે છેક ॥ ૭ ॥ જયસુંદરી મુજવલ્લભા, રૂપેં રંભ સમાન ॥ મેં તુજનેં આપી મુદ્રા, નારી સદ્રવ્ય નિધાન ॥ ૮ ॥ મુજ મરણેં પરજાલીનેં, કરજો સઘલું હાથ ॥ એમ કેહતાં તે મરણ લહ્યો, દિયે અગનિ સહિનાથ ॥ ૯ ॥

॥ ઢાલ છઠ્ઠી ॥ નદી યમુનાકે તીર, ઉડે દોય પંખીયાં ॥ એ દેશી ॥

॥ રથ બેસી ગિરિ મધ્ય, ગયો નદી ઉતરી ॥ કુંવર શિલા કરી દૂર, બોલાવે સુંદરી ॥ ઊંચે સ્વરેં સુણી શબ્દ, તુરત ચિંતા ભરે ॥ આવી કહે સ આદરેં, આવો અમ ઘરેં ॥ ૧ ॥ રથ ઠવી વિવરેં દંપતી, ભૂઘર સંચરે ॥ તવ કહે ચોરપ્રિયા કેમ, અ

વિયા એમ ધરે ॥ વાત સકલ કુંવરે તિહાં, મૂલ થ
કી કહી ॥ દેખી ખડ્ગ સા સાચ, પણે માની સહી
॥ ૨ ॥ કુંવર મકરધ્વજતુલ્ય, સ્વરૂપેં સા ચલી ॥ જ
યસુંદરી પણ થંભી, ચિત્રામણ પૂતલી ॥ નૃપનંદન પ
ણ મોહની, દેખી મોહી રહ્યો ॥ દીલ વસી રંભા ઉ
ર્વશી, એમ વિસ્મય થયો ॥ ૩ ॥ નાગકની પાતાલ
થી, ચોરે અપહરી ॥ નાગદેવ ભએં નાસ, ઠવ્યું
જયસુંદરી ॥ નયણેં નયણ મિલાવી, રહ્યો વાદી પ
રે ॥ તવ સા હૃદયશું નેહ, ધરી એમ ઉચ્ચરે ॥
૪ ॥ તુજ મુખ દેખી હું શુદ્ધિ, બુદ્ધિ ભૂલી ગઇ ॥ પ્રે
મકટારી લાગી, તેણેં ઘાયલ થઈ ॥ ઘાયલ ચોરનેં શી
તલ, જલ પાયો ખરો ॥ પ્રેમ સુધારસ સિંચતો, તેં સુ
જ ઉદ્ધરયો ॥ ૫ ॥ તુમ સઘલી નારીની, દાસી થઇ રહું ॥
તેહનાં કટુક વચન પણ, તુમ હુકમેં સહું ॥ રયણ
પડ્યું વિટમાં પણ, લેઇ સમારવું ॥ બાલ વચન
પણ હિતનું, ચિત્તમાં ધારવું ॥ ૬ ॥ ચંડાલ પાસથી
ઉત્તમ, વિદ્યા શીખવી ॥ નારી રતન પણ લેવી, દુઃ
કુલ સંભવી ॥ લવણ સુતા હરિ કેશવેં, ઘર લખમા
કરી ॥ કાલી ગૌરી પર્વત, જા રૂદ્રેં વરી ॥ ૭ ॥ કનક
કોડ ધન તુમનેં, સોંપી સેવશું ॥ આ ભવમાં વહાલે

શર, માનું દેવશું ॥ રાગ વિલુધ્ધો કુંવર એ, સાચુ સદ્દહે ॥ મદનમંજરી ચિત્ત ચમકી, કુંવરને એમ કહે ॥ ૮ ॥ સુણ પ્રીતમ નિર્લજ, પડયો તું પાસ માં ॥ હરણ પરે પડી હું રે, વલી તુજ આશમાં ॥ આ રજપુત્ર પવિત્ર, પુરૂષવ્રત કિહાં રહ્યું ॥ નીચ મારગ અનુસરતાં, નિર્મલ કુલ ગયું ॥ ૯ ॥ કુલવટ ઊત્તમવંશ, ને ક્ષત્રીપણું ટલ્યું ॥ મુજ સાથે કરકોલ, વચન બોલ્યું બલ્યું ॥ કાક અમેધ્ય પરેં ચોર, દારાએં રંજિયો ॥ ભ્રષ્ટ સકલ ગુણજાત, ભાતમાંથી ગયો ॥૧૦॥ વણિકસુતા પણ હું તુમથી રૂડી ઘણી ॥ સતીવચણેં ઘર રાખી, માજા આપણી ॥ કેતાં વરસ કુમારી, સમી ઘરમાં રહી ॥ પીઉડા વરી હું તુમ, ઊત્તમ જાતિ લહી ॥ ૧૧ ॥ છંડી સાહેલી સાથ, નાથ સાથેં સજ્યાં ॥ તુમ વચને બંધાણી, પીહરીયાં તજ્યાં ॥ માત પિતા સાસરીયાંને, કુલખંપણ ધરી ॥ શીયલ તજી તુમ સજ્જન, સંગેં નીકલી ॥ ૧૨ ॥ એ સવિ કીધું પ્રીતમ, તાહરે કારણેં ॥ મતિ વિણઠી ઘર પેઠી, રહી હું બારણેં ॥ વિણ દેખે હા દૈવ ધરી જલધિ સહી ॥ ઉત્તરવાનો આરો તે, એકે રહ્યો નહી ॥ ૧૩ ॥ એણે સંગે રહી ખેલો, પ્રીતમજી ભૂધરે ॥ સુલસા

સાસુ ચરણેં, જશું અમેં સાસરે ॥ કહિશ્યું અમેં જો મોકલશે, તુમ ખોલવા ॥ કૃષ્ણપરેં ગયા તુમ સુત, પાતાળ સાધવા ॥ ૧૪ ॥ કાંતાવચન ગંગોદક, કલ્લોલેં કરી ॥ નીચરાગ મલ ધોઇ, ચિત્ત સુમતિ વરી ॥ અગડદત્ત નીકલિયો, ચોર સંપદ તજી ॥ મદનમંજરી શું રથ, બેસી ચલિયો સજી ॥ ૧૫ ॥ નારીચરિત્ર ગહન તેમ, ગહનવનેં વસે ॥ ભિક્ષવૃંદ જિહાં ત્રાસે, નાસે દશો દિશેં ॥ દેખી કુંવર મન ચિંતે, એ ઉત્પાત શ્યો ॥ તવ દીઠો મદ ભરીયો, હસ્તી કૃતાંતશો ॥ ૧૬ ॥ વશ કરી રાજ કુંવર, તિહાં આગળ ચલે ॥ લાંગુલઘાત નિપાત, પટહભૂત ભૂતલેં ॥ સન્મુખ આવ્યો વાઘ, વદન જિશું ગહ્વરા ॥ ધાવત-ક્રોધ ભરચો, રહી ઉંચી કેસરા ॥ ૧૭ ॥ મદનમંજરી ભયભ્રાંત, થઇ તે દેખતાં ॥ વૈરજ દેવે તાસ, વાઘ હણવા જતાં ॥ વામ કરાંબર વીંટી, હરિવદનેં ધરી ॥ દક્ષિણભુજખડ્ગેં કટિ, છેદી દ્વિધા કરી ॥ ૧૮ ॥ રથ બેસી વનખંડ, વચેં વલી જાવતો ॥ અતિ ઉત્કટ ફણી મણિધર, સાહામો આવતો ॥ રક્ત નયન કાલકાંતિ, ધમણ ફુતકાર એ ॥ જમદંડ તુલ્ય પ્રચંડ, દિસે વિકરાલ એ ॥ ૧૯ ॥ દેખી ભયેં પતિકંઠેં, વલગી મંજરી ॥ ભય મ ધરો કહે કુંવ

ર, હેઠો ઉતરી ॥ થંભી મંત્રે ગારૂડી, પરે અહીનેં
દમી ॥ બેશી રથપથ ચાલ્યાં, રણ સઘલું વમી ॥૨૦
॥ શંખપુરીને દેશ, સીમે વિશરામીયા ॥ ભવ અટવી
ઓલંગી, નરભવ પામીયા ॥ બીજે ખંડે ઢાલ એ,
છઠ્ઠી ઉચ્ચરી ॥ કમલસેના શુભ વીર, કુમારનેં સાંભ
રી ॥ ૨૧ ॥

॥ દોહા ॥

॥ એણે અવસર તિહાં સૈન્યના, દેરા તંબૂ દૂર ॥
દેખી સંશય ડોલતા, આવ્યા સુભટ હજૂર ॥ ૧ ॥ અ
ગડદત્તને ઓલખી, કરતા તેહ પ્રણામ ॥ કમલસેના રા
ણી પ્રતે, દેત વધામણી તામ ॥ ૨ ॥ રાણી મંત્રી પ્રમુ
ખ સવિ, આવી પ્રણમે પાય ॥ બોલાવે તસ પ્રેમશું,
કુંવર કરી સુપસાય ॥ ૩ ॥ શિબિરમાંહે સહુ આ
વિયાં, નૃપસુત કરી વિશ્રામ ॥ પૂર્વ વૃત્તાંત પૂછીયો,
કહે સેનાપતિ તામ ॥ ૪ ॥

॥ ઢાલ સાતમી ॥ જીરેજીની દેશી ॥

॥ જીરે મારે સ્વામી સુણો તે વાત, ભિલ્લરણે રણ
માં થઇ જીરે જી ॥ જીરે મારે ॥ નિદ્રાવશ ભટ લોક
ધાડ પડી, નિદ્રા ગઇ જીરે જી ॥ ૧ ॥ જી૦ ॥ રયણી

ણી અંધકાર, ગાંફલ રણુ ભટ મંડલી જીરે જી ॥ જી૦
॥ કુંવર ગયા રથ લેઇ, વાત કોઇક મુખ સાંભલી જી૦
॥ ૨ ॥ જી૦ ॥ સુભટ ઘણાતવ નહુ, નિજ નિજ મિલ
કત કર ધરી જી૦ ॥ જી૦ ॥ રાણીપટ આવાસ, ભિલ્લ
ભટેં હલ્લાં કરી જી૦ ॥૩॥ જી૦ ॥ અમેં સુભટ લેઇ તા
મ, લોહકોટ ફરતો કિયો જી૦ ॥ જી૦॥ અમેં દેખાડયા
હાથ, તવ ભિલ્લેં મારગ દીયો જી૦ ॥૪॥ જી૦ ॥ સુ
ભટ સજી ચિહું કોર, રાણી રથ બેસારીનેં જી૦॥ જી૦
॥ નિકલીયા નિશિમધ્ય, નાઠા સુભટ મિલાવીને જી૦॥
૫ ॥ જી૦ ॥ હલકારા ઠામ ઠામ, મેહલી નાથ ગવેષિ
યા જી૦ ॥ જી૦ ॥ રણ કાપી એણે ઠામ, વાટ જોવંતાં
થોભીયા જી૦ ॥૬ ॥ જી૦ ॥ સકલ ફલી અમ આશ,
તુમ દરસનેં સુખ પાવીયા જી૦ ॥ જી૦॥ કુંવર હુકમ
કરી તામ, સૈન્ય સજી કરી ચાલીયા જી૦ ॥૭॥ જી૦॥
પાસ્યા અખંડ પ્રયાણ, શંખપુરીને પરિસરેં જી૦॥ જી૦
॥ દેઇ પટ આવાસ, ઉતારા સરવે કરે જી૦ ॥૮॥જી૦॥
આગલ જઇ અસવાર, રાયનેં દીયે વધામણી જી૦ ॥જી
૦॥ હરખ્યો સહુ પરિવાર, માત પિતા ઊલટ ઘણી જી૦॥
૯॥ જી૦॥ સન્મુખ જાવે સર્વ, હર્ષ કલ્લોલ ધરા નરા જી૦॥
જીં૦ ॥ પૂનમ ઊદયો ચંદ, સાગરની પરેં નાગરા જી૦

હરખ્યાં સુખભર નેત્ર, આવે સન્મુખ ॥ ૧૦॥ જી૦॥ હરખ્યાં સુખભર નેત્ર, તાતચરણ ભૂપતિ જી૦ ॥ જી૦ ॥ લોટંત ભૂમિ કુમાર, તાતચરણ કરતો નતિ જી૦॥ ૧૧ ॥ જી૦ ॥ હાથે ઉઠાવી કુમાર, હઈડા ભર ભેટી મલ્યા જી૦॥ જી૦ ॥ તોરણ ઘર ઘર હાટ, બાંધી ઓચ્છવ બહુ કરયા જી૦ ॥ ૧૨ ॥ જી૦ ॥ ઊંચી કરી વૈજયંત, ફુલપગર શેરીભરયાં જી૦॥ જી૦ ॥ હસ્તીખંધ કુમાર, બેશી પુરમાં સંચરયાં જી૦ ॥ ૧૩ ॥ જી૦ ॥ પુરવધૂ ગાવે ગીત, બેઠી રથમાં દોય વહૂ જી૦॥ જી૦ ॥ મેડી માલ ચડી નાર, વધાવતી અક્ષત બહુ જી૦ ॥ ૧૪॥ જી૦ ॥ વાજે બહુ વાજિંત્ર, બંદી બિરૂદાવલી ભણે જી૦॥ જી૦ ॥ પગ પગ કરત સલામ, નગરલોક આદર ઘણે જી૦ ॥ ૧૫ ॥ જી૦ ॥ એમ મોહોટે મંડાણ, રાજદુવારે ઉતરે જી૦॥ જી૦ ॥ રાજકચેરી મધ્ય, તાતચરણ વંદન કરે જી૦ ॥ ૧૬ ॥ જી૦ ॥ રાય કહે ગઇ રાત, આજ પ્રભાત ઉદય થયો જી૦ ॥ જી૦ ॥ પુણ્યઉદય ગુણશ્રેણી, જો તું પરદેશે ગયો જી૦ ॥ ૧૭॥ જી૦ ॥ કુંવર કહે મહારાજ, તુમ દર્શન સુરતરૂ ફલ્યો જી૦ ॥ જી૦ ॥ વૂઠા અમીયેં મેહ, નાઠો અશુભ શુભ દિન વલ્યો જી૦॥ ૧૮ ॥ જી૦ ॥ પામી નૃપ આદેશ, જઇ માતા ચરણે નમે જી૦ ॥

જી૦ ॥ માય દીયે આશીષ, ચિરંજીવો આણંદમેં જી૦॥ ૧૯ ॥ જી૦ ॥ નયનાનંદશું નંદ, મલ્લવે શીતલતા થઇ જી૦॥ જી૦ ॥ જનનીશોક સંતાપ, વત્સવિયોગ વ્યથા ગઇ જી૦ ॥ ૨૦ ॥ જી૦॥ સુતનેં દેહ સનેહ, ફરસે સુલસા નિજ કરેં જી૦ ॥ જી૦ ॥ હરખેં નયન જલરેલ, નવરાવી પોતેં ઠરે જી૦ ॥ ૨૧ ॥ જી૦ ॥ સુરવહૂ સમ વહૂ દોય, સાસુને પાયે પડે જી૦ ॥ જી૦ ॥ સાસુ દીએ આશીષ, હોજો પનોતી સુતવડે જી૦ ॥ ૨૨ ॥ જી૦ ॥ મંત્રી પ્રમુખ પુરલોક, જે જે નમવા આવતા જી૦.॥ જી૦ ॥ બાંધવપરેં નૃપનંદ, પ્રેમ ધરીને બોલાવતા જી૦ ॥ ૨૩ ॥ જી૦ ॥ ભોજન જનની હાથ, કરીનેં નિજમંદિર જતા જી૦॥ જી૦ ॥ સુતમુખેં સુત વૃત્તાંત, સુણી નૃપ વિસ્મય પામતા જી૦॥ ૨૪॥ જી૦ ॥ એક દિન કુંવરનેં ભૂપ, જોઇ લગન ગ્રહ બલવતા જી૦ ॥ જી૦ ॥ જુવરાજ પદવી રૂપ, ત્રીજી વહૂ પરણાવતા જી૦॥ ૨૫॥ જી૦ ॥ બીજે ખંડે ઢાલ, ખેદવિચ્છેદન સાતમી જી૦॥ જી૦ ॥ મન તન મેલની વાત, વીર કહે ગુણીને ગમી જી૦॥ ૨૬ ॥

॥ દોહા ॥

॥ મદનમંજરી મોહોટે પદેં, કમલસેના લઘુ

કીધ ॥ અગડદત્ત બલપુણ્યને, બોલ્યું વચન તે સિદ્ધ ॥ ૧ ॥ જે જ્યેષ્ઠ પ્રિયા તે પ્રિયતમા, લક્ષ્મી ધૃતિ મતિગેહ ॥ જીવિત વિશ્વાસી પણે, ધરતો ગાઢ સનેહ ॥ ૨ ॥ તાતશિખામણ સમરતી, સતિપતિ ભકિતકાર ॥ દેવસમા ગણે કંતને, કમલસેના લઘુ નાર ॥ ૩ ॥ શોક્ય સહોદરી સમ ગણે, ન ધરે મત્સર ધ્યાન ॥ ગુરૂજન વાત્સલ્યતા ધરે, સેવકને સન્માન ॥ ૪ ॥ ન મલે નવિ વાસો વસે, રોહિણીશું રતિભાવ ॥ પણ કુમુદિની શશીદર્શને, વિકસિત જાતિસ્વભાવ ॥ ૫ ॥

॥ ઢાલ આઠમી ॥ વનમાં વિસારી વાલ્હે વાં સલી ॥ એ દેશી ॥

॥ નૃપનંદનચંદનસમગુણે, પણ પટ્ટરાણી સંઘાત ॥ રાગવિલુદ્ધો નિત્ય રહે, જેમ જીવન પયની સાથ ॥ ૧ ॥ મદનમંજરી મુખમોહી રહ્યો, ચિત્રાવેલી ચતુરને હાથ ॥ લોહ ચમક જ્યું ચિત્ત હલ્યું, દૂર પલક ન પ્રેયસી નાથ ॥ ૨ ॥ મ૦ ॥ ખીરે ગુણ દીધા નીરને, પય અગનિ ધરંતો જોય ॥ નિજતનુ જીવિત જ્વાલ તે, ઝંપાવે અગનિ પય સોય ॥ ૩ ॥ મ૦ ॥ ધરચું કોઇનું પાછું નવી વલે, વલે પાણીથી પાછું દૂધ ॥ દોય પ્રીતિભર ખેલતાં, બીજી ભૂલી ગયાં સુધબુદ્ધ

॥ ૪ ॥મ૦॥ પણ તાતની આણા શિર વહે ॥ હોય રા
જ્યપ્રતાપ તપંત ॥ મધુ માધવ સુરભિ કરે, દિશિ દ
ક્ષિણ વાયુ વહંત ॥ ૫ ॥ મ૦ ॥ એણે અવસર રવિ
દક્ષિણ જતે, ભૂમિસ્ત્રીશીતપીડા દેખ ॥ અનંગ આકા
શથી ઊતરચો, વરતાવે આણ વિશેષ ॥ ૬ ॥ મ૦
॥ મધુમત્ત ભ્રમરીયો રણઝણે, ઝંકારવ મંગલગીત
॥ ઋતુ વસંત રાય આવિયો, વેધક જન વિકસ્યાં ચિ
ત્ત ॥ ૭ ॥ મ૦ ॥ ચતુરાં જોબન વય ઝગમગે, પતિ
સંગે તેમ ઋતુ રાય ॥ દેખી અવનીતલ ઝગી, વન
રાજી કિસલપત્ત છાંય ॥ ૮ ॥ મ૦ ॥ જાઇ કેતકી મા
લતી મોગીયા, ભમરા વન ફૂલે ફરંત ॥ શુક શુકી
મેનાં વનતરૂ, કરી માલા જુગલ રમંત ॥ ૯ ॥ મ૦ ॥
હંસ હંસી જુગલ જલ ઝીલતાં, કરે ક્રીડા સરોવર
પાલ ॥ મદભર કોયલ ટહૂકતી, સુખમંજરી આંબા
ડાલ ॥ ૧૦ ॥ મ૦ ॥ ફણસ ચાંપા નારંગિયો, રાય
ણ દ્રાહાડિમ સહકાર ॥ શેહતું સીતાફલ જાંબુડી, ન
નમી કેલિ તરૂફલ ભાર ॥ ૧૧ ॥ મ૦ ॥ વૈરજહર વિ
રહિણી નારીનો, મલયાનિલ સુરભિ વાય ॥ મદઊપ
જાવે જુવાનને, વરત્યો ઓચ્છવ મધુરાય ॥ ૧૨ ॥ મ૦
॥ નાગરજનશું નૃપ પરિવરચા, જાય રમવાને ઊચા

ન ॥ પવનપ્રેરિત તરૂપલ્લવા, માનું નૃપને કરત આ
વ્હાન ॥ ૧૩ ॥ મ૦ ॥ તવ અગડદત્ત ચંદન રસેં,
તનું લેપિત શોપિત ભાલ ॥ માલતીફૂલેં બાંધીયો,
ધમ્મિલ્લ સમારી બાલ ॥ ૧૪ ॥ મ૦ ॥ શણગાર સ
જી નિજ હાથશું, મુખ આગલ નાટકશાલ ॥ બેસા
ડી રમણી રથેં, ગયો વનખેલણ ઉજમાલ ॥ ૧૫ ॥
મ૦ ॥ એમ નગરલોક સહુ વન ગયા, ન રહ્યો સુખી
યો ઘર કોઇ ॥ પણ ન ગઇ સુલસા સતી, વહૂ કમલસે
ના મુખ જોઇ ॥ ૧૬ ॥ મ૦ ॥ દીયરને દેરાણીયો
ઘર રહી, ભોજાઇની ભક્તિ નિમિત્ત ॥ પૂછે દેરાણી જે
ઠાણીનેં, આ વાત કશી વિપરીત ॥ ૧૭ ॥ મ૦ ॥
તુમેં ભુવનપાલ નૃપનંદિની, વારો વાસો નહી એક
રાત ॥ રાગવિલુબ્ધા જેઠ જી, એ મદનમંજરી કોણ
જાત ॥ ૧૮ ॥ મ૦ ॥ સા કહે એ પ્રીતમ મન વસી,
નકશી શલી સોવન પ્રીત ॥ મુજથી અધિક એ ગુણ
વંતી, કુલઉત્તમ જાતિવિનીત ॥ ૧૯ ॥ મ૦ ॥ ખાસ
દાસી કુમરની તેણેં સમે, ભોગસામગ્રી લેઇ જાત ॥
કમલસેના તેડી કહે, મુજ પીયુને કહો રહવાત ॥
૨૦ ॥ મ૦ ॥ એક નગરેં રજકઘર રાસભો, વદે નિજ
પતિને નિશિ વાણ ॥ અવનીપતિનેં કહો એક દિનેં,

મુજ ઊપર કરે પરિયાણ ॥ ૨૧ ॥ મ૦ ॥ નિશિચર જાયે નૃપ તે સુણી, તેડી રજકને પૂછે સાચ ॥ તે કહે ખર વ્યંતર છલ્યો, નિત્ય વદત વિરૂપી વાચ ॥ ૨૨ ॥ મ૦ ॥ નૃપ નિશિ ખર ઘર લાવી જલેં, નવ રાવી ઠવિ શણગાર ॥ બેસી નૃપસેના સજી, અશ્વ પાટ દીએ પુરબાર ॥ ૨૩ ॥ મ૦ ॥ લોકેં તુરગ વ ખાણ્યો પણ નવી, મુજ જાતિપ્રશંસી લેત ॥ ચિંતી ખર તિહાં મૂંકીયો, થયો રાજા જગત કુજેત ॥ ૨૪ ॥ મ૦ ॥ વલી વાયસી અંબશીખર રહી, તિહાં કો કિલ વ્રતધર લોક ॥ પીક લહી પૂજાપા ધરે, કરે વ ચન સુણી સહુ શોક ॥ ૨૫ ॥ મ૦ ॥ બલા યા પણ છલીયા રાગમાં, રખે બાગમાં પ્રગટે એમ ॥ શીખ એ કડવા તીર શી, જસ દૃષ્ટિરાગનો પ્રેમ ॥ ૨૬ ॥ મ૦ ॥ સુણી દાસીએં કુંવરને સવિ ક હ્યું, પણ વાંસ નલીમેં ફૂંક ॥ ઓખધેં ન સમે જેહનેં, ખેટકાં મણ કેરી ચૂક ॥ ૨૭ ॥ મ૦ ॥ કેઇ ગાવેંગીત વ સંતનાં, નારીકંઠેં ફુલની માલ ॥ મદિરાપાન કરી ના ચતા, કેઇ હાથ ગ્રહી કંસતાલ ॥૨૮॥ મ૦ ॥ નર ના રી કરી ઘર કેસનાં, રમે સોગઠાંબાજી સાર ॥ તરૂણિ ચ કુસુમને વીણતી, ઊંચહસ્તે સ્પાર્શ્વિત તાર ॥ ૨૯

૨॥ મ૦॥ પ્રિયા બેઠી હીંચોલે નિજપતિ, કેઇ જુગલ જલેં કલ્લોલ ॥ કેઈ હાથ પ્રિયાકંઠેં ઠવી, લાલગુ લાલસેં રંગ રોલ ॥ ૩૦ ॥ મ૦ ॥ તિહાં કુંવર કુસુમવન ખેલતો, તરૂ બાંધી હિંચોલા ખાટ ॥ મદનમંજરી અંકે ધરી, જુવે નવ રસ નવ નવ નાટ ॥ ૩૧ ॥ મ૦ ॥ જઇ સરોવર જલક્રીડા કરે, જેમ કમલાશું મોરારિ ॥ સંધ્યાસમે સહુ ઘર ગયાં, નૃપ સાથેં નગર નર નાર ॥ ૩૨ ॥ મ૦ ॥ તવ મદનમંજરી કહે કંથનેં, આજ રમવા સરિખી રાત ॥ પરિકર સહુ ઘર મોકલો, આપણ દોય જશું પરભાત ॥ ૩૩ ॥ મ૦ ॥ રહ્યો કુંવર વિસર્જી પરિકરા, વનિતાશું વનમાં તેહ ॥ સવિતા સમરી વલ્લભા, ગયો પશ્ચિમદિશેં નિજગેહ ॥ ૩૪ ॥ મ૦ ॥ ધમ્મિલકુંઅરના રાસમાં, ખંડ બીજે આઠમી ઢાલ ॥ વીર કહે વૈરાગિયા, સુણો આગલ વાત રસાલ ॥ ૩૫ ॥ મ૦ ॥

॥ દોહા સોરઠી ॥

॥ નિર્ભય રાજકુમાર, રથ તરૂ હેઠેં થાપીયો ॥
સંધ્યા સમય વિચાર, વનિતાશું વનમાં વસ્યો ॥૧॥
ચૂડી ઝલક ખલકાર, પ્રીતમ ગલે ધરી બાંહડી ॥

પગ ઝાંઝર ઝમકાર, ભાલ તિલક દીપે ઘણું ॥ ૨ ॥
ફરતાં વન મોઝાર, મુખ તંબોલ ધરી કરી ॥ જા
ણું જુગલ અવતાર, પવન સુગંધી ફરસતાં ॥ ૩ ॥
રાત્રિ ગઇ ઘડી ચાર, શ્રમ પામી પાછાં વલ્યાં ॥
સૂતાં બેહુ નર નાર, આવી રથમાં સુખ ભરેં ॥૪॥

॥ ઢાલ નવમી ॥

॥ જીવ જીવન પ્રભુ કિહાં ગયા રે ॥ એ દેશી ॥

॥ રાગેં રંગાણી ચેતના રે, વસા વસી ગલી પાસ રે ॥ વાસ ભુવન ધન તન તજી રે, રોરૂએ રૂદત નિરા શા રે ॥ ૧ ॥ રાગેં રંગા૦ ॥ તપ જપ સુત દૂરેં વમે રે, રાગ નદી ઘન પૂર રે ॥ પડિયા નડિયા નવિ જડે રે, પૂર્વેં ભાનુદત્ત સૂર રે ॥ ૨ ॥ રા૦॥ દેશ ત્યાગ અગનિ સહે રે, ઘણ કુટ્ટણ દુ:ખ દિઠ્ઠ રે ॥ રાગ તણો ગુણ એહ છે રે, જોયતી રાતી મજીઠ રે ॥ ૩ ॥ રા૦॥ પણ ચિત્રશાલી વનગણે રે, યુવરાજ રમણી પાસ રે ॥ એક પ્રહર રાત્રિ ગઇ રે, સુખભર નિંદ નિવાસ રે॥૪॥ રા૦॥ મદનમંજરી નિદ્રા વશેં રે, લટકંતો એક હાથ રે ॥ રથ બાહેર કજનાલી જ્યું રે, રથનાભિની સાથ રે ॥૫॥ રા૦॥ ભુજેં ભુજંગમ ડંશીયો રે, દુષ્ટ

ફણીધર જાત રે ॥ ડશી ડશી મુજ પન્નગે રે, બોલી નિ
દ વિધાત રે ॥૬॥ રા૦॥ જાગ્યો કુંવર નિદ્રા તજી રે'
શીઘ્ર ઉતરીયો હેઠ રે॥ તમશી નિશિ પણ જોવતાં રે
મૂર્ધમણિ ફણી દીઠ રે ॥ ૭ ॥ રા૦॥ સા મૂર્ચ્છિત વિ
ષ વેગથી રે, તસ દુઃખ શોક વિભાગ રે ॥ કુમરે પણ
મૂરછા લહી રે, જેમ વૃક દેખી છાગ રે ॥ ૮ ॥ રા૦ ॥
વન વાયુ શીતલ લહી રે, ચૈતન્ય પામ્યો કુમાર રે ॥
પણ નવિ ઉઠી વલ્લભા રે, કીધા બહુ ઉપચાર રે॥ ૯
॥રા૦॥ મંત્ર તંત્રાદિક બહુ કિયા રે, પણ ન થયો ગુણ
તાસ રે ॥ થઇ અચેત મૃતક સમી રે, ન લહે નાકે
નિઃશ્વાસ રે ॥ ૧૦ ॥ રા૦ ॥ અંકે આરોપી તેહને રે,
મોહિત સ્નેહ કુમાર રે ॥ કરૂણ સ્વર રોતો તિહાં રે,
જેમ વિજોગી નાર રે ॥ ૧૧ ॥ રા૦॥ પ્રાણ પ્રિયા
હા કયાં ગઇ રે, એકલો તજી મુજ રાણ રે ॥
રાજ્ય ભોગ તુજ વિણ કિશ્યા રે, તુજ સાથે મુજ
પ્રાણ રે ॥ ૧૨ ॥ રા૦ ॥ લક્ષ્મીરૂપ શશીમુખ ક-
લા રે, વચન અમૃત કીહાં તુજ્જ રે ॥ દક્ષ કટાક્ષ
નયન કિહાં રે, હંસગામિની કહો મુજ્જ રે ॥ ૧૩ ॥
રા૦॥ જો ઉત્તર તું નવિ દિયે રે, તો જીવિત ધિક્કાર
રે ॥ દીર્ઘ પંથે પ્રિયા ચાલીયાં રે, ફૂટે ન હઇઆ ગમા

ર રે ॥ ૧૪ ॥ રા૦ ॥ શી ચિંતા કરવી ઘણી રે, કર
વો કાષ્ઠ પ્રવેશ રે ॥ પ્રાણ પ્રિયા સહુ પાવકે રે,
બલતાં સમશે ક્લેશ રે ॥ ૧૫ ॥ રા૦ ॥ એમ ચિંતી
ખડકી ચિતા રે, માંહે સૂવારી નાર રે ॥ વનદેવને
કહે પરભવે રે, હોજો સ્ત્રી ભરતાર રે ॥ ૧૬ ॥
રા૦ ॥ એમ કહી હાથ અગ્નિ ગ્રહી રે, જવ પેસે ચ
ય સોય રે ॥ તવ આકાશથી ઊતરી રે, આવ્યા
વિદ્યાધર દોય રે ॥ ૧૭ ॥ રા૦ ॥ તે કહે સાહસ મત
કરો રે, સાંભલો અમ વિરતંત રે ॥ વૈતાઢયે રથનૂ
પુરે રે, અમ વસતી સુણ સંત રે ॥ ૧૮ ॥ રા૦ ॥
સમેત શિખર યાત્રા કરી રે, વલતાં આ વનવાસ રે ॥
અગ્નિચિતા નર દેખીને રે, આવ્યા અમે તુમ પાસ
રે॥૧૯॥ રા૦॥ આચરણા અવિવેકની રે, કેમ કરો કહો
સત્યવાત રે॥ કુંવરે મૂલથકી કહ્યો રે, સર્પાદિક અવદા
ત રે॥૨૦॥રા૦॥ વાત સુણી વિદ્યાધરે રે, છાંટયું મંત્રી
જલ અંગ રે ॥નયનકમલવિકસી તદા રે, ઊઠી બેઠી ખ
ડંગ રે ॥ ૨૧ ॥ રા૦ ॥ મદનમંજરી અવલોકતાં રે,
વિસ્મય પામ્યો કુમાર રે ॥ કહે ભલે પાઊ ધારીયા
રે, કીધો અમ ઊપકાર રે ॥ ૨૨ ॥ રા૦ ॥ તુમ સરિ
ખા નરરત્નનાં રે, દર્શન દુર્લભ થાય રે ॥ જેમ મરૂ

ઘરના લોકને રે, સુરતરૂ શીતલછાંય રે ॥ ૨૩ ॥ રા૦ ॥ મેઘ નદીજલ તરૂ ફલ્યાં રે, રવિ શશી અંબર ઠામ રે ॥ તુમ સરિખા વિધિયેં ઘરચા રે, રત્નગર્ભા ભુવિ નામ રે ॥ ૨૪ ॥ રા૦ ॥ ખેટ કહે અમે નવિ કીયો રે, તુમ ઉપકૃતિ લવલેશ રે ॥ ખેતીબલ કરે કૃષિ રે, નિજ આતમ ઉદ્દેશ રે ॥ ૨૫ ॥ રા૦ ॥ એમ કહી ખેટ ગગન ગયા રે, કુંવર પ્રિયા ગ્રહી બાંહી રે ॥ મંદ મંદ પગ ચાલતી રે, અંધકાર નિશિ માંહી રે ॥ ૨૬ ॥ રા૦ ॥ કામદેવ દેહરે જઇ રે, હાથે વસ્ત્ર બિચ્છાય રે ॥ શયન કરાવી સુંદરી રે, કહે તનુ શીતેં ઠરાય રે ॥ ૨૭ ॥ રા૦ ॥ તવ કુંવર વનમાં જઇરે, અરણીસાંથી શીખી કીધ રે ॥ જગતેહાથ હુતાશનેં રે, કાષ્ઠની ભારી લીધ રે ॥ ૨૮ ॥ રા૦ ॥ આવતો અતિવેગશું રે, દીઠો ચૈત્યેં ઉદ્યોત રે ॥ દીપક સરિખો દેખતાં રે, શીઘ્ર બુઝાવી જ્યોત રે ॥ ૨૯ ॥ રા૦ ॥ આવી અગનિપાસેં ઠવ્યો રે, પૂછે જ્યોતિ વિચાર રે ॥ સા કહેં તુમને આવતાં રે, ઝલ્લકયો અગ્નિ લગાર રે ॥ ૩૦ ॥ રા૦ ॥ આભા ઊજલી ભીતમ રે, પડતી તે તુમેં દીઠ રે ॥ અવર કારણ નવિ જાણિયું રે, વાલ્હમ સુગુણગરિષ્ઠ રે ॥ ૩૧ ॥ રા૦ ॥ સા

યું કહી પ્રિયા હાથમાં રે, આપી નિજ તરવાર રે ॥ ઊંધે સુખેં અગ્નિ થકે રે, શીતવ્યથા પરિહાર રે ॥ ૩૨ ॥ રા૦ ॥ તેણે સમે કોશ બહી કરી રે, ખડ્ગ પડી દૂર જાય રે ॥ મેઘથકી જેમ વીજલી રે, ઝલકતા શબ્દ સુણાય રે ॥ ૩૩ ॥ રા૦ ॥ વિક્ષોભ લહી ઉઠી કહે રે, શેં પડી અસિ તુમ હાથ રે ॥ સા કહે શીત કર ધ્રૂજતે રે, કોશથકી પ્રાણનાથ રે ॥ ૩૪ ॥ રા૦ ॥ નીકલી પડી વસુધાતલે રે, ઝાલંતાં ન ઝ લાય રે ॥ શીતલતા તનુ ધ્રૂજતે રે, હેઠેં હાથ કરાય રે ॥ ૩૫ ॥ રા૦ ॥ કુંવર ખડ્ગ મ્યાનેં કરે રે, હરે હુ તાશનેં શીત રે ॥ ચિત્ત ચતુર રસ રીઝમાં રે, રય ણી સકલ વ્યતીત રે ॥ ૩૬ ॥ રા૦ ॥ બાજે ખંડ એ રાસનો રે, તેહની નવમી ઢાલ રે ॥ વીર કહે શ્રોતા તણાં રે, વિઘન હજ્યો વિસરાલ રે ॥ ૩૭ ॥ રા૦ ॥

॥ દોહા ॥

॥ વિષધર વિષ ભયેં શર્વરી, જાગરણે વહી જાય॥ શેષ ઘડી રહી એક તવ, નયણેં નિંદ ભરાય ॥ ૧ ॥ સૂતી નિદ્રાભર પ્રિયા, પતિ અંકેં ધરી શીશ ॥ નૃપસુત સાસ અધર જુએ, ચરણ ભુજા નખ

વીશા ॥ ૨ ॥ કમલ કુસુમ વન વિકસતેં, ઉગ્યા કિર ણહજાર ॥ નગરથકી નૃપ પાઠવ્યો, આવ્યો ભટપરિવા ર ॥ ૩ ॥ રાજકુંવર તે દેખીનેં, મોહનીમુખ દ્ર ગ દેત ॥ ઇષ્ટવચન મધુરેં કરી, જાગવતો ધરી હેત ॥ ૪ ॥ તથાહિ ॥ પ્રોજ્જૃંભતે પરિમલઃ કમલાવલી નાં, શબ્દાયતે ક્ષિતિરૂહોપરિ તાગ્રચૂડઃ ॥ શ્રૃંગં પવિ ત્રયતિ મેરૂગીરેર્વિવસ્વા, ત્તુત્થીયતાં સુનયને રજની જગામ ॥ ૫ ॥ એતે વ્રજંતિહરિણા સ્તૃણભક્ષણાર્થં ચૂર્ણીવિધાતુમથ યાંતિ હિ પક્ષિણોપિ ॥ માર્ગાસ્તથા (પ સુવહઃ કિલ શીતલેશા, ત્તુત્થીયતાં સુનયને રજ ની જગામ ॥ ૬ ॥

॥ દોહા ॥

॥ જાગી મુખશુદ્ધિ કરી, રથ બેઠી તેણી વાર ॥ કુંવર સુભટસું પરિવર્યો, આવ્યો નય ર મઝાર ॥ ૭ ॥ તાત નમી માતાચ્યરણ, પ્રણ મે જામ કુમાર ॥ તવ માતા બોલે વચન, શિક્ષાગ ર્ભિત સાર ॥ ૮ ॥ એક આંખેં જે દેખતા, એક ભુજ કરતા કાજ ॥ એક પગેં નર ચાલતાં, પાસે જ ગમાં લાજ ॥ ૯ ॥ કુંવર સુણી મંદિર જઇ, કમ

લસેનાની પાસ ॥ આવી મનાવી બહુપરેં, અંતરપ્રેમ વિલાસ ॥ ૧૦ ॥ વારે વાસો દિવસનો, વેહેંચણ કરતો ત્યાંહિં ॥ સુખવિલસે બેહુ નારીશું, ન્યાય ધર્મ ઉત્સાહિં ॥ ૧૧ ॥ લઘુ બાંધવ આગલ કહે, સઘલી વનની વાત ॥ ત્રણે વર્ગનેં સાધંતો, ભક્તિમાતને તાત ॥ ૧૨ ॥ વર્ષ દિવસ સમ વહી ગયાં, એક દિન સભા મઝાર ॥ કર જોડી જુવરાજનેં, એમ ભાંખે પ્રતિહાર ॥ ૧૩ ॥

॥ ઢાલ દશમી ॥

॥ હું તો મોહી છું તમારા રૂપને રે લો ॥ એ દેશી ॥

॥ ઉત્તરાપંથના વાણીયા રે લો, જાતેં સોદાગર જાણીયા રે લો ॥ વાણિજ્યહેતેં આવિયા રે લો, અશ્વ રતન બહુ લાવીયા રે લો ॥ ૧ ॥ બારણે ઉભા તે ઘણી રે લો, વંછે સાહેબ મલવા ભણી રે લો ॥ કુંવર રજાએં પ્રવેશીયારે લો, પ્રણમી સુખાસન બેસીયા રે લો ॥ ૨ ॥ તે કહે અમ ઘરે મંદુરા રે લો, મધ્યેં તુરગ બહુ સુંદરા રે લો ॥ એક તુરગ લક્ષણ ભરયો રે લો, જવન પવનસેં સંચરચો રે લો ॥ ૩ ॥ સાહેબનેં જોવા જિરચો રે લો, લાખ ફ્રોજે મેં શો

ભ ાતસ્યો રે લે ।। સાંભલી કુંવર તિહાં ગયો રે લો, દેખા તુરગ વિસ્મય થયો રે લો ।। ૪ ।। રોમ સનેહાપા તલા રે લો, વાંકી સમુ ધર કંધરા રે લો ।। પૂઠે પૃથુ વક્ષસ્થૂલતા રે લો, કાન લઘુ પીઠ પોહોલતા રે લો ।। ૫ ।। ગગન લંઘન જંઘા બલેં રે લો, ચ રંણછલેં નભ ઊચ્છલે રે લો ।। નિર્માંસ મુખ લક્ષણ ઘ ણાં રે લો, દેખી તે અશ્વરતન તણાં રે લો ।। ૬ ।। તુંગ તનુ તુરગારૂહે રે લો, અસ્વાર દુર્ધર સમૂહે રે લો ।। નગર બાહેર પાટી દીયે રે લો, સૈન્યસુભટ ચિત્ત શંકીયેં રે લો ।। ૭ ।। વલગાએ કર વલગાડી યો રે લો, પંખીપરેં હય ઊડીયો રે લો ।। જેમ જેમ ખેંચે લગામનેં રેં લો, તેમ તેમ વેગ વહે ઘણે રેં લો ।। ૮ ।। પંચમી ધારા તે વહે રે લો, રાખ્યો પ વન પરેં નવિ રહે રે લો ।। નજરેં કુંવર નવિ અટક લ્યા રે લો, થાકયા સુભટ પાછા વલ્યા રે લો ।। ૯ ।। નિર્જન વન રણમાં પડયો રે લો, વડતરૂ ડાલ ઊપર ચઢયો રે લો ।। થાપી ચરણ રહ્યો તેટલે રે લો, અશ્વચિત્ર જેમ ના ચલે રે લો ।। ૧૦ ।। વક્ર શિક્ષિત એ ના વલ્યો રે લો, દુષ્ટ ચેલો ગુરૂનેં મ લ્યો રે લો ।। વલગા ગ્રહી ઘણું તાણીયો રે લો, વિપ

રિત અશ્વ ન જાણીયો રે લો ॥ ૧૧ ॥ દોય પિંડ દુઃ
ખીયા કરચા રે લો, ચિંતી અગડદત્ત ઊતરચા રે
લો ॥ અશ્વમરણેં ચિંતા થઇ રે લો, મધ્યાન્હ વેલા
વહી ગઇ રે લો ॥ ૧૨ ॥ અદ્ભુતરૂપ વનેંચરે રે લો
વનફલ સર જેતો ફરે રે લો ॥ ચંદનવન સુગ્રભિ ઘ
ણે રે લો, પંથપરિશ્રમ પ્રાહુણે રે લો ॥ ૧૩ ॥ તાપ
વિપત્તિહર સુંદરી રે લો, સહકાર પિંજરી મંજરી રે
લો ॥ બેઠી કોયલ ટહૂકા કરે રે લો, આવ્યો કુંવર
એમ ઉચ્ચરે રે લો ॥ ૧૪ ॥ આવ્યો અગડદત્ત તે
વનેં રે લો, દેખે સ્ફટિક પીઠિકા કનેં રે લો ॥ પદ્મ
રાગ મણિએં ઘડચા રે લો, વિવિધ રતન વચમાં
જડયાં રે લો ॥ ૧૫ ॥ ઘંટ છે બહુલ અવાજનો રે
લો, મંદિર શ્રી જિનરાજનો રે લો ॥ વાયુધ્વનિત ધ્વ
જ પેખણાં રે લો, દિગ્વધૂ માનું કરે લૂંછણાં રે
લો ॥ ૧૬ ॥ વાવી પુખ્ખરિણીએં નાહીને રે લો, ક
નક કમલ કર સાહીનેં રે લો ॥ પ્રાસાદ સુંદર દેખી
ને રે લો, આણંદભર પ્રવેશીને રે લો ॥ ૧૭ ॥ આ
દિ દેવ નતિ આચરી રે લો, પૂજે કમલ વિધિએં કરી
રે લો ॥ નયનદીપજુગથી ચલે રે લો ॥
હર્ષાશ્રુકણ મુક્તાફલેં રે લો ॥ ૧૮ ॥ ધ્વસ્ત

અજિન જિન સંસ્તવે રે લો, જેહ સ્તવ્યા સુ રહાનવે રે લો ॥ નાથજી લોકાગ્રે રહ્યા રે લો, ભક્તિ થી મેં હઈડે ગ્રહ્યા રે લો ॥ ૧૯ ॥ શક્તિ અનંતી સાંભલી રે લો, ભક્તિથી શક્તિ વેગલી રે લો ॥ શ ક્તિ ખાયક ગોપમાન છો રે લો, ભક્તિ વશેં ભગવા ન છો રે લો ॥ ૨૦ ॥ ભાવના ભક્તિએં સાંકલ્યો રે લો, પ્રાસાદથી તે નિકલ્યો રે લો ॥ આગલ પાછલ જોવતો રે લો, દીઠો અશોક તરૂ સોહતો રે લો ॥ ૨૧ ॥ માનું વનમાં નોતરચા રે લો, વિદ્યા ચારણ મુનિ ઊતરચા રે લો ॥ મુનિગણ મંડલ મા રગી રે લો, ચાર જ્ઞાન જ્યોતિ ઝગી રે લો ॥ ૨૨ ॥ તીરથ જંગમ સુરતરૂ રે લો, શાંત સુધારસ સાગરૂ રે લો ॥ સાહસગતિ સુર નામ છે રે લો, નામ તિશ્યો પરિણામછે રે લો ॥૨૩ ॥ સંસારદુઃખ દવ જાલમાં રે લો, છાયા શીતલ સંસારમાં રે લો ॥ પુત્રકલત્ર સુનિ વરા રે લો, દુઃખમાં વિસામા એ ખરા રે લો ॥ ૨૪ ॥ રત્ન રોહણગિરિ જાણીને રે લો, મેઘધ્વનિ સુણિ વાણીને રે લો ॥ દેખી કુંવર આણંદિયા રે લો, આવી સૂરીશ્વર વંદીયા રે લો ॥ ૨૫ ॥ બેઠા તિહાં વિનયેં કરી રે લો. ભખ તરષ છંડીપરી રે લો ॥ ધર્મ

ઉદયસ્થિતિ સાંભરી રે લો, સંસારશેરી વિસરી રે લો ॥ ૨૬ ॥ ખંડ બીજે દશમી ભણી રે લો, ઢાલ મુક્તિ મેલા તણી રે લો ॥ પૂરણ ખંડ ઇહાં થયો રે લો, જંગલમેં મંગલ ભયો રે લો ॥૨૭॥

॥ ચોપાઇ ॥

॥ ખંડે ખંડે મધુરતા ઘણી, ધમ્મિલકુંવર ચરિત્રેં ભણી ॥ કહે મુનિ વીતક ધમ્મિલ સુણો, શ્રી શુભવીર વચન રસ ઘણો ॥ ૨૮ ॥

॥ ઇતિ શ્રી તપોગચ્છાધિરાજભટ્ટારક શ્રી વિજયસિંહસૂરીશ્વરશિષ્ય સંવિગ્ન પંડિતશ્રીસત્યવિજયગણિ શિષ્ય પંડિત કર્પૂરવિજયગણિ શિષ્ય પંડિત ક્ષમાવિજયગણિ શિષ્ય પંડિત યશોવિજયગણિ શિષ્ય પંડિત શિરોરત્નશ્રી શુભ વિજયગણી શિષ્ય પંડિતશ્રી વીરવિજય ગણિ વિરચિતે શ્રી ધમ્મિલકુમાર ચરિત્રે પ્રાકૃતપ્રબંધે દ્વિતીયખંડઃ સંપૂર્ણઃ ॥ સર્વગાથા ॥ ૩૩૯ ॥

ઇતિ દ્વિતીયખંડઃ સમાપ્તઃ ॥ ૨

## ॥ અથ તૃતીયખંડ પ્રારંભઃ ॥



॥ દોહા ॥

॥ જય જય તું જગદીશ્વરી, જગદંબા જગમા ય ॥ જિનવરમુખકજવાસિની, વિદુષા માત કહાય ॥ ૧ ॥ તું ત્રીપદી ત્રિપુરા તથા, તૂં ત્રિરૂપમય દેવી ॥ શકિત સ્વરૂપેં ખેલતી, નવનવ રૂપ ધરેવી ॥ ૨ ॥ જે ત્રિભુવનમાં ત્રિહુ પદેં, તે સવિ તુમ આકાર ॥ નિત્ય અનિત્ય અને વલી, નિત્યાનિત્ય વિચાર ॥ ૩ ॥ આદિ શકિત તું અભિનવી, ત્રિકકાલેં થિર ભાવ ॥ તે સરસ્વતી પ્રણમી નમી, મુજ ગુરૂ પ્રબલ પ્રભાવ ॥ ૪ ॥ ઇષ્ટદેવ પદમાવતી, કાર્યે સકલ સહચાર ॥ તાસ નમી હવે વર્ણવું, ત્રીજો ખંડ ઊદાર ॥ ૫ ॥ વકતા વાત વિવેકની, લહે પરીક્ષાવંત ॥ જાણ ઝવેરી આગ લેં, માણક મૂલ મિલંત ॥ ૬ ॥ ગામના નટનેં મૂર્ખનો, જોગ મલ્યો નહીં સાઝ ॥ આડું અવલું જોવતા, બેઠાં રણનાં રોઝ ॥ ૭ ॥ રોઝ તણાં મન રીઝવી, ન શકે પંડિત લોક ॥ વિપ્રકથા વનિતા સુણી, સેરભનો ધરે શોક ॥ ૮ ॥ અંધાગ્રે નાટકકલા, બેહેરા આગલ ગીત ॥ મૂરખ આગેં રસકથા, ત્રણ્યે સરખી

રોત ॥ ૯ ॥ કુસુમ સુગંધી ઘેંશમાં, ખાયક કુટંબી જેમ ॥ શાસ્ત્ર રસિક કવિનીકલા, થાય નિરર્થક તેમ ॥ ॥ ૧૦ ॥ મૃત સેરભ શુક ચાલણી, કંક હંસ શશી સાર ॥ જલપુર અહિચટ છિદ્ર પશુ, મશક શિલા મ જાર ॥ ૧૧ ॥ સભા ચતુર્દશધા મલે, તિહાં શશી હં સ સમાણ ॥ શ્રોતા વિકસિત ચિત્તશું, સુણજે શા સ્ત્ર પ્રમાણ ॥ ૧૨ ॥ અગડદત્ત બેઠો તિહાં, ગુરૂ સન્મુખ સુવિનીત ॥ ગુરૂ પણ અવસર દેશના, દેતા સમય અધીત ॥ ૧૩ ॥

॥ ઢાલ પેહેલી ॥ ઇડર આંબા આંબલી રે
॥ એ દેશી ॥

॥ ચેતન ચતુરી ચેતના રે, પામી આ સંસા ર ॥ દશ દૃષ્ટાંતેં દોહિલો રે, માનવનો અવતાર ॥૧॥ ચતુરનરચેતોચિત્ત મઝાર, ધર્મ પરમ આધાર ॥ ચ૦॥ એ આંકણી ॥ ધર્મવિના પશુ પ્રાણીયા રે, પાપે પેટ ભરંત ॥ રૌરવ તે નરકેં પડે રે, પામે દુઃખ અનંત ॥ ચ૦ ॥ ૨ ॥ સુગુરૂ વચન ઊપદેશથી રે, જે ધરશે વ્રતરંગ ॥ ભવ અટવી ઓલંઘીને રે, લહે શિવ વહૂ સુખ સંગ ॥ ચ૦ ॥ ૩ ॥ એણેં અવસર તિ હાં નૃપસુતેં રે, દીઠા પાંચ જુવાન ॥ બેઠા વૈરાગે

ભરયા રે, ધર્મ સુણે વ્રત ધ્યાન ॥ ચ૦ ॥ ૪ ॥ કું
વર પૂછે સાધુને રે, રત્ન જડિત ઝલકાર ॥ જિનમં
દિર અટવી વચે રે, કોણ કરાવણ હાર ॥ ચ૦ ॥
૫ ॥ પંચબાણને જીતિને રે, પંચ મહાવ્રત હેત ॥ પં
ચ પુરૂષયૌવન વયે રે, કીધો કેમ સંકેત ॥ ચ૦ ॥
૬ ॥ વૈરાગ્યકારણ કેમ બન્યું રે, તે કહીએં મહા
રાજ ॥ સૂરિ કહે સુંદર સુણો રે, રથનૂપુર પુર
રાજ ॥ ચ૦ ॥ ૭ ॥ તે વિદ્યાધરેં એ કીયો રે, વિદ્યા
ધર અવતાર ॥ નામેં જિનમંદિર વડું રે, ઋખભ
દેવ દરબાર ॥ ચ૦ ॥ ૮ ॥ પાંચ પુરૂષનું હવે સુણો
રે, વૈરાગ્ય કારણ જેહ ॥ ભીમ નામેં પલ્લીપતિ
રે, વંધ્યાટવી રહે તેહ ॥ ચ૦ ॥ ૯ ॥ એ પાંચે તસ
બાંધવા રે, પંચાનનબલ જાસ ॥ એક દિન તિહાં
નિશિ સૈન્યશું રે, કોઇ નૃપ સુતેં લીયો વાસ ॥
ચ૦ ॥ ૧૦ ॥ મદનમંજરી પ્રિયાશું તેણે રે, કીધો
દૂર નિવાસ ॥ ધાડ પડી પલ્લીશની રે, સૈન્ય સુભ
ટ લહે ત્રાસ ॥ ચ૦ ॥ ૧૧ ॥ કમલસેના રાણી ગ્ર
હી રે, નાઠા સુભટ સવિ તામ ॥ પલ્લીશ ભીમશું ર
થ ચઢી રે, કુંવર કરે સંગ્રામ ॥ ચ૦ ॥ ૧૨ ॥ શં
કાણો નૃપભૂતિહાં રે, ઝીંત્યો ભીમ ન જાય ॥ ચિંતી

પ્રિયા થઈ સારથી રે, નયન કટાક્ષે ગ્રહાય ॥ ચ૦ ॥
૧૩ ॥ તવ કુંવર હણી ભીમને રે, રથ બેસી કરી
જાય ॥ ભીમ સહોદર પંચ એ રે, ગ્રામાંતરથી આ
ય ॥ ચ૦ ॥ ૧૪ ॥ મૃતકારજ કરી ભીમનાં રે, કરી
પ્રતિજ્ઞા એમ ॥ બાંધવ વૈર લીધા વિના રે, જીવિત
નું છે નેમ ॥ ચ૦ ॥ ૧૫ ॥ એ પાંચે ભમતા થકા
રે, વીત્યો કેટલો કાલ ॥ શત્રુ મરણ વિણ નવિ સ
મી રે, ચિત્ત હુતાશન ઝાલ ॥ ચ૦ ॥ ૧૬ ॥ અમર્ષે
પૂરચા થકા રે, કરતા રૌદ્ર ધ્યાન ॥ દેવકુલે આવી ર
હ્યા રે, શંખ પુરી ઉદ્યાન ॥ ચ૦ ॥ ૧૭ ॥ રાજકુંવર
તે નયરીનો રે, પલ્લીપતિ હણનાર ॥ મદનમંજરી
શું નિશિ રહ્યો રે, તેહજ વન મોઝાર ॥ ચ૦ ॥
૧૮ ॥ સર્પે ડસ્યો પ્રિયા નેહશું રે, વન્હિ પ્રવેશ કર-
ત ॥ વિદ્યાધર વિષ અપહરી રે, જીવિતદાન દીય
ત ॥ ચ૦ ॥ ૧૯ ॥ દેવકુલે જઈ નીશિ વસ્યાં રે, વ
ન છંડી નર નાર ॥ પ્રિયા સુઆરી પ્રેમશું રે, હૃદય
ક્લેસ કરધાર ॥ ચ૦ ॥ ૨૦ ॥ ત્રીજે ખંડે એ કહી
રે, સુંદર પહેલી ઢાલ ॥ વીર કહે શ્રોતા સુણો રે,
જ્ઞાની વચન ઉજમાલ ॥ ચ૦ ॥ ૨૧ ॥

॥ દોહા ॥

॥ વનતરૂ શીતલ પવનથી, મંત્રજલેં નિશિ શે
ક ॥ અંબપલ્લવ પ્રિયસોવતી. અંગ શિથિલ અતિ રેક
॥ ૧ ॥ તે ટાઢચેં કરી ધ્રૂજતી, દેખી રાજકુમાર ॥ કા
ષ્ટ અગ્નિ લેવા ગયો, એકલી મેલી નાર ॥ ૨ ॥ શ
ય્યાસન ભોજન વસુ, રાજ્ય રમણી ઘર પ્રાય ॥ શૂ
નાં મૂકયાં સાતએ, અન્યઅધિષ્ઠિત થાય ॥ ૩ ॥ એકલી
નારી ન મૂકીએં, જો પણ સતીય કહાય ॥ બાંધવ
બાપનેં દેખીનેં, ચપલા ચિત્ત ડોલાય ॥ ૪ ॥ ક્ષણ
ભર રાજા વેગલો, કાનેં પિશુન લગાય ॥ નિશ્ચિત પઠિ
ત દિનાંતરેં, વિદ્યા વિસરી જાય ॥ ૫ ॥ ઉત્સંગેં
રહી નારીનો, નવિ કીજેં વિશ્વાસ ॥ મંસ રૂધિર તનનાં
દીયાં, તો પણ ન થઇ તાસ ॥ ૬ ॥ લાલી કેહેતી
બાપડી, અવલા ખ્યાલ મ ખેલ ॥ જિહાંથી લાવ્યો
લાકડી, તિહાંની તિહાં જઇ મેહેલ ॥ ૭ ॥

॥ ઢાલ બીજી ॥ પાપસ્થાનક ચોથું વરજીએં ॥

॥ એ દેશી ॥

॥ પંચ પુરૂષ છલ પામીનેં, દેવકુલેં રહ્યા જે
હ ॥ રાજકુંવર આજ મારવો, ચિંતવતા એમ તેહ
॥ ૧ ॥ ધિગધિગ રમણીના રાગનેં, રાગેં મોહ્યો સં

સાર ॥ નરભ્રમણી રમણી ભલી, માને મૂઢ ગમાર ॥ ૨ ॥ ધિ૦ ॥ લઘુબંધવ દ્વારસંનિધે, ઉભો લેઇ તરવાર ॥ નૃપ સુત બલતો જે કાષ્ઠમેં, એહવી કેહવી છે નાર ॥ ૩ ॥ ધિ૦ ॥ ચારે બાંધવ ચિંતવી, ધરી યો ડાબલા માંહી ॥ કાહાડી દીપક બારણેં, જોતાં રૂપ ઉચ્છાહી ॥ ૪ ॥ ધિ૦ ॥ કુંવર પથારી વિલોકતાં, તવ શીત કંપતી નાર ॥ લઘુ તસ્કર નજરેં પડ્યો, મોહી તે તેણીવાર ॥ ૫ ॥ ધિ૦ ॥ નારી રાગ નદી પૂર જ્યું, રહેવું વાદલી છાય ॥ મેઘ પ્રિયા ક્ષણ વિજલી, ભૂનર ફરસતી જાય ॥ ૬ ॥ ધિ૦ ॥ તસ્કર લવણિમ જલધિએં, ડૂબ્યું તન મન ઝાજ ॥ ઊઠી વંલગી તે છાતીએં, મેહેલી કુલપતિ લાજ ॥ ૭ ॥ ધિ૦ ॥ મદનમંજરી કહે ચોરનેં, તુંહીજ મુજ ભરતાર ॥ રાજકુંવર શું રે વિલસતાં, એલેં ગયો અવતાર ॥ ૮ ॥ ધિ૦ ॥ મ કરીશ ભંગ તું પ્રાર્થના, થઇ રહું ઘર તણી નાર ॥ વિષયા નદીપૂરમાં પડી, પિયુડા પાર ઊતાર ॥ ૯ ॥ ધિ૦ ॥ મરવું છે તુંજ ઊપરેં, જો નવિ અંગીકરેશ ॥ ચોર વિચારીનેં એમ કહે, સાંભલ વાત વિશેષ ॥ ૧૦ ॥ ધિ૦ ॥ તુમ પતિશું એક વૈર છે, બીજું તુજ અપહાર ॥ પણ સરગેં નવિ

સ્વામીયેં, રત્નસમી તુંહી નાર ॥ ૧૧ ॥ ધિં૦ ॥ પ
ણ તુજ કંતનેં જીવતાં, કેમ તુમ સાથે લેવાય ॥
સા કહે ભય નવિ રાખશો, કરશું તાસ ઉપાય ॥
૧૨ ॥ ધિં૦ ॥ રાજકુંવર આજ રાતમાં, મારૂં હું નિ
જ હાથ ॥ દોય વેર કરી વેગલા, ચાલીશું તુમ સા
થ ॥ ૧૩ ॥ ધિં૦ ॥ કરતાં વાત અગ્નિ ગ્રહી, આવં
તો પતિ જામ ॥ દેખી સુંદરી શાનથી, દીપક બૂઝવિ
યો તામ ॥ ૧૪ ॥ ધિં૦ ॥ ઉદ્યોત કારણ પૂછતો, આ
વા કુંવર તે તાસ ॥ સા કહે તુમ કર ઝલકિયો,
પાવક તાસ પ્રકાશ ॥ ૧૫ ॥ ધિં૦ ॥ સરલ સભાવેં
તે માનતો, સાચું નેહવિશુદ્ધ ॥ ધમતો અગ્નિ ની
ચોપડી; ખડ્ગપ્રિયા કર દીધ ॥ ૧૬ ॥ ધિં૦ ॥ કુંવર
ઉગારણ ચઉ સજ્યા, રયણી અંધારી ઘોર ॥ નારી
ચરિત્ર વિલોકવા, સ્ત્રી પૂઠેં લઘુ ચોર ॥ ૧૭ ॥ ધિં૦
॥ કંઠેં કુંવરનેં કામિની, જબ દેવે અસિઘાત ॥ ચો
રેં કરતલ ઘા દિયો, ખડ્ગ પડો ભુવિજાત ॥ ૧૮ ॥
ધિં૦ ॥ ચોર લઘુ ચિંત ચિંતવે, દીપ પતંગનેં ન્યા
ય ॥ ભેગો બલવાનેં ઉઠોયો, સાત સમારણ ધાય
॥ ૧૯ ॥ ધિં૦ ॥ રક્તા મુજ થઇ રાક્ષસી, અંતે એહ
હવાલ ॥ રંગ પતંગ એ નારીનો, એ વિષ વેલી વિ

શાલ ॥ ૨૦ ॥ ધિ૦ ॥ દાસપણું કરે એ ધણી, ન ગ
ણિયો પ્રેમ લગાર ॥ કર્મ કઠોર એ નારીએં, દીધો
ખડ્ગ પ્રહાર ॥ ૨૧ ॥ ધિ૦ ॥ તો મુજનેં શું એ. સુખ
દીયે, દીઠું દુષ્ટ ચરિત્ર ॥ મેં ઊગારયો એ રાંકનેં,
પ્રગટ્યું પુણ્ય પવિત્ર ॥ ૨૨ ॥ ધિ૦ ॥ ગામ સુક
ર તપ્યો તાપથી, ગંગાજલ ન સુહાય ॥ મૂત્રમલે
વિટકર્દમેં, રતિ પામીને ભખાય ॥ ૨૩ ॥ ધિ૦ ॥
તેમ કુલવંતી નેં ગુણવતી, તજી અમૃતરસ ઘૂંટ ॥
છંડી દ્રાખના માંડવા, કંટક રાતો ઊંટ ॥ ૨૪ ॥
ધિ૦ ॥ ચિંતી ભાઇ ભેગો થઇ, જોવે મોહની રીત ॥
કુંવર કહે અસિ કેમ પડી, સા કહે સાંભલો મિત્ત
॥ ૨૫ ॥ ધિ૦ ॥ શીતેં ધ્રૂજતેં કરથકી, ખડ્ગ ગ્રહી
પડી તેણ ॥ સાચું માની ઉઠી કરી, લીધી અસિ
કરી મેણ ॥ ૨૬ ॥ ધિ૦ ॥ હૈડેં ભેટી બેસારતાં, ધ્રુ
જતી વલગતી જાય ॥ અગ્નિ લેવા ગયા વેગલા, તુ
મ વિરહો ન ખમાય ॥ ૨૭ ॥ ધિ૦ ॥ વાહલેસર વિ
ના એક ઘડી, દૂરેં મેં ન રહાય ॥ માંસ નખેં જલ મા
ચ્છલી, પ્રીતમ પ્રિત લગાય ॥ ૨૮ ॥ ધિ૦ ॥ પ્રાણ
અધિક તુમેં વાલહા, માહારે.તો મન એક ॥ બીજે ન
જરેં ન દેખીએં, એ મુજ મોહોટી છે ટેક ॥ ૨૯ ॥

શુભવીરની વાણીયેં, ભીના ભિલ્લ નરેશ ॥ ૩૯ ॥
૫૦ ॥

॥ દોહા ॥

॥ મથુરામાંહી તે દિનેં, દીઠો અતિ ઉત્પાત ॥ મદભરીયો હસ્તી ફરે, કરે ઘરવૃક્ષ વિઘાત ॥ ૧ ॥ નૃપ સુભટેં તે ઝાલીયો, બાંધીયો જઇ દરબાર ॥ લોક ખલક વાતેં મલ્યા, ચહુટામાં તેણિવાર ॥ ૨ ॥ પાંચે બાંધવ પણ તિહાં, બેઠા આવી ઉચ્છાહી ॥ તવ એક નારી જલ ભરી, આવી ચહુટા માંહા ॥ ૩ ॥ જલ બેડું ભાગી પડયું, રોતી મોકલે કંઠ ॥ જન પૂછે તવ એમ કહે, મુજ ઘર સાસુ ઉત્કંઠ ॥ ૪ ॥ ઘરમાં નવિ પેસણ દીયે, હું જાઇશ વંર જામ ॥ લોક સુણી તસ આપતાં, બીજું બેડું તામ ॥ ૫ ॥ દધિ ભાજન મસ્તક ધરી, એક મહિયારી ત્યાંહી ॥ જન ભીડેં કરી ફુટીયું, તવ હરખી મન માંહી ॥ ૬ ॥ હસતી હસતી નવિ રહે, પૂછે રાજકુમાર ॥ દહિ દૂધ ભાજન ફૂટતે, કેમ નહીં શોક લગાર ॥૭॥ વલતું સા કહે ધૂલિમાં, રોલ્યો આ અવતાર ॥ શી શી હું સોચણ કરૂં, સાંભલ રાજકુમાર ॥ ૮ ॥ નૃપનંદન કહે તુમ તણી, વાત કહો વિસ્તા

ર ॥ આભીરણ કહે પંચ જણ, સુણતાં નિજ અધિકા
ર ॥ ૯ ॥

॥ અથ સવૈયો ॥

॥ નૃપ માર ચલી અપનેં પતિપેં, પતિ સા
ચ દરયો ભુજહિ પરસ્યું ॥ વનચોર લહી ઉનેં વેચ
દિઇ, સુખ ભોગ લહી ગણિકાં ઘરશું ॥ સુતસંગતિ
હોત ચલી જલશેકું, નદી પરવાહ ગઇ તરસું ॥ અબ
ગુજર હોત મહારાજ કુમારકે, છાસિકા સોચ કહા કર
શું ॥ ૧૦ ॥

॥ ઢાલ ત્રીજી ॥ કેસર વરણો હો કે, કાઢ કસુંબો મા
હારા લાલ ॥ એ દેશી ॥

॥ શિવપુર નગરેં હો કે શોભા સારી ॥ માહારા
લાલ ॥ માધવ નામે હો કે દ્વિજ આચારી ॥ મા૦ ॥
કાંમલતાભિધ હો કે તેહનેં નારી ॥ મા૦ ॥ રંભારૂ
પેં હો કે અપછર હારી ॥ મા૦ ॥ ૧ ॥ પ્રીતિ વિશા
લી હો કે છે ઘરબારી ॥ મા૦ ॥ બેહુને લાગી હો કે
પ્રેમ કટારી ॥ મા૦ ॥ તસ લઘુ બાલક હો કે દૂધ આ
હારી ॥ મા૦ ॥ એક દિન ઘરમાં હો કે બાલ બેસા
રી ॥ મા૦ ॥ ૨ ॥ કૂપક દૂરેં હો કે નિર્મલ વારી ॥ મા૦ ॥

ભરવા ચાલી હો કે સહુ પાણીહારી ॥ મા૦ ॥ જલ
ભરી ભાજન હો કે શિર પર ધારી ॥ મા૦ ॥ બેડ
ઉપર હો કે ઝલકે ઝારી ॥ મા૦ ॥ ૩ ॥ રમઝમ કર
તી હો કે વેષ સમારી ॥ મા૦ ॥ સહીયર ટોલેં હો
કે પંથ વિહારી ॥ મા૦ ॥ નિજપતિવાતેં હો કે ક
રે વિસ્તારી ॥ મા૦ ॥ આઠે થાનક હો કે વિકથા કા
રી ॥ મા૦ ॥ ૪ ॥ ગરબે રમતી હો કે જમણ પીયા
રી ॥ મા૦ ॥ નદીએં ધોતી હો કે વસ્ત્ર ઉતારી ॥
મા૦ ॥ કથા સુણતાં હો કે ચૈત્ય જુહારી ॥
મા૦ ॥ બાહેર ભૂમિએં હો કે વાત ન કારી ॥મા૦॥
૫ ॥ પાપડ વણતાં હો કે પણ ચટહારી ॥ મા૦॥
પાછી વલતી હો કે સુત સંભારી ॥ મા૦॥ લટકે ચ
લતી હો કે હાથ પસારી ॥ મા૦ ॥ એણે સમે ભા
લાં હો કે ફૂલ ઝલકારી ॥ મા૦॥ ૬ ॥ લશકર લોકેં
હો કે લૂંટી નારી ॥ મા૦ ॥ કામલતાને હો કે રંભા
ધારી ॥ મા૦ ॥ સુભટેં ઝાલી હો કે રથ બેસારી ॥
મા૦ ॥ કંપિલ પુરીયેં હો કે ગઇ અસ્વારી ॥ મા૦ ॥
૭ ॥ આપી સુભટેં હો કે રાએં સકારી ॥ મા૦॥ કરી
પટરાણી હો કે સુખમાં ભારી ॥ મા૦ ॥ વિષય વિ-
લુદ્ધી હો કે થઇ વ્યભિચારી ॥ મા૦॥ રંગભર રમ

તી હો કે પુત્ર વિસારી ॥ મા૦ ॥ ૮ ॥ પૂરવ ઘરમાં હો કે બાલ વિસામ્યો ॥ મા૦ ॥ ચઊદ વરસની હો કે તે વય પામ્યો ॥ મા૦ ॥ ગુરૂ ઉદ્યમથી હો કે વિદ્યા લીધી ॥ મા૦ ॥ વિસ્તરી લખમી હો કે લોક પ્રસિદ્ધિ ॥ મા૦॥ ૯ ॥ કામલતાની હો કે ખબર તે આવી ॥ મા૦ ॥ કેશવ-પુત્રને હો કે ગેહ ભલાવી ॥ મા૦ ॥ માધવ વાડવ હો કે વેગેં સધાવ્યો ॥ મા૦ ॥ કંપિલ નગરેં હો કે તે પણ આવ્યો ॥ મા૦॥ ૧૦ ॥ પૂછે સહુનેં હો કે વાત વિશેષેં ॥ મા૦ ॥ એક દિન ગોખેં હો કે બેઠી દેખે ॥ મા૦ ॥ કામલતાયેં હો કે તે પણ દીઠો ॥ મા૦ ॥ બહુ કાલાંતરેં હો કે લાગે મીઠો ॥ મા૦ ॥ ૧૧ ॥ વૈદ્ય કરીનેં હો કે તેડી તપાસ્યા ॥ મા૦ ॥ વાત કરીને હો કે દીધી આશા ॥ મા૦ ॥ કાલી દેવીનેં હો કે દેહરેં આવીશ ॥ મા૦ ॥ છાના રેહેજો હો કે બહુ ધન લાવિશ ॥ મા૦ ॥ ૧૨ ॥ વિપ્ર વિસર્જી હો કે નેહ ઉતરીયો ॥ મા૦ ॥ નૃપ સુરચણેં હો કે ડાબડો ભરિયો ॥ મા૦ ॥ કરીય સજાઈ હો કે રાડ તે પાડી ॥ મા૦ ॥ ઉદરેં આવે હો કે ચૂક તે ધાડી ॥ મા૦॥ ૧૩ ॥ રાય તેડાવે હો કે વૈદ્ય તે દક્ષા ॥ મા૦ ॥ પણ કુશિષ્યનેં હો કે ગુરૂની

શિક્ષા ॥ મા૦ ॥ રાણી બોલે હો કે કારણ જાણ્યું ॥ મા૦ ॥ તુમ પીડાએં હો કે મેં એમ માન્યું ॥ મા૦ ॥ ૧૪ ॥ રાયનેં શાતા હો કે હોશે જ્યારેં ॥ મા૦ ॥ કાલી દેવી હો કે સહસ દીનારેં ॥ મા૦ ॥ બલિબાકુલ શું હો કે બિહું જણ જાતેં ॥ મા૦ ॥ કરશું પૂજા હો કે આવી રાતેં ॥ મા૦ ॥ ૧૫ ॥ વાત તે ભૂલી હો કે તેણેં દુઃખ કરશું ॥ મા૦ ॥ રાય કહે તવ હો કે આ-જ તે કરશું ॥ મા૦ ॥ ભૂમિંતિ કેહેતાં હો કે ચુંક ખ-સિ જઇ ॥ મા૦ ॥ સુખમાં રાત્રિ હો કે ચાર ઘડી ગઇ ॥ મા૦ ॥ ૧૬ ॥ કાલીચૈત્યેં હો કે બેહુ જણ આવી ॥ મા૦ ॥ ખડ્ગ ગ્રહીનેં હો કે ભૂપ નમાવી ॥ મા૦ ॥ રાણી ખડ્ગેં હો કે ઘાયલ ગાવે ॥ મા૦ ॥ રાયનેં મારી હો કે કંત જગાવે ॥ મા૦ ॥ ૧૭ ॥ શિરપેં ડંશ્યો હો કે માધવ મૂઓ ॥ મા૦ ॥ કર્મવિટંબણ હો કે નારિની જૂઓ ॥ મા૦ ॥ બ્રાહ્મણી ચિંતે હો કે દોય વિખૂટી ॥ મા૦ ॥ નાઠી વનમાં હો કે ચોરેં લૂંટી ॥ મા૦ ॥ ૧૮ ॥ વલી બિવરાવી હો કે ખડ્ગજ ખેંચી ॥ મા૦ ॥ બલદેવગામેં હો કે જઇનેં વેચી ॥ મા૦ ॥ ધન દેઇ વેશ્યા હો કે નિજ ઘર લાવે ॥ મા૦ ॥ ભોગી નરશું હો કે ભોગ મેલાવે ॥ મા૦ ॥ ૧૯ ॥ કાલ ઘણેરો

હો કે તસ ઘર ગમિયો ॥ મા૦ ॥ તાત ગવેષણ હો કે કેસવ ભમિયો ॥ મા૦ ॥ ફરતાં આવ્યો હો કે બલદેવ ગામેં ॥ મા૦ ॥ તેહિજ વેશ્યા હો કે ઘર વિસામે ॥ મા૦ ॥ ૨૦ ॥ યૌવન વયમાં હો કે ધન સંજોગેં ॥ મા૦ ॥ કામલતાશું હો કે વિલસે ભોગેં ॥ મા૦ ॥ એક દિન પૂછે હો કે પ્રેમ વિશેષેં ॥ મા૦ ॥ ભટકેમ ભટકે હો કે દેશ વિદેશેં ॥ મા૦ ॥ ૨૧ ॥ કિયા ગામના હો કે છો રેવાસી ॥ મા૦ ॥ તવ તેણેં મૂલથી હો કે વાત પ્રકાશી ॥ મા૦ ॥ વાત સુણીનેં હો કે મનમાં મૂંઝી ॥ મા૦ ॥ સુત સંભોગેં હો કે હઇડે ધ્રૂજી ॥ મા૦ ॥ ૨૨ ॥ પાપ અઘોરેં હો કે દુર્ગતિ મૂકી ॥ મા૦ ॥ દેઉ અગનિમાં હો કે કાયા ફુંકી ॥ મા૦ ॥ કહે નિજ સુતને હો કે ઘેર સધાવો ॥ મા૦ ॥ નહી આ ભવમાં હો કે તાત મિલાવો ॥ મા૦ ॥ ૨૩ ॥ ઇંધણ ખડકી હો કે યમુનાં તીરેં ॥ મા૦ ॥ ચયમાં પેઠી હો કે નાહી નીરેં ॥ મા૦ ॥ તો પણ વીતક હો કે કર્મ અધૂરે ॥ મા૦ ॥ ચિતા તણાણી હો યમુના પૂરેં ॥ મા૦ ॥ ૨૪ ॥ કાષ્ઠેં વળગી હો કે પવનેં ઠેલી ॥ મા૦ ॥ વૃંદારવનમાં હો કે જઇનેં મેહલી ॥ મા૦ ॥ ગોધણ ચારે હો કે તિહાં ભરૂઆડી ॥ મા૦ ॥ એક આહેરે

હો કે લીધી ઉપાડી ॥ મા૦ ॥ ૨૫ ॥ નિજ ઘર લાવી
હો કે રૂમાં ભારી ॥ મા૦ ॥ સજ્જ થઇ તવ હો કે ક
રી નિજ નારી ॥ મા૦ ॥ હું તે નારી હો કે મથુરાં આ
વી ॥ મા૦ ॥ ગોરસ ભાજન હો કે જાઉં વધાવી ॥
મા૦ ॥ ૨૬ ॥ પતિ સુત રાજા હો કે સહુ સુખ ખો–
યું ॥ મા૦ ॥ કેહને જોઉં હો કે કેહને રોઉં ॥ મા૦ ॥
દૈવેં કીધી હો કે સહુની વેરણ ॥ મા૦ ॥ દ્વિજકુલ લજ
વી હો કે હુઇ આહેરણ ॥ મા૦ ॥ ૨૭ ॥ તપવે લોચ
ન હો કે કર્મ વિરોચન ॥ મા૦ ॥ તઠ વેરાતેં હો કે શી
કરૂં શોચન ॥ મા૦ ॥ એમ કહી ચાલી હો કે પંથ
વિશેષે ॥ મા૦ ॥ મથુરા વનમાં હો કે મુનિવર દેખે
॥ મા૦ ॥ ૨૮ ॥ ગુરૂપદ પ્રણમી હો કે પાસેં બેઠી ॥
મા૦ ॥ વાણી સુણતાં હો કે લાગી મીઠી ॥ મા૦ ॥
દીક્ષા લેઇ હો કે પાપ વિઘાતી ॥ મા૦ ॥ કેવલ પામી
હો કે મુકિત જાતી ॥ મા૦ ॥ ૨૯ ॥ પાંચે બાંધવ હો
કે નજરેં દેખી ॥ મા૦ ॥ નારી ઉપર હો કે ચિત્ત ઉ
વેખી ॥ મા૦ ॥ સાથની સાથેં હો કે પંથ સધાવ્યા ॥
મા૦ ॥ કંચનપુરમાં હો કે સુખભર આવ્યા ॥ મા૦
॥ ૩૦ ॥ ત્રીજે ખંડેં હો કે ત્રીજી ઢાળે ॥ મા૦ ॥ ધ–
મ્મિલકુંવરનેં હો કે રાસ રસાલે ॥ મા૦ ॥ સુણો વેરા

ગી હો કે તત્ત્વ વિલાસી ॥ મા૦ ॥ શ્રીશુભ વીરેં હો કે વાણી પ્રકાશી ॥ મા૦ ॥ ૭૧ ॥

॥ દોહા ॥

॥ કંચનપુર ચહુટેં ગયા, પાંચે પુણ્ય પવિત્ર ॥ તવ તિહાં કુલટા નારીનું, દીઠું દુષ્ટ ચરિત્ર ॥ ૧ ॥ શિર મુંડી ધરી રાસભેં, કાઢે નૃપ પુરબાર ॥ એક નરનેં શિરપાવ દેઇ, કરે ઘણો સત્કાર ॥ ૨ ॥ પૂછે પાંચે બાંધવા, કોઇકનેં તેણી વાર ॥ તે નર કહે કૌતક જિશ્યો નારી તણો અધિકાર ॥ ૩ ॥

॥ ઢાળ ચોથી ॥

॥ જોઇ જોઇરે જોગ તણી દશા ॥ અલબેલાજી ॥

॥ એ દેશી ॥

॥ આ નગરેં સાગરદત્ત ઇસે ॥ સુણ પરદેશી ॥ એક વ્યવહારી રૂડો વસે ॥ સુ૦ ॥ તસ શ્રીદત્ત નામેં સુત જયો ॥ સુ૦ ॥ એક દિન શ્રીપુર નગરેં ગયો ॥ સુ૦ ॥ ૧ ॥ સોમદત્ત શેઠ છે તિહાં કને ॥ સુ૦ ॥ જયસિરી પુત્રિછે તેહનેં ॥ સુ૦ ॥ શ્રીદત્ત પરણ્યો તે અભિનવી ॥ સુ૦ ॥ પરણીનેં પીયરીએ ઠવી ॥ સુ૦ ॥ ૨ ॥ ભરીકરીયાણાં પ્રવહણ ચડયો ॥ સુ૦ ॥ પાછલ

યૌવન વનિતા નડયો ॥ સુ૦ ॥ નવલા નરશું મન મેલતી ॥ સુ ૦ ॥ સરખી સખી સાથેં ખેલતી ॥ સુ૦ ॥ ૩॥ નર દેખી બાલ હસાવતી ॥ સુ ૦ ॥ હસતી હઇડું દેખાવતી ॥ સુ ૦ ॥ સગીયો બાલક હુલરાવતી ॥ સુ૦ ॥ નરનજરેં બીડાં ગાવતી ॥ સુ ૦ ॥ ૪ ॥ વલી ગરબા ઘર ઘર ગાવતી ॥ સુ૦ ॥ પગ હાથેં મેંદી લગાવતી ॥ સુ૦ ॥ ગેલે ખેલે જાને જતી ॥ સુ૦ ॥ નર નજરેં આલસ મોડતી ॥ સુ૦ ॥ ૫ ॥ ઘર ગણતી નર વેધાણીએ ॥ સુ૦ ॥ કુલટા લક્ષણ એ જાણીએં ॥ સુ૦ ॥ કહ રૂપી સ્ત્રી જોવન સમે ॥ સુ૦ ॥ ચાલા ચોકટ કરતી ભમે ॥ સુ૦ ॥ ૬ ॥ તો રૂપવતી કેમ રહે ઘડી ॥ સુ૦ ॥ પાકકાલેં લીંબોલી મીઠડી ॥ સુ૦ ॥ એક દિન મંદિર મેડી ચડી ॥ સુ૦ ॥ જોતાં એક નર નજરેં પડી ॥ સુ૦ ॥ ૭ ॥ સખિ માલતી તસ ઘર મોકલી ॥ સુ૦ ॥ સંકેત કરી ચિત્ત સાંકલી ॥ સુ૦ ॥ સંજોગ બન્યો માલણ ઘરે ॥ સુ૦ ॥ પ્રતિદિન તસ ઘર એમઃ સંચરે ॥ સુ૦ ॥ ૮ ॥ પરતટથી શ્રીદત્ત આવિયો ॥ સુ૦ ॥ નિજ ઘર લખમી બહુ લાવિયો ॥ સુ૦ ॥ સસરા ઘર સ્ત્રી તેડણ ગયો ॥ સુ૦ ॥ પતિ દેખી જયસિરિ દુઃખ થયો ॥ સુ૦ ॥ ૯॥ કહે સખીનેં

હવે કિહાં જાઇશું ॥ સુ૦॥ ચિંતાપન્નગિયેં ચિત્ત કરયું ॥ સુ૦ ॥ કપટે ચતુરેં વચનેં હસી ॥ સુ૦ ॥ નિશિ શયનંપતિ પાસેં વસી ॥ સુ૦ ॥ ૧૦ ॥ શ્રીદતવચન અમૃત ચડો ॥સુ૦॥ સા ચિંતે વલગ્યો ઝાંપડો॥ સુ૦॥ ગુરૂપ્રેમવચન શિક્ષા કહે ॥સુ૦॥ કુશિષ્ય વિરેચનવાલ હેં ॥સુ૦॥ ૧૧ ॥ અણબોલી પતિ નિદ્રા વરી ॥સુ૦ ॥ તવ ઉઠી ચાલી જયસિરી ॥ સુ૦ ॥ સખી ઘર જાવા મારગ ચડી ॥ સુ૦ ॥ એકચોરતણા નજરેં પડી ॥ ૧૨ ॥સુ૦॥ તે ચાલ્યો પૂઠેં સજ થઇ ॥સુ૦॥ સા ચહુટામાં પરવે ગઇ ॥સુ૦॥ જે નરશું તિહાંમેલો હતો॥સુ૦ ॥ ઘણી વાર થઇ તે ઘર જતો ॥ સુ૦ ॥ ૧૩ ॥ એકરાજપુરૂષ કોઇ સ્ત્રી હલ્યો, તિહાં તે દિન તેણેં મેલો કરચો ॥ સુ૦ ॥ કોટવાલ હણે તસ તીરથી ॥ સુ૦ ॥ ચોર ભ્રાંતેં ગયો તે જીવથી ॥ સુ૦ ॥ ૧૪ ॥ દેખી પણ સા કામાતુરી ॥ સુ૦ ॥ કરે આલિંગન ઉપર પરી ॥સુ૦॥ ગલે વલગી મુખચુંબન કરે ॥ સુ૦ ॥જુઓ ચોર એ કુલટા શું કરે ॥ સુ૦ ॥ ૧૫ ॥ તિહાં તરૂઉપર એક ભૂતડું ॥ સુ૦॥ ચિંતે એહનેં વલગી પડું ॥ સુ૦॥ કુલટાની હોંશ પુરી કરૂં ॥સુ૦॥ ચિંતીમુરદામાં સંચરયું ॥સુ૦॥૧૬॥ કરે ભોગપ્રિયા અનુકૂલ

થી ॥ સુ૦ ॥ નાક કરડી ખાધું મૂલથી ॥ સુ૦॥ ચિં
તે બુચ્ચી આ શું થયું ॥ સુ૦॥ તે મૃતકશું ભૂત ઊડી
ગયું ॥॥ સુ૦ ॥ ૧૭ ॥ રૂધિરેં ચૂતી સખી ઘર ગઇ ॥
સુ૦ ॥ સખીને જણવી જેહવી થઇ ॥ સુ૦॥ ઘર આ
વી પતિશું સોવતી ॥ સુ૦ ॥ ઉઠી પોકારી રોવતી ॥
સુ૦ ॥ ૧૮ ॥ તસ્કર જોઇ પાછો વલ્યો ॥ સુ૦ ॥ સ
વિ લોક તિહાં ભેગો મલ્યો ॥ સુ૦ ॥ ધિગ પાપી કેણે
શિખાવિયો ॥સુ૦॥ જઇ રાજદુવારેં જણાવિયો ॥સુ૦
॥ ૧૯ ॥ શ્રીદત્તેં કલંકદિયો અતિ ॥ સુ૦ ॥ અમ બે
ટી જગમાં મહાસતી ॥સુ૦ ॥ નૃપને મન વાત ખરી વ
શી ॥સુ૦॥ શ્રીદત્તને બાંધ્યો તિહાં કશી ॥સુ૦॥૨૦॥
તવ ચોર તિહાં પાસેં રહી ॥ સુ૦ ॥ જેહવી દીઠી તેહ
વી કહી ॥ સુ૦ ॥ સાચે સવિ જૂઠ નસાવિયો ॥ સુ૦
॥ સરપાવ શ્રીદત્તનેં નૃપેં દીયો ॥ સુ૦ ॥ ૨૧ ॥ ગ-
ર્દભેં બેસારી કુસતી ॥ સુ૦॥ ઘર ઘર ફેરવતો ભૂપતિ
॥ સુ૦ ॥ જે રમણી સંગેં રાચિયા ॥ સુ૦॥ ધન આ
પી તે જગ નાચિયા ॥ સુ૦ ॥ ૨૨ ॥ એમ સાંભલી
નેં પાંચે જણા ॥ સુ૦ ॥ સંસાર થકી ઉભગ્યા ઘણા
॥ સુ૦ ॥ તે કંચનપુરથી નીકળ્યા ॥ સુ૦ ॥ જઇ સા
થ મનોહરમાં ભળ્યા ॥ સુ૦॥ ૨૩ ॥ ત્રીજેં ખંડે ચો

થી કહી ॥ સુ૦ ॥ એ ઢાલ ગુણી ચિત્તમાં ગ્રહી ॥ સુ૦ ॥ શુભવીર કહે તે નિશેસા ॥ સુ૦ ॥ વનિતાથી વસિયા વેગલા ॥ સુ૦ ॥ ૨૪ ॥

॥ દોહા ॥

પાંચ સહોદર પંથમાં, કરતાં એમ વિચાર ॥ છ. ઠ્ઠો બાંધવ ઘર રહ્યો, તસ નવી મલવું સાર ॥ ૧ ॥ જઇશું તો સ્ત્રી રાક્ષસી, એક દિન કરશે ઘાત ॥ તેણે ગિરિવર ઉપર ચઢી, કરશું ઝંપાપાત ॥ ૨ ॥ એમ નિશ્ચય કરી ચાલતા, પાંચે અશનને હેત ॥ મારગ ગામેં જઇ જમી, સુખભર નિદ્રા લેત ॥ ૩ ॥ સાથ સકલ કેઇ દિશ ગયો, મારગ ભૂલ્યા તેહ ॥ પાંચે જણ રણ ઉતરી, આવી બેઠા એહ ॥ ૪ ॥ ઝંપાપાત કુમરણથી, વારચા દેઇ ઉપદેશ ॥ સંજમ લેવા સજ થયા, છંડી સર્વે કલેશ ॥ ૫ ॥ એમ કેહેતાં એક આવીયો, ભીલ્લ ધરી ધનુ બાણ ॥ તવ પાંચે ઉઠી મલ્યા, છઠ્ઠો બાંધવ જાણ ॥ ૬ ॥ પૂછતાં તે એમ કહે, ભાઇ ગવેષણ કાજ ॥ નિકલિયો પંચે નિમિત્તિક, વચનેં મલ્યો તુમ આજ ॥ ૭ ॥ ચાલો જઇએં ઘર ભણી, જોવે છે સહુ વાટ ॥ તે કહે કબહુ ન આવીએં, દેખી આ ભવ નાટ ॥ ૮ ॥ નાટક શું દીઠું તુમેં, પંચ કહે લહી લા

ગ ॥ સૂત્ર થકી સુણી પામિયો, ચિત્તમાં તે વૈરાગ ॥ ૯ ॥ ષટ બાંધવ ષટ કાયના, ભાવેં થયા રખવાલ ॥ વ્રત ઇચ્છાએં બેસીયા, સુણવા ધર્મ રસાલ ॥૧૦ ॥ ગુરૂ કહે પૂછ્યું તે કહ્યું, ભિક્ષ વૈરાગનું ગુઝ ॥ કુંવર કહે ગુરૂનેં તદા, એહ કથાનક સુઝ ॥ ૧૧ ॥

॥ ઢાલ પાંચમી ॥

॥ મનડું અડેં રહ્યું મારૂંજી ॥ એ દેશી ॥

॥ કુંવર કહે સુણો સ્વામી, મેંહવે તુમ શિક્ષા પામીરે ॥ મનડું મોહી રહ્યું તારૂંજી॥ અનૃત સાહસ માયા, લોભ મૂર્ખનિર્દય જાયા રે ॥ મ૦॥ ૧॥ એ દુષ્ટાચારી નારી, મેં પ્રાણથી અધિકી ધારી રે ॥ મં૦॥ હાહા એટલો કાલ, મુંઝાણો મોહની જાલ રે ॥ મ૦ ॥ ૨ ॥ જાત્યેં રતનમયી નારી, તજી કુલટાનેં ગણી સારી રે ॥ મ૦ ॥ કિંપાક તરૂતલ છાયા, છંડી સુરતરૂની છાયા રે ॥ મ૦ ॥ ૩॥ પરનારીશું કિધ અકાજ, હરી ધર્મ પીતરકુળ લાજ રે ॥ મ૦ ॥ ૩॥ દીયું ભિક્ષેં જીવિત દાન, નિઃકારણ બંધુ સમાન રે ॥ મ૦ ॥ ૪ ॥ વાઘ સર્પથી પાપી નારી, મેં સતીયથી અધિકી ધારી રે ॥ મ૦॥ મુઝ જીવિત તે હરનારી, જેમ જોગી હુઓ ઘરબારી રે ॥ મ૦ ॥ ૫॥ તવ પલ્લીશ કહે સુણો રાજા,

કહે અમને જોગી અવાજ રે ॥ મ૦ ॥ કહે કુંવર નેસુણો ભાઇ, તુમેં છો અમથમે સખાયી રે ॥ મ૦ ॥ ૬॥ એક વન ગિરિનામેં જોગી, જોગી પણ તનમન ભોગી રે ॥ મ૦ ॥ જોગી થઇ જોગ વિજોગી, એક બાલિકા બાલઉછેરી રે ॥ મ૦ ॥ ૭॥ ચંદ્રાવતી પુર વનમાંહી, ઓચરામાં રાખી ઉત્સાહી રે ॥મ૦॥ ભીખ વૃત્તિયેં વસે આવાસ, જિહાં કોઇ ન જાણે ઠામ રે॥મ૦॥ ૮ ॥ જોવનવયમાં જબ આવી; રીઝવતો કિન્નર વજાવી રે ॥ મ૦॥ તે રમતો ભોગ વિલાસેં, અણવિશ્વાસેં રહે પાસેં રે ॥ મ૦ ॥ ૯॥ તસ નામ રૂપાવલી થાપે, જે જે ઇચ્છેં તે આણી આપે રે ॥ મ૦ ॥ ભીખ માગે તસ શીભૂખ, પણ માગવું એ ટલું દુઃખ રે ॥ મ૦ ॥ ૧૦॥ ભીખ માંગતાં ભવ ભીત્યો, તે જાણે મેં જગ જીત્યો રે ॥ મ૦ ॥ ધરે ભીક્ષુના ગુણ બાર, તસ દીએ જન સરસ આહાર રે ॥ મ૦ ॥ ૧૧॥

॥ યદુક્તં ॥

॥ઉચ્ચૈરધ્યયનં ચિરંતનકથાઃસ્ત્રીભિઃસહાલાપનં, તાસામર્ભકલાલનં પતિરતિસ્તસ્યૈવ મિથ્યાસ્તુતિઃ ॥ સદ્દેશશ્ચ કરાવલોકનમથોપાંડિત્યલેશઃ ક્વચિત્, હોરાગારૂડિમંત્રવાદવિધયો, ભીક્ષોર્ગુણા દ્વાદશ ॥ ૧ ॥

॥ પૂર્વ ઢાલ ॥

॥ રૂપાવલીશું લય લાગી, મિષ્ટાન્ન જમાડે મા ગીરે ॥ મ૦ ॥ ભિક્ષા સમે ઘરઘર વદતી, અમઘર સ તી અમઘર સતી રે ॥ મ૦ ॥ ૧૨ ॥ એમ ઘરઘરનિ ત્ય જલપતે, એક વણિક સુણી મન ચિંતે રે ॥ મ૦ ॥ કોઇ નારી મલી છે રાગી, એ જોગીનેં તિહાં લય લા ગી રે ॥ મ૦ ॥ ૧૩ ॥ વૈદ્ય વણિકને વાયસ વેશ્યા; એ ચારની નહી શુભ લેશ્યા રે ॥ મ૦ ॥ ઘડયો ઘાતે વણિક બગ ધ્યાની, પરછિદ્ર ગવેષણ જ્ઞાની રે ॥ મ૦ ॥ ૧૪ ॥ જગમાં સવિ વણિક તે ભૂંડા, ત્રણ વણિક છે તેહમાં રૂડા રે ॥ મ૦॥ વિણ જનમ્યો ગરભાવાસેં, ગયો બીજો મરણ નિરાશેં રે ॥ મ૦ ॥ ૧૫ ॥ ત્રીજો ચિત્રામણેં ભાલ્યો, જઇ વણીકેં ઠામ નિહાલ્યો રે ॥ મ૦ ॥ બીજે દિન ભિક્ષા વેલા, ચલે શેઠજી કરવા મેલા રે ॥ મ૦ ॥ ૧૬ ॥ જોગીને જાતો દીઠો, ત વ વણિક ભુવિ ઘર પેઠો રે ॥ મ૦ ॥ જઇ બેઠો રૂપા લી પાસેં, દીએ આદર સા ઉલ્લાસે રે ॥ મ૦॥ ૧૭॥ સા દેખી નરવર રૂપેં, મન ચિંતે પડી હું કૂપે રે ॥ મ૦ ॥ ધન્ય હું જો એ અંગ મિલાવે, સો જોગી ભ સ્મ લગાવે રે ॥ મ૦ ॥ ૧૮ ॥ જઇ બારણું બંધ તે કી

શું, આવી નરનેં આલિંગન દીધું રે ॥ મ૦ ॥ નર નારી રાગ પ્રસંગેં, રંગભોગ બન્યો ઉછરંગેં રે ॥ મ૦ ॥ ૧૯ ॥ જોગી તેણી વેલા આવી, મહા સતી ચ કહી બોલાવી રે ॥ મ૦ ॥ સુણી કોઠીએં નરનેં છ પાવે, પછેં જોગીનેં ઘર લાવે રે ॥ મ૦ ॥ ૨૦ ॥ દી એ જોગી સુખડી મીઠી, **સા રીશ ચઢાવી** ઉઠી રે ॥ મ૦ ॥ કહે નહિ કોઇ જગ તુમ રાગી, તો આવડી વાર કિહાં લાગી રે ॥ મ૦ ॥ ૨૧ ॥ કહે જોગી ન વ દો જૂઠ, મેં તો એકજ તુજનેં દીઠ રે ॥ મ૦ ॥ સા જ લ્પે જો છો રાગી, તો મુજનેં એ લય લાગી રે ॥ મ૦ ॥ ૨૨ ॥ પટ બાંધી નયન ગીત ગાવો, નાચો કુદો કિન્નર વજાવો રે ॥ મ૦ ॥ રાગેં અધો તેમ કરે જો ગી, ભામાયેં નસાડયો ભોગી રે ॥ મ૦ ॥ ૨૩ ॥ બીજે દિને જોગી જાવે, ભિક્ષાયેં વણિક ઘર આવે રે ॥ મ૦ ॥ અમ ઘેર સતી કહી ગાવે, ખલ વણિક તે ભાવ જણાવે રે ॥ મ૦ ॥ ૨૪ ॥ તથાહિ ॥ યો ગીઉવાચ ॥ ॥ અમ ઘર સતીબાવા અમ ઘર સતી ॥ ॥ વણિક ઉવાચ ॥ ॥ તુમ ઘર સતી તે અમ ઘર હતી ॥ ॥ જોગી ઉવાચ ॥ ॥ અમો વસું રન્નેં વનેં, તિહાં તુમેં કિહાં ॥ ॥ વણિક ઉવાચ ॥

॥ આંખે પાટાનેં કિન્નર વાજે, ત્યારેં અમેં તિહાં ॥ ॥ ૨૫ ॥ જોગી ઝુણી નારીનેં ત્રાસેં, તજી કં ચુક અહીપરેં નાસે રે ॥ મ૦ ॥ જુઓ રાખી હતી પાતાલેં, તિહાં પણ વંઠી વય બાલેં રે ॥ મ૦ ॥ ૨૬ ॥ સંસાર દવેં દઝાયા, મલી સદ્ગુરૂ શીતલ છા યા રે ॥ મ૦ ॥ રાત્રિ અંધકારેં ભારયો, ષટ્ બાંધવ મિત્રેં ઉગારયો રે ॥ મ૦ ॥ ૨૭ ॥ મોહનેં અંધારેં મા રયો, ગુરૂ જ્ઞાનીએં વચનેં વારયો રે ॥ મ૦ ॥ નૃપ નંદ કહી રહ્યો જામ, ષટ બાંધવ બોલે તામ રે ॥ મ૦ ॥ ૨૮ ॥ ખંડ ત્રીજે પંચમી ઢાલેં, થયા વ્રત ધરવા ઉજમાલેં રે ॥ મ૦ ॥ શુભવીર વચન રસ લાગે, સુ ખ મલતાં વાર ન લાગે રે ॥ મ૦ ॥ ૨૯ ॥

॥ દોહા ॥

॥ ભિલ્લ કહે નૃપ સુત સુણો, આપણ અટવી મઝાર ॥ સગભયહર સગભાઇને, મલીયા પ્રભુ અણ ગાર ॥ ૧ ॥ તુમ અમ ધર્મ સહોદરા, ધર્મ સ- ખાઇ મિત્ર ॥ ગુરૂ આણા મસ્તક ધરી, કરીએં જન્મ પવિત્ર ॥ ૨ ॥ સમ સંપી સાતે જણા, પૂછે ગુ- રૂનેં ત્યાંહી ॥ વિષયરાગ આ ભવનડે, કે નડે પરભ વ માંહી ॥ ૩ ॥

॥ ઢાલ છઠ્ઠી ॥

॥ રાજ તજી રહો રીશ, રતનદે મંદિરેં ॥ માહારા લાલ ॥ એ દેશી ॥

॥ ખેટ મુનિ કહે ધન્ય, તુમેં સાતે જણાં ॥ પ્યારા લાલ ॥ એક વયણેં પ્રતિબોધ, લહો ન રહી મણા ॥ પ્યારા લાલ ॥ શત ઉપદેશેં પણ, રાગીનેં યથા જલો ॥ પ્યા૦ ॥ લક્ષ રવિઉદયેં નવિ, દેખે આંધલો ॥ પ્યા૦ ॥ ॥ ૧ ॥ ગર્ભવાસ ગદત્રાસ, જરા મરણાં કરે ॥ પ્યા૦ ॥ પરભવસૌખ્ય કિહાંથી, અમૃત ઉખરે ॥ પ્યા૦ ॥ જેમ ચકલો ચકલી તૃણ, બિંદુયેં આવીયાં ॥ પ્યા૦ ॥ તુ. ચી તું પી કેહેતાં, બેહું મરણેં ગયાં ॥ પ્યા૦ ॥ ૨ ॥ નર નારીના રાગ તે, નાગર માંડવા ॥ પ્યા૦ ॥ વાઘ ચિતર મંઝારનેં, મેલી જમાડવા ॥ પ્યા૦ ॥ વિષયી પ્રાણીઆ ભવમાં, દુઃખમાં પડે ॥ પ્યા૦ ॥ વિષય રાગ નરભવ હરિ, પરભવમાં નડે ॥ પ્યા૦ ॥ ૩ ॥ તન ધન જોબન આયુ, સમય જાતાં વહી ॥ પ્યા૦ ॥ આખંડલકો દંડ, અખંડ રહે નહી ॥ પ્યા૦ ॥ તિલકપુરેં કનકધ્વજ, રાણી યશોમતી ॥ પ્યા૦ ॥ દો સુત ઉપર પુત્રી, સુનંદા રૂપેંરતી ॥ પ્યા૦ ॥ ૪ ॥ લઘુવયેં ઘર ઉપર ચઢી, દેખે

એક ઘરે ॥ પ્યા૦ ॥ દોષ દેઇ ગુણ વંતીને, પતિતાડ ન કરે ॥ પ્યા૦ ॥ નિર્દય નર લહી માને, કહે સખિ મોકલી ॥ પ્યા૦ ॥ કરવો નથી વિવાહ, રહીશ હું એકલી ॥ પ્યા૦ ॥ ૫ ॥ વલ્લભસુખ ન ગણે લઘુ,વય બાલા સહી ॥ પ્યા૦ ॥ અનુભવ જ્ઞાન વિના જેમ, ક્યા ન ઠરે નહી ॥ પ્યા૦ ॥ જોબન વન ફુલિયો તવ, અધ ર કુસુમ હસ્યાં ॥ પ્યા૦ ॥ રતીએં ગીશા૦યા કામ, દેવ અંગેં વસ્યા ॥ પ્યા૦ ॥ ૬ ॥ જઠર તણી ગુરૂતા, કુચ કુંભેં વસી જઇ ॥ પ્યા૦ ॥ ચરણ તણી ચંચલતા, ચ ક્ષુ વચેં ગઇ ॥ પ્યા૦ ॥ અભિનવ જોબનવેલા, મેલા ખેલતી ॥ પ્યા૦ ॥ એકદિન મંદિર ઉપર, જઇ ફરતી હ તી ॥ પ્યા૦ ॥ ૭ ॥ ઇભ્યવડો ધનવંત, સમીપેં તિહાં વ સે ॥ પ્યા૦ ॥ ખેલે વસંતપ્રિયાશું, અગાસેં સુરત ર સેં ॥ પ્યા૦ ॥ દેખી સુનંદાવિષય,રૂચિ કહે માયને ॥ પ્યા૦ ॥ મુઝ વિવાહ કરો, જાણવી નરરાયને ॥ પ્યા૦ ॥ ૮ ॥ એકદિન ઘરસન્મુખ, તંબોલી દુકાનમેં ॥ પ્યા૦ ॥ શેઠ વસુદત્ત રૂપસેન, લીયો શાનમેં ॥ પ્યા૦ ॥ લાગ્યો નયણેં નેહ, સખી હાથેં દિયો ॥ પ્યા૦ ॥ શ્લોક અર્ધ લખી પત્ર, તે રૂપસેને લીયો ॥ પ્યા૦ ॥ ૯ ॥ વાંચીને મન હરખી, અરથ તેણેં પૂરિયો ॥ પ્યા૦ ॥

પાછો પત્ર સખી એ, સુનંદાનેં દીયો ॥ પ્યા૦ ॥ વાં
ચી હરખી સા, તન મન વિકસાવતી ॥ પ્યા૦ ॥ પ
ત્ર પ્રિતમકર ફરસિત, હઇડે દાબતી ॥ પ્યા૦ ॥ ૧૦ ॥
અત્ર દ્રૂયોર્લિખિત શ્લોકઃ ॥ ॥ નિરર્થકં જન્મ
ગતંનલિન્યાઃ, યયા ન દૃષ્ટંતુહિનાંશુબિંબં ॥ ઉ
ત્પત્તિરિંદોરપિ નિઃફલૈવ, દૃષ્ટા વિનિદ્રા નલિની ન યેન
॥ ૧ ॥ ॥ પૂર્વ ઢાલ ॥ ॥ દાસી મુખેં કહે નિત્ય, ઇહાં
તુમ આવવું ॥ પ્યા૦ ॥ તુમ મુખ દીઠા વિના નવિ,
ભોજન ભાવવું ॥ પ્યા૦॥ સાંભલીનેં રૂપસેન, ગયો જ
બ મંદિરેં ॥ પ્યા૦ ॥ દિન પાંચ ઓછે કૌમુદી, ડંડેરો
ફરે ॥ પ્યા૦ ॥ ૧૧ ॥ અવસર પામી સુનંદા, તાસ જ
ણાવતી ॥પ્યા૦॥ જે દિન વન ઓચ્છવ નર,નારી જાવ
તી ॥ પ્યા૦ ॥ તે રાત્રેં વર પાછલ, પીયુ પધારજો ॥
પ્યા૦॥ બાંધશું દોર નિસરણી, તેણે ચઢી આવજો ॥
પ્યા૦॥૧૨॥ ચતુરવિચક્ષણ અવસર, ચિત્ત ન ચૂકશો ॥
પ્યા૦ ॥ રંભા સમી મહિલા મલી, તે નવિ મૂકશો ॥
પ્યા૦॥ અહોનિશિ વાલ્હમધ્યાન, ધરૂં રહી વેગલી ॥
પ્યા૦ ॥ માહારા પ્રેમની વાત, તે જાણે કેવલી ॥ પ્યા૦
॥૧૩॥ ॥ યદુક્તં ॥ રાત્રિશ્ચાંદ્રમસી ન ચાસ્તિતિમિ
રં ગંતું ન મે યુજ્યતે ॥ છિદ્રાન્વેષણતત્પરઃપ્રિયસખે

પ્રાયેણ લોકોઽખિલઃ ॥ નોવાચ્યં સખિ ચિત્તહારિણિ જને ગંતવ્યમેવાધુના, યુક્તાયુક્તવિચારણા યદિભવત્સ્ને હાય દત્તં જલમ્ ॥૧॥ ॥ પૂર્વઢાલ ॥ ॥ દાસીમુખેં સુણી તે, હરખેં સંકેતીયા ॥ પ્યા૦ ॥ વરસ સમા દિન પાંચ, વિયોગેં વીતિયા ॥પ્યા૦॥ કૌમુદીને દિનરાણી, સુતાતે ડું કરે ॥ પ્યા૦॥ સા કહે શિર દુઃખે છે, તેણેં રહીશું ઘરેં ॥ પ્યા૦ ॥ ૧૪ ॥ દોય સખીશું સુનંદા, રહી નિજ મંદિરેં ॥ પ્યા૦॥ દોર નીસરણી ગોખ, તલે રાત્રેં ધરે ॥ પ્યા૦॥ એણે અવસર એક જુગ, ટીયો ધન હારીને ॥ પ્યા૦॥ ચોરી કરવા ફરતો, ધનપતિ ધારીને ॥ પ્યા૦ ॥ ૧૫ ॥ દોર દેખી મન કૌતક, ધારી તે ચડે ॥ પ્યા૦ ॥ અણબોલી સખી લેઇ, ગઈ તસ ઓરડે ॥ પ્યા૦॥ હરખી સુનંદા સ્નાન, તનુ શણગારતી ॥પ્યા૦॥ ચંદનલેપ કુસુમ, આભૂષણ ધારતી ॥ પ્યા૦॥ ૧૬ ॥ તેણે સમે રાણીયેં દાસી, જોવા મોકલી ॥ પ્યા૦ ॥ દીપક બુઝવી તેશું, સખીવાતેં ભલી ॥ પ્યા૦॥ કહે સખીયો હવણાં, વેદન સવલી ટલી ॥ પ્યા૦ ॥ સુતાં સુનંદા સુખ ભર, ક્ષીણ નિદ્રા મલી ॥ પ્યા૦॥ ૧૭॥ દાસી સુણી તે વાત, કહી જઇ રાણીનેં ॥ પ્યા૦ ॥ આવી સુનંદા ઓરડે, ઘુંઘટ તાણીનેં ॥ પ્યા૦ ॥ શય્યાયેં ફૂલ

પુંજ, બિન્છાયાં મોકલા ॥ પ્યા૦ ॥ બોલે સુનંદા ના
થ, વશ્યા કેમ વેગલા ॥પ્યા૦॥૧૮॥ તાણી લિએ શય્યા
યે', વિષયવ્યાકુલ થઇ ॥પ્યા૦॥ સુખભોગવતાં વિયો
ગ, વેલા દૂરેં ગઇ ॥પ્યા૦॥ સુરતશ્રમેં નિદ્રાભર, મૂકી
ઉઠિયો ॥ પ્યા૦ ॥ મુકતાફલનો હાર, જુગટિયો લેઇ
ગયો ॥ પ્યા૦॥૧૯॥ દોરનિસરણી સખીયો, ઘરમાં લા
વતી ॥ પ્યા૦॥ જાગી સુનંદા સખીયો, ને એમ જલ્પ
તી ॥ પ્યા૦॥ વલ્લભશું નવિ વાત, વિચાર થયો કિસ્યો
॥ પ્યા૦ ॥ રાણીની દાસીભયેં કરી, વેહલો નીકસ્યો ॥
પ્યા૦ ॥ ૨૦॥ પૂરણ ભાગ્યેં મેલો, બન્યો પણ ક્ષણ ર
હ્યો ॥ પ્યા૦॥ અંધારેં અંધારૂં, કરીને તે ગયો ॥ પ્યા૦
॥ મુઝ ચિત્ત ચોરી ગયો ફરી, મલણ કઠિણ ઘણો ॥
પ્યા૦॥ દુર્ભગ દાસિએં ખેલ, બગાડ્યો અમ તણો ॥
પ્યા૦ ॥ ૨૧॥ હવે સુણજો રૂપસેન, બન્યો જે પ્રીતમાં
॥ પ્યા૦ ॥ રાત ઘડી ગઇ ચાર, ચિવટ થઇ
ચિત્તમાં ॥ પ્યા૦ ॥ કંચન વરણો ચરણો, ઘુઘ
રિયો તગે ॥ પ્યા૦ ॥ કસબી નાડેં નંગ, જડ્યા
તે ઝગ ઝગે ॥ પ્યા૦ ॥ ૨૨ ॥ કંચુઓ કસબી કોર
નો, હીરા હસી રહ્યા ॥ પ્યા૦॥ મેવા મિઠાઇ લેપ, સુ
ગંધી સંગ્રહ્યા ॥ પ્યા૦॥ ચીરપટોલી ભાત, તે રાતેં રૂ

ચે ઘણી ॥પ્યા૦ ॥નેઉરને કટિમેખલ, વાલી દામણી ॥ પ્યા૦॥ ૨૩ ॥ હારાદિ અલંકાર, લિયા બહુ મૂલના ॥ પ્યા૦॥ કુંડલધમ્મિલ હાથ, ગજેરા ફૂલના ॥ પ્યા૦ ॥ એ સઘલું લેઇ ઉવટ; મારગ સંચરે ॥ પ્યા૦॥ સુનં દા મલવાના, મનોરથ બહુ કરે પ્યા૦॥ ૨૪ ॥ પંથે પ ડી ઘર ભીત, તે ચંપાઇ મુઓ॥પ્યા૦॥ સંસારમાંહે રા ગ, વિટંબણ એ જુઓ ॥ પ્યા૦ ॥ મરણ થયો ન ગ યો રાગ, રમણીરૂપનો ॥ પ્યા૦ ॥ સુનંદા ઉદરે ગર્ભે જઇને ઉપન્યો ॥ પ્યા૦॥ ૨૫॥ કપોતિકા કહે કંતને, મરવું એણે સમે ॥ પ્યા૦ ॥ હેઠ આહેડી બાણ, ઉપર શકરો ભમે ॥ પ્યા૦ ॥ નાગ ડશ્યો ભિલ્લને, શકરો બાણેં મુઓ ॥ પ્યા૦ ॥ દૈવગતિ વિપરીત, ચાર ચિં ત ન જૂઓ ॥ પ્યા૦ ॥ ૨૬ ॥ રાત્રિ જશે પરભાતેં, રવિ જબ ઊગશે ॥ પ્યા૦ ॥ જઇશું કુસુમવનપુષ્ટિ, થશે પંકજરસેં ॥ પ્યા૦॥ કજકોશેંઅલિરાતેં, રહ્યો દિ લશુંલખે ॥ પ્યા૦॥ વનગજ શર જલ્પીનેં, કમલસા થેં ભખે॥ પ્યા૦ ॥૨૭॥ મનના મનોરથ સઘલા, તે મ નમાં રહ્યા ॥ પ્યા૦॥ દૃષ્ટિરાગવશ પડિયા, તે દુઃખિયા કહ્યા ॥ પ્યા૦ ॥ પરરમણીરસ રાવણ, દશ મસ્તક ગ યાં ॥પ્યા૦॥ સીતા સતી વ્રત પાલી, અચ્યુત પતિ થ

ચા ॥પ્યા૦॥૨૮॥ વિષયવિનોદથી જેહ, રહ્યા દૂરેં સદા ॥પ્યા૦॥ આ ભવપરભવતેહ, લહેસુખસંપદા ॥ પ્યા૦ ॥ ત્રીજે ખંડેં ઢાલ એ, છઠ્ઠી મન ધરો ॥ પ્યા૦ ॥ શ્રી શુભવીર વચનરસ, આસ્વાદન કરો ॥ પ્યા૦ ॥ ૨૯॥

॥ દોહા ॥

॥ બીજે દિવસેં ગવેષવા, વસુદત્તના સુત ચાર ॥ ભીતપડી ઊપડાવતાં, મલીયા લોક હજાર ॥૧॥ મૃતક તિહાં રૂપસેનનું, નિકલ્યું વસ્તુ સહીત॥વાત સુનંદા સાંભલી, ચિંતે બન્યું વિપરીત ॥ ૨ ॥ શોક ભરી સખીનેં કહે, આ શી બની ગઈ વાત ॥ અંધારે નવિ ઓલખ્યો, મલિયો કોઇકુજાત ॥ ૩॥વસ્તુ નિહાલત જાણીયો, ધૂર્ત્ત હરી ગયો હાર ॥ પણ રૂપસેન મરણ સુણી, રૂદન કરે તેણિ વાર ॥ ૪ ॥ તસ શોકેં દિન કાઢતાં, ગર્ભ વધિયો દોય માસ ॥ દેખી રાય તણે ભયેં, સખીયો પામી ત્રાસ ॥ ૫ ॥ ઓષધેં ગર્ભજ પાડિયો, સા થઇ સજ્જિત દેહ ॥ રાયેં રથપુર રાયનેં, દીધી સુનંદા તેહ ॥ ૬ ॥

॥ ઢાલ સાતમી ॥ ॥ ચોપાઇની દેશી ॥

॥ પરણીનૃપરથપુર લેઇ ગયો, રૂપસેનતિહાં પન્નગ થયો ॥ ત્રીજે ભવ નરભવ હારિયો, સુનંદા નજરેં ધા

રીયો ॥૧॥ ફણવિસ્તારીરાગેં નડચો, ધાઈ સુનંદા કે
ડેં પડચો ॥ હા હા કરતાં નૃપ આવીયો, લેઇ ખડ્ગ પૂં
ઠેંધાવીયો ॥ ૨ ॥ મારચો અહિ ચોથે ભવ ગયો, તે વ
નમાંહે વાયસ થયો ॥ એક દિન દંપતી વનમાં ગયાં,
રાગરંગરસ રીજેં રહ્યાં ॥ ૩ ॥ વાયસ તે તરૂ ઊપર
ચડચો, સુનંદાનેં રાગેં નડચો ॥ કરણકટુકશબ્દેં તે ભ
ણેં, તામ નરેશર બાણેં હણે ॥ ૪ ॥ હંસ થયો તે ભ
વ પાંચમે, હંસતણા ટોલામાં રમે ॥ રાજા રાણી સર
જલ જુએ, હંસ સુનંદા દેખી રૂએ ॥ ૫ ॥ ઉડી બે
હુ પાંખેં આફણ્યો, નૃપસુભટેં ખડ્ગેં કરી હણ્યો ॥
તેહિજ વન છઠ્ઠો ભવ ભયો, હરણી ઉદરેં હરણો થ
યો ॥ ૬ ॥ દેખી રાણી રાગેં ઠરચો, ઝુરે ઊભો આંસુ
ભરચો ॥ આહેડી નૃપ બાણેં હણી, લિયો શિકાર તે ભ
ક્ષણ ભણી ॥ ૭ ॥ માંસ પચાવી તે મૃગતણું, ખાતાં રા
ણી વખાણેં ઘણું ॥ અવધિનાણી મુનિ દોય જતા, તે
દેખી મસ્તક ધૂણતા ॥ ૮ ॥ પૂછે રાણી મુનિનેં તિસે,
સ્વામી મસ્તક ધૂણે કિસે ॥ સાધુ કહે કારણ છે
ઈહાં, આવી સુણો અમો વસીયેં જિહાં ॥ ૯ ॥ તિ
હાં ગયાં નૃપ રાણી મલી, મુનિ મુખ્ય વાત સકલ
સાંભલી ॥ રાગી નરનું માંસજ ભખો, જ્ઞાનવિના તુમેં

નવિ ઓળખો ॥ ૧૦ ॥ રાણી કહે રૂપસેન કુમાર, આગલ શો થાશે અવતાર ॥ તવ બોલ્યા જ્ઞાની અણુ ગાર, સાતમે ભવ હાથી અવતાર ॥ ૧૧ ॥ તુઝ ઉપ દેશેં શમતા વરી, સમકિત પામી વ્રત આદરી ॥ સ હસારેં સુરસ્વામીજ થશે, નરભવ પામી મુગતેં જશે ॥ ૧૨ ॥ એમ કહી મુનિ ઉપદેશજ દીયો, સાંભલિ દં પતી દીક્ષા લિયો ॥ રાજઋષિ ગુરૂ સાથેં ગયા, સંયમ પાલી સુખિયા થયા ॥૧૩ ॥ ગુરૂણી પાસેં સુનંદા ભ ણેં, અરિ મિત્ત તૃણ મણિ સરખા ગણે ॥ લિયે આ તાપના તાપે જઈ, અવધિ જ્ઞાની સુનંદા થઇ ॥૧૪॥ રૂપસેન હસ્તી જિહાં ફરે, સુનંદા તિહાં વસતી કરે ॥ એણે અવસર હસ્તીમદ ચડયો, કંચન પુર કોટેં જઇ અડયો ॥૧૫॥ લોક કુલાહલ કરતા ભમે, સુનંદા આ વ્યાં તેણે સમે ॥ રાજા સુભટેં ઘણું એ દમ્યો, પણ સાધ્વી દેખી ઊપશમ્યો ॥ ૧૬ ॥ સાધવી કહે સુણ મત્ત ગમાર, દુઃખના દાહાડા તુઝ સંભાર ॥ રાગવિ લુબ્ધો પામ્યો ઘાત, પાતકી તેં કીધા ભવ સાત ॥ ૧૭॥૧ રૂપસેન ૨ ગર્ભ ૩ ફણિધાર, ૪ વાયસ ૫ હંસ ૬ હરણ અવતાર ॥ સાતમે ભવ તુમે હાથી થયા, ધર્મ વિના ભવ એલેં ગયા ॥ ૧૮ ॥ તે સુણતાં ગજ મૂર્છા

લહી, જાતિ સમરણ પામ્યો સહી ॥ લોકવચ્ચે ઉભો રહી રડયો, સુનંદાને પાયે પડયો ॥ ૧૯ ॥ સમકિત વ્રત ગજ ધરતો જિહાં, લોક અચ્છેરૂં દેખે તિહાં ॥ ગુરૂણી કહે નૃપને એ ખરો, સાધર્મીગજ સેવા કરો ॥ ૨૦ ॥ આદર કરી નૃપ તેડી ગયો, નેહ સુનંદાએં સફલો કિયો ॥ સુનંદા આણંદિત થયાં, કેવલ પામી મુક્તેં ગયાં ॥ ૨૧ ॥ ખેટ મુનિ કહે રાજકુમાર, વૈરાગ્ય રાગ તણી ગતિધાર ॥ સુખ માની વિષયેં જે રમે, તે ભવનાટક કરતા ભમે ॥ ૨૨ ॥ માત પિતા બાંધવ સુત નાર, સ્વારથિયો સવિ એ સંસાર ॥ આયુ જોવનલખ્મી મલી, મેઘઘટા ચંચલ વીજલી ॥ ૨૩ ॥ બાલપણે મલમૂત્રેં ભરયો, શીલી ઓરીએ સંહરયો ॥ પરણ્યો તો આમય ખય થઇ, જોબન વેલા નિઃફલ ગઇ ॥ ૨૪ ॥ વૃદ્ધપણે નર પરવશ થયો, પરભવ હાથ ઘસંતો ગયો ॥ તેણે નરભવ સામગ્રી લહી, કરશે ધર્મ તે સુખિયા સહી ॥ ૨૫ ॥ ત્રીજે ખંડેં ગુણિજન ગમી, ઢાલ રસાલ કહી સાતમી ॥ શ્રીશુભવીર વચન રસ ઘડી, સાકર દ્રાખ કિસી સેલડી ॥ ૨૬ ॥

॥ દોહા ॥

॥ એણી પરેં દેઇ દેશના, જામ રહ્યા મુનિ ચં
દ ॥ અગડદત્ત ચકોર જ્યું, પામ્યો અતિઆનંદ ॥
૧ ॥ કહે તુમ વચનેંથી થયો, જન્મ સફલ મુઝ આ
જ ॥ જંગમતીરથ દર્શનેં, સિદ્ધાં સઘલાં કાજ ॥
૨ ॥ પ્રભુ સુપસાયેં આ થયા, ધર્મબંધવ ખટ એહ
॥ સંજમ લેઇ વિચારશું, ગુરૂ કુલ વિનય વસેહ ॥
૩ ॥ પણ ઘર જઇ નમિ માયનેં, છે મુઝ ઇચ્છા નાથ ॥
પિત્રા કૃત સમહોત્સવે, લિયું દીક્ષા તુમ હાથ ॥૪॥ એ
મ કેહેતાં આકાશથી, વિદ્યાધર નર એક ॥ ઊતરીયો
મરજાદથી, ધરતો વિનય વિવેક ॥ ૫ ॥ સપરિકરેં
જિનઘર જઇ, પ્રણમ્યા શ્રી જિનરાજ ॥ બેઠો સન્મુખ
આવીનેં, વંદી તિહાં મુનિરાજ ॥ ૬ ॥

॥ ઢાળ આઠમી ॥ સાહેલડીયાં ॥ એ દેશી ॥

॥ અગડદત્ત અણગારનેં ॥ સુણો સંતાજી ॥
પૂછંતો ધરી નેહ ॥ ગુણવંતાજી ॥ ઊત્તમ પુરૂષ
એ કોણ છે ॥ સુ૦ ॥ દાખો મુઝને તેહ ॥ ગુ૦॥ ૧ ॥
મુનિવર કહે અમ પુત્ર છે ॥ સુ૦॥ રત્નચૂડવર ના
મ ॥ ગુ૦॥ સાતે જણ ગુરૂ પુત્રનેં ॥ સુ૦ ॥ સુણિ

કરતા પરણામ ॥ ગુ૦ ॥ ૨ ॥ રત્નચૂડ કહે કોણ તુ મેં ॥ સુ૦ ॥ કહે સુરિ વાત અશેષ ॥ ગુ૦ ॥ ભાવ ચારિત્રિયા એ થયા ॥ સુ૦ ॥ પામી અમ ઉપદેશ ॥ ગુ૦॥૩॥ વંછે સાહાય્ય એ તુમ તણું ॥ સુ૦॥ શંખપુરી ઉદ્દેશ ॥ ગુ૦ ॥ અમેં પણ તિહાં વન આવશું ॥ સુ૦ ॥ જાણો યોગ્ય વિશેષ ॥ ગુ૦ ॥ ૪॥ ખેટ કહે કહો તાતજી ॥ સુ૦ ॥ ઉત્તમ નર એ દયાલ ॥ ગુ૦ ॥ આ સંસારેં વ્રત ધરી ॥ સુ૦ ॥ રેહેશે કેટલો કાલ ॥ ગુ૦ ॥ ૫ ॥ સૂરિ વદે ખેચર સુણો ॥ સુ૦ ॥ કમલસેના ધરનાર ॥ ગુ૦ ॥ તે સાથેં વૈરાગ્યથી ॥ સુ૦ ॥ લેશે સંજમ ભાર ॥ ગુ૦॥ ૬ ॥ આ ભવમાં આઠે જણાં ॥ સુ૦ ॥ પામી કેવલ નાણ ॥ ગુ૦ ॥ ભૂતલ વિચરી બહુ સમા ॥ સુ૦ ॥ લેશે અક્ષય ઠાણ ॥ ગુ૦ ॥ ૭ ॥ સાંભલી ખેચર હરખિયો ॥ ગુ૦ ॥ બેસારી વૈમાન ॥ ગુ૦ ॥ સાતે જણશું ઉતરચા ॥ સુ૦ ॥ શંખપુરી ઉદ્યાન ॥ ગુ૦ ॥ ૮ ॥ વિદ્યાચારણ સુનિવરા ॥ સુ૦ ॥ તે આકાશ ચલંત ॥ ગુ૦॥ આવી વનમેં સમોસરચા ॥ સુ૦ ॥ ઉપગારી ગુણવંત ॥ ગુ૦ ॥ ૯ ॥ વનપાલક મુખ સાંભલી ॥ સુ૦ ॥ કુંવરેં કહાવી વાત ॥ ગુ૦

॥ રાય રાણી હરખ્યાં સહુ ॥ સુ૦ ॥ બહુ ઊછરગેં જાત ॥ ગુ૦ ॥ ૧૦ ॥ ઊઠી કુંવર નમિ તાતનેં ॥ સુ૦ ॥ સકલ કહ્યું વિરતંત ॥ ગુ૦ ॥ ભક્તિયેં દેઈ પ્રદક્ષિણા ॥ સુ૦ ॥ મુનિવર ચરણ નમંત ॥ ગુ૦ ૧૧ ॥ જ્યેષ્ઠ સહોદર સમ ગણી ॥ સુ૦ ॥ વિદ્યાધરને ત્યાંહી ॥ ગુ૦ ॥ ભૂપચરણ ભેટી કરી ॥ સુ૦ ॥ બોલે વચન ઊત્સાહિ ॥ ગુ૦ ॥ ૧૨ ॥ મુઝ નગરી પાવન કરો ॥ સુ૦ ॥ દેખે લોક અચંભ ॥ ગુ૦ ॥ મરૂધર દેશી લોકને ॥ સુ૦ ॥ સુરતરૂ ફૂલ સુરંભ ॥ ગુ૦ ॥ ૧૩ ॥ નયર સવિ શણગારીયું ॥ સુ૦ ॥ રત્નચૂડ ધરિ નેહ ॥ ગુ૦ ॥ ગજ બેસારી મહોત્સવેં ॥ સુ૦ ॥ પધરાવ્યા નિજગેહ ॥ ગુ૦ ॥ ૧૪ ॥ આગત સ્વાગત બહુ કરે ॥ સુ૦ ॥ ભોજન વિવિધ પ્રકાર ॥ ગુ૦ ॥ ભક્તિભરે ઘર તેડીને ॥ સુ૦ ॥ પડિલાભ્યા અણગાર ॥ ગુ૦ ॥ ૧૫ ॥ બીજે દિન સમહોત્સવેં ॥ સુ૦ ॥ તેડચા ચર મુનિરાય ॥ ગુ૦ ॥ પંચ સહસ સોવન પગેં ॥ સુ૦ ॥ પૂજી નમે નરરાય ॥ ગુ૦ ॥ ૧૬ ॥ અગડદત્ત કુમર હવે ॥ સુ૦ ॥ કમલસેના ઘર જાય ॥ ગુ૦ ॥ માન તજી ભજી નારીનેં ॥ સુ૦ ॥ શીતલ વયણેં ઠરાય

॥ ગુ૦ ॥ ૧૭ ॥ તુઝ સરિખી જે સુંદરી ॥ સુ૦ ॥ છંડી વિણ અપરાધ ॥ ગુ૦ ॥ મદનમંજરી કુલટા સમી ॥ સુ૦ ॥ મેં માની કરી સાધ ॥ ગુ૦ ॥ ૧૮ ॥ રેતિ ધનંજય સમ ગણી ॥ સુ૦ ॥ સોવન રેતિ સમાન ॥ ગુ૦ ॥ અનુભવી વાત સકલ કહી ॥ સુ૦ ॥ હું અવિવેક નિધાન ॥ ગુ૦ ॥ ૧૯ ॥ મેં અજ્ઞાન પણે કરી ॥ સુ૦ ॥ ન લહ્યું નારીચરિત્ર ॥ ગુ૦ ॥ ન ચણે રૂએ મનમેં હસે ॥ સુ૦ ॥ વાત કરે તે વિચિત્ર ॥ ગુ૦ ॥ ૨૦ ॥ મત્સ્યજલેં ખગ અંબરેં ॥ સુ૦ ॥ જાણે ન બુધપદ ઠામ ॥ ગુ૦ ॥ સબલાને સમજાવતી ॥ સુ૦ ॥ જુઠું અબલા નામ ॥ ગુ૦ ॥ ૨૧ ॥ મુનિવર મુખ માલમ પડી ॥ સુ૦ ॥ એ વિનતાની વાત ॥ ગુ૦ ॥ મોહ તિમિર રજની ગઇ ॥ સુ૦ ॥ જ્ઞાન ઉદય પ્રભાત ॥ ગુ૦ ॥ ૨૨ ॥ સંયમ લેશું ગુરૂકને ॥ સુ૦ ॥ રેહેજો સુખભર ગેહ ॥ ગુ૦ ॥ સા કહે અમેં પણ સંયમી ॥ સુ૦ ॥ જિહાં છાયા તિહાં દેહ ॥ ગુ૦ ॥ ૨૩ ॥ સમસંપી કુંવર ગયો ॥ સુ૦ ॥ મદનમંજરી આવાસ ॥ ગુ૦ ॥ કહે ભવદવતાપેં તપ્યા ॥ સુ૦ ॥ વ્રત ધરશું ગુરૂપાસ ॥ ગુ૦ ॥ ૨૪ ॥ કરજયો સાસુ સેવના ॥ સુ૦ ॥ એમ કહી ઊ

ઠયો કુમાર ॥ ગુ૦ ॥ માત તાતને જઇ કહે ॥ સુ૦
॥ લેશું સંજમભાર ॥ ગુ૦ ॥ ૨૫ ॥ ષટ્બાંધવ એ
અમ તણા ॥ સુ૦ ॥ જીવિતના દાતાર ॥ ગુ૦ ॥ બં
ધાણા વચનેં અમો ॥ સુ૦ ॥ સાથેં સવિ અણગાર ॥
ગુ૦ ॥ ૨૬ ॥ રણથી ગુરૂ સહ લાવીયા ॥ સુ૦
॥ક્ષણ ન રહું સંસાર ॥ ગુ૦॥ નિશ્ચય દેખી નરપ
તિ॥ સુ૦ ॥ કરે સજ્જાઇ સાર ॥ ગુ૦ ॥ ૨૭ ॥ બાંધ
વ વર્ગને પૂછીનેં ॥ સુ૦ ॥ કરતો દીનઊદ્ધાર ॥
ગુ૦ ॥ શિબિકાયેં બેસતાં ॥ સુ૦ ॥ ષટ્ બાંધવ
શું કુમાર ॥ ગુ૦ ॥ ૨૮ ॥ કમળસેના શણગારતી
॥ સુ૦॥ સસરો સાસુ નિજ હાથ ॥ ગુ૦ ॥ શિબિ
કાયેં પધરાવતાં ॥ સુ૦ ॥ જાણે શાસનસુરિ સાથ
॥ ગુ૦ ॥ ૨૯ ॥ રત્નચૂડ નૃપ બેહુમલી ॥ સુ૦ ॥ ક
રતા મહોત્સવ સાર ॥ ગુ૦ ॥ જેમ જમાલી નિકલ્યો
॥ સુ૦ ॥ આવે જિહાં અણગાર ॥ ગુ૦ ॥ ૩૦ ॥
આભૂષણ તજી અડજાણાં ॥ સુ૦ ॥ લીયે માહાવ્રત
ચાર ॥ ગુ૦ ॥વૃષ્ટિ કુસુમવન સુર કરે ॥ સુ૦ ॥ ગુ
રૂવાસક્ષેપ ઉદાર ॥ ગુ૦ ॥ ૩૧ ॥ વંદી સહુ પાછા
વલે ॥ સુ૦ મુનિ સવિ કરત વિહાર ॥ ગુ૦॥ કમલ
સેના સન્મુખ રહી ॥ સુ૦ ॥ આંસુ પડતે ધાર ॥ ગુ૦

॥ ૩૨ ॥ સાસુ કહે બેટા સુણો ॥ સુ૦ ॥ તું દેહે સુ કુમાર ॥ ગુ૦ ॥ ફૂલનો ભાર ન શિર ધરે ॥ સુ૦ ॥ કેમ વહો મેરૂભાર ॥ ગુ૦ ॥ ૩૩ ॥ પણ તું ત્રિહુ પખ ઊજલી ॥ સુ૦ ॥ ચોથો ગુરૂકુલવાસ ॥ ગુ૦ ॥ દુષ્કર નહી તુજ મુનિપણું ॥ સુ૦॥ પણ મુજ કીધ નિરાશ॥ગુ૦ ॥ ૩૪ ॥ તું નિઃસ્નેહી થઇ ચલી ॥ સુ૦ ॥ મુજ તરછોડી હાથ ॥ ગુ૦ ॥ જાઇશ ઘર કેમ એકલી ॥ સુ૦ ॥ ભોજન કરૂં કેણી સાથ ॥ ગુ૦ ॥ ૩૫ ॥ નિરાગી થઇ નીકલ્યા ॥ સુ૦ ॥ પણ વરસેં એકવાર ॥ ગુ૦ ॥ મુજ સુલસા સાસુ હતી ॥ સુ૦ ॥ સંભારજો ધરી પ્યાર ॥ ગુ૦ ॥ ૩૬ ॥ આ વનમાં નથી આવવું ॥ સુ૦ ॥ શત્રુ સમ વન એહ ॥ ગુ૦ ॥ જોતીનેં રોતી વલી ॥ સુ૦ ॥ સખીયોશું ગઇ ગેહ ॥ ગુ૦ ॥ ૩૭ ॥ રત્નચૂડ નિજ ઘર ગયો ॥ સુ૦ ॥ મુનિવર કરત વિહાર ॥ ગુ૦ ॥ આવ્યાં ઇહાં ગુરૂ આણથી ॥ સુ૦ ॥ જારેં થયા શ્રુતધાર ॥ ગુ૦ ॥ ૩૮ ॥ એહ ચરિત્ર તે અમ તણું ॥ સુ૦ ॥ સુણ ધમ્મિલ ગંભીર ॥ ગુ૦ ॥ ત્રીજે ખંડેં આઠમી ॥ સુ૦ ॥ ઢાલ કહે શુભવીર ॥ ગુ૦ ॥ ૩૯ ॥

॥ દોહા ॥

॥ અશ્વપ્લુત વનગર્જના, ગંગાવેલુ પ્રમાણ ॥ જલનિધિજલ ચરિત સ્ત્રીનાં, જાણે ન કોઇ સુજાણ ॥ ૧ ॥ દેખીં ચરિત આ પટ મુનિ, નારીથી લહી ઊદ્વેગ ॥ એમ ગુરૂયેં નામજ દિયાં, લહીય દિશા સંવેગ ॥૨ ॥ ૧ દૃઢધર્માને ૨ ધર્મરૂચિ, ૩ ધર્મદાસ મુનિનામ ॥ ૪ સુવ્રત ૫ દૃઢવ્રત ૬ ધર્મપ્રિય, નામ તિસ્યા પ રિણામ ॥ ૩ ॥ એમ નિસુણી ધમ્મિલ્લ કહે, સરિખો નહી સંસાર ॥ બહુ રત્ના હિ વસુંધરા, જેમ ધનસિરી વર નાર ॥ ૪ ॥ પરનર દ્વેષી પણે કરી, બાર વરસ રહી ગેહ ॥ સતીય પણે જોવન વયેં, ન કરયો કિણશું નેહ ॥ ૫ ॥ અગડદત્ત મુનિવર વદે, કહો કોણ ઊત્તમ નાર ॥ ધમ્મિલ કહે ભગવન સુણો, સેવક મુખ અધિકાર ॥ ૬ ॥

॥ ઢાલ નવમી ॥

॥ દેખો ગતિ દૈવની રે ॥ એ દેશી ॥ સુંદર માલવ દેશમા રે, નયરી ઉજ્જેણી ખાસ ॥ જિતશત્રુ રાજા તિહાં રે, ધારણી રાણી તાસ ॥ સતી ગુણ સાંભલો રે ॥ ૧ ॥ સતી જગ મોહન વેલ.

॥ સતી ગુ૦ ॥ એ આંકણી ॥ શેઠ કોટિ ધ્વજ તિહાં વસે રે, સાગરચંદ છે નામ ॥ સાગરવર ગંભિરતા રે, ચંદ્ર શીતળ પરિણામ ॥ સ૦ ॥ ૨ ॥ ચંદ્રસિરી પ્રિયા તેહને રે, લવણિમ રૂપ નિધાન ॥ પુત્ર સમુદ્ર દત્ત શીખતો રે, સકળકલા વિજ્ઞાન ॥ સ૦ ॥ ૩ ॥ પરિવ્રાજક વિદ્યાનિધિ રે, ઘર પાસેં મઠ તાસ ॥ શેઠે સોંપ્યો સુત તિહાં ભણે રે, લઘુવય બુધ્ધિ પ્રકાશ ॥ સ૦ ॥ ૪ ॥ એક દિન ગણિતનો પાટલો રે, ઘરમાં ઠવણ પઇઠ્ઠ ॥ અનાચાર નિજમાયશું રે, તાપસ ગુરૂ તેણે દિઠ્ઠ ॥ સ૦ ॥ ૫ ॥ મનમાં ચિંતે નારીયો રે, જગમાં સર્વ કુશીલ ॥ પાણિ ગ્રહણ કરી તેહશું રે, કુણ વં છે ઘર લીલ ॥ સ૦ ॥ ૬ ॥ કૃષ્ણદ્વિકા હરિતા શુકા રે, સઘલે વિષઇ નાર ॥ ચા સા સા સા પ્રભુ કહે રે, પણ સચ ભિન્ન વિચાર ॥ સ૦ ॥ ૭ ॥ વિપ્ર અગ્નિયમ ભૂપતિ રે, જળધિ ઉદર ઘરનાર ॥ સર્વ સમિધ જીવ ભૂ નહિ રે, અશન ધને વ્યભિચાર ॥ સ૦ ॥ ૮ ॥ એ આહે આહે થકી રે, નવિ પામે સંતોષ ॥ ઇચ્છા પ્રમાણે આ પીયેં રે, છંડે ન માગણ દોષ ॥ સ૦ ॥ ૯ ॥ તેણું નવિ કરવો માહરે રે, આ ભવમાં વિવાહ ॥ એમ પ્રતિબંધ કરી ભણે રે, પણ ભાંગે ઉત્સાહ ॥ સ૦ ॥

૧૦॥ કુલશીલ વૈભવ સારસી રે, કન્યા ખોલે તાત ॥
કુંવર કહે તવ તાતને રે, નવિ કરશો એ વાત ॥
સ૦ ॥ ૧૧ ॥ કેટલો કાલ ગયે થકે રે, એક દિન સા
ગર ચંદ ॥ સોરઠ દેશે આવીયા રે, ગિરિનગરેં સહ
નંદ ॥ સ૦ ॥ ૧૨ ॥ ધન સારથવાહ તિહાં વસે રે,
પુત્રી છે તસ ખાસ ॥ રંભા લઘુ ઊંચી ગઇ રે, જોડ
ન આવે તાસ ॥ સ૦ ॥ ૧૩ ॥ અધર વિદ્રુમ સ્મિત ફુલ
ડાં રે, કુચફળ કઠિન વિશાલ ॥ ધનસિરી નામે
તેહ છે રે, જોવન રૂપ રસાલ ॥ સ૦ ॥ ૧૪ ॥ સાગર
ચંદ તે દેખીને રે, નિજ સુત સરખી જોડ ॥ વણિ
જ કરે તસ તાતશું રે, લેહેણ દેણ લખ કોડ ॥
સ૦ ॥ ૧૫ ॥ સમુદ્રદત્ત તણો કરચો રે, ધન સિરી
સાથેં વિવાહ ॥ કુંવર ન જાણે તેમ કરચો રે, દોય
જનક ઉત્સાહ ॥ સ૦ ॥ ૧૬ ॥ લગનદિવસ નિરધારી
નેં રે, શેઠ ગયા ઊજજેણ ॥ લગન ઉપર કહે પુત્રને
રે, કારજ શીઘ્રતરેણ ॥ સ૦ ॥ ૧૭ ॥ ગિરિનગરેં
બહુ માલ છે રે, ધનસારથવાહ પાસ ॥ જઇનેં જાણ
શ ઇહાં લાવજો રે, વયણ ન લોપશો તાસ ॥ સ૦
॥ ૧૮ ॥ સમુદ્રદત્ત સુણી નીકલ્યો રે, પોહોતો સસ
રા ગેહ ॥ રૂપ ચતુર વર દેખીનેં રે, ધરતી ધનસિ

॥ સતી ગુ૦ ॥ એ આંકણી ॥ શેઠ કોટિ ધ્વજ તિહાં વસે રે, સાગરચંદ્ર છે નામ ॥ સાગરવર ગંભિરતા રે, ચંદ્ર શીતળ પરિણામ ॥ સ૦ ॥ ૨ ॥ ચંદ્રસિરી પ્રિયા તેહને રે, લવણિમ રૂપ નિધાન ॥ પુત્ર સમુદ્ર દત્ત શીખતો રે, સકળકલા વિજ્ઞાન ॥ સ૦ ॥ ૩ ॥ પરિ વ્રાજક વિદ્યાનિધિ રે, ઘર પાસે મઠ તાસ ॥ શેઠે સોં પ્યો સુત તિહાં ભણે રે, લઘુવય બુધ્ધિ પ્રકાશ ॥ સ૦ ॥ ૪ ॥ એક દિન ગણિતનો પાટલો રે, ઘરમાં ઠવણ પઇઠ્ઠ ॥ અનાચાર નિજમાયશું રે, તાપસ ગુરૂ તેણે દિઠ્ઠ ॥ સ૦ ॥ ૫ ॥ મનમાં ચિંતે નારીયો રે, જગમાં સર્વ કુશીલ ॥ પાણિ ગ્રહણ કરી તેહશું રે, કુણ વં છે ઘર લીલ ॥ સ૦ ॥ ૬ ॥ કૃષ્ણદ્વિકા હરિતા શુકા રે, સઘલે વિષઇ નાર ॥ યા સા સા સા પ્રભુ કહે રે, પણ સચ ભિક્ષ વિચાર ॥ સ૦ ॥ ૭ ॥ વિપ્ર અગ્નિયમ ભૂ પતિ રે, જળધિ ઉદર ધરનાર ॥ સર્વ સમિધ જીવ ભૂ નદિ રે, અશન ધને વ્યભિચાર ॥ સ૦ ॥ ૮ ॥ એ આઠે આઠે થકી રે, નવિ પામે સંતોષ ॥ ઇચ્છા પ્રમાણે આ પીયે રે, છડે ન માગણ દોષ ॥ સ૦ ॥ ૯ ॥ તેણે નવિ કરવો માહરે રે, આ ભવમાં વિવાહ ॥ એમ પ્ર તિબંધ કરી ભણે રે. પણ ભાંગે ઉત્સાહ ॥ સ૦ ॥

૧૦॥ કુલશીલ વૈભવ સારસી રે, કન્યા ખોલે તાત ॥ કુંવર કહે તવ તાતને રે, નવિ કરશો એ વાત ॥ સ૦ ॥ ૧૧ ॥ કેટલો કાલ ગએ થકે રે, એક દિન સાગર ચંદ ॥ સોરઠ દેશે આવીયા રે, ગિરિનગરેં સહ નંદ ॥ સ૦ ॥ ૧૨ ॥ ધન સારથવાહ તિહાં વસે રે, પુત્રી છે તસ ખાસ ॥ રંભા લઘુ ઊંચી ગઇ રે, જોડ ન આવે તાસ ॥ સ૦ ॥ ૧૩ ॥ અધર વિદ્રુમ સ્મિત ફુલડાં રે, કુચફળ કઠિન વિશાલ ॥ ધનસિરી નામે તેહ છે રે, જોવન રૂપ રસાલ ॥ સ૦ ॥ ૧૪ ॥ સાગરચંદ તે દેખીને રે, નિજ સુત સરખી જોડ ॥ વણિજ કરે તસ તાતશું રે, લેહેણ દેણ લખ કોડ ॥ સ૦ ॥ ૧૫ ॥ સમુદ્રદત્ત તણો કરચો રે, ધન સિરી સાથેં વિવાહ ॥ કુંવર ન જાણે તેમ કરચો રે, દોય જનક ઉત્સાહ ॥ સ૦ ॥ ૧૬ ॥ લગનદિવસ નિરધારીનેં રે, શેઠ ગયા ઊજ્જેણ ॥ લગન ઉપર કહે પુત્રને રે, કારજ શીઘ્રતરેણ ॥ સ૦ ॥ ૧૭ ॥ ગિરિનગરેં બહુ માલ છે રે, ધનસારથવાહ પાસ ॥ જઇનેં જણશ ઇહાં લાવજો રે, વચણ ન લોપશો તાસ ॥ સ૦ ॥ ૧૮ ॥ સમુદ્રદત્ત સુણી નીકલ્યો રે, પોહોતો સસરા ગેહ ॥ રૂપ ચતુર વર દેખીનેં રે, ધરતી ધનસિ

રી નેહ ।। સ૦ ।। ૧૮ ।। તિલક કરી બીડાં દિયાં રે, મિત્રશું મંડપ માંહિ ।। ધવલ મંગલ મહિલા ભણે રે, પૂછે કુંવર ગ્રહી બાંહી ।। સ૦ ।। ૧૯ ।। મિત્ર કહે તુઝ લગ્ન છે રે, પિતૃ વચન સંકેત ।। પરણો ઇહાં રહી પાંસરચા રે, નહિ તો થાશો ફજેત ।। સ૦ ।। ૨૦ ।। સમઝી વરઘોડે ચઢી રે, પરણ્યો તે તેણે ઠાંય ।। મિત્ર વર્ગ પ્રેરચો થકો રે, વાસભુવનમેં જાય ।। સ૦ ।। ૨૧ ।। કાર્યમિષે કરી નિકલ્યો રે, સૂતો મિત્રમેં જાત ।। ધનસિરી મિત્ર વર્ગ તજી રે, નાઠો લેઇ રાત ।। સ૦ ।। ૨૨ ।। મિત્ર વર્ગ વિલખા થઇ રે, ગયા ઉજ્જેણી તેહ ।। વાત કહી તસ તાતને રે, પોહોતા સુખેં નિજ ગેહ ।। સ૦ ।। ૨૩ ।। ત્રીજે ખંડે એ કહી રે, નવમી સુંદર ઢાલ ।। વીર કહે શ્રોતા ઘરે રે, હોજો મંગલ માલ ।। સ૦ ।। ૨૪ ।।

।। દોહા ।।

।। સાગરચંદ સુણી કરી, ગયો ગિરિનગર ઉદાસ ।। ધનસારથવાહનેં મલી, કરત ગવેષણ તાસ ।। ૧ ।। ગામ ગામ બેહુ જણ ભમ્યા, નર પણ ભ્રમણ કરાય ।। પણ સુત સુધ્ધી લહી નહી, પાછા ગિરિપુર જાય ।। ૨ ।। દીન મુખેં દિન કેટલા, વસીયા પુત્र

વંશેણ ॥ સારથવાહને કહી કરી, આવ્યા નયર ઉજ્જેણ ॥ ૩ ॥ ફરતો દેશ વિદેશમેં, સમુદ્રદત્ત કુમાર ॥ વલી ધનસિરી ઘરમાં રહી, સુણજો તસ અધિકાર ॥ ૪ ॥

॥ ઢાલ દશમી ॥

॥ તેરી બીબીકું લેગયે ગુલામ, મીયાં ખડા દેખતા ॥ હાં હાં મીયાં૦ ॥ અથવા ॥ સખરેમેં સખરી કોણ, જગતકી મોહની ॥ એ દેશી ॥

॥ સુનીએ મુનીશ્વર બાત કે, ધન સિરી યા સતી ॥ ધ૦॥ સારી આલમમેં સા સમ રૂપકે, રંભા ન આવતી ॥ મેરે લાલ ॥ રંભા૦ ॥ મુનિરાજ રંભા૦ ॥ સહીરે ચિલાતી સુણો તેરે, ખાવન કિહાં ગયે ॥ ખા૦ ॥ મેરે પ્રીતમ બિન દુનિયામેં, ખલક ખાલી ભયે ॥ મે૦ ॥ ખ૦ ॥ સુ૦ ॥ ખ૦ ॥ ૧ ॥ બોલે ચીલાતી ગલેકું, પકડકે વિવાહ કીયા ॥ પ૦ ॥ મેને ખીચ પકાઇ, એક દાના ચાંપી લીયા ॥ મે૦ ॥ દા૦ ॥ મુ૦ ॥ મે૦ ઓરત છોર વદન, છુપાઇ દૂરે ભયા ॥ છુ૦ ॥ તેરી જુલમ જવાની દીવાની, જલા કર ઓ ગયા ॥ મે૦ ॥ જ૦ ॥ સુ૦ ॥ જ૦ ॥ ૨ ॥ નામરદ હોત તુજે, પરણીને બુરા

કીયા ॥૫૦॥ રાત લે કર નાગા ભાગા, બુરેસેં બુરા કી
યા ॥ મે૦ ॥ બુ૦ ॥ મુ૦ ॥ બુ૦ ॥ કુલવંતી ઘર હોત,
પતિસહુ ખેલણા ॥ ૫૦ ॥ નહી તો ગુરૂપાસપઢો ન, કિ
સીસેં બોલનાં ॥ મે૦ ॥ કિ૦ ॥ મુ૦ ॥ કિ૦ ॥ ૩ ॥
સુનિય સતી શીલવંતી, પઢત ગુરૂકે મુખેં ॥૫૦॥બા
ર વર્ષ ગયે નર ખેદ, ધર્મ કરતી સુખેં ॥ મે૦॥ધ૦॥
મુ૦ ॥ ધ૦ ॥ સમુદ્રદત્તગિરિપુર, બન આયા કૂડસેં ॥
બ૦॥ ધરી કાપડી વેશ બડા નખ, કેશકુભંડશે ॥ મે૦
॥ કે૦॥ મુ૦॥ કે૦॥૪॥ ધનસથ્થવાહ નિજ બાગ, મેં
દેખી વંદતે ॥ મેં૦ ॥ તરૂઆલ વાલ રખવાલ, રહું
યું બોલતે ॥ મે૦ ॥ ૨૦ ॥ મુ૦ ॥ ૨૦॥ શેઠ કહે ક્યા
દેવે, હમું તુમ નોકરી ॥ હ૦ ॥ વદે સાવિનયંધર
નામ, હમું ઊદરંભરી ॥ મે૦॥ હ૦ ॥ મુ૦॥ હ૦ ॥
૫॥ નોકરી દેખ પીછેં, હમકું કરનાં ખુશી ॥હ૦॥ સુની
શેઠકે દીલમેં બાત, સબી રૂડી બસી ॥ મે૦॥ સ૦ ॥
મુ૦ ॥ સ૦ ॥ વિજ્ઞાની દિન થોરેમેં, બાગ ખીલાવ
તે ॥ બા૦॥ હુઆ શેઠ બડા હુશીયાર, નિધા જબ દે
ખતે ॥ મે૦ ॥ નિ૦॥ મુ૦ ॥ નિ૦॥ ૬॥ વિદ્યા અતિ
શય વંત, પીછાણેગો ભૂપતિ॥પિ૦॥ તવલો જાયગો દ
ર બાર, શેઠ મન ધ્યાવતી ॥ મે૦ ॥ શે૦ ॥ સુ૦ ॥

શૈ૦ ॥ વસ્ત્ર જુગલ દેઇ તાસ, નિજ ઘર લે ગયા ॥ નિ૦ ॥ બહુ આબરૂસેં વિનયંધર, ભંડારી કીયા ॥ મે૦ ॥ ભં૦ ॥ મુ૦ ॥ ભં૦ ॥ ૭ ॥ ઘર પરિજનકું સુનાવત, એ દેવે તીકે ॥ એ૦ ॥ વિનયંધર હુકમેં સુખ ભર, તુમ લેનાં તિકો ॥ મે૦ ॥ તુ૦ ॥ મુ૦ ॥ તુ૦ ॥ યા રીત રેહેત હે મંદિર, મેં વિશ્વાસ જયું ॥ મેં૦ ॥ ધનસિરીકો વિનય વિનયંધર, કરતે દાસ જયું ॥ મે૦ ॥ ક૦ ॥ મુ૦ ॥ ક૦ ॥ ૮ ॥ ધનસિરીકું વિશ્વાસ, ભયા બહુનેહ સેં ॥ જા૦ ॥ એણે અવસર ડંડિર નામેં, તલાર ઉહાં બસે ॥ મે૦ ॥ ત૦ ॥ મુ૦ ॥ ત૦ ॥ ધનસિરી સહીયર સાથકે, ગોંખમેં આવતી ॥ ગોં૦ ॥ લેત વિનયંધર તંબોલ, દિયા મુખ ચાવતી ॥ મે૦ ॥ દિ૦ ॥ મુ૦ ॥ દી૦ ॥ ૯ ॥ મુખરસ ભરી પિચકારીયાં, ડારત ખાવતે ॥ ડા૦ ॥ ડંડીર શિરેં છટકાવ, લગાત લજાવતે ॥ મે૦ ॥ લ૦ ॥ મુ૦ ॥ લ૦ ॥ ઉંચે બદન નિધા કર, દેખત સુંદરી ॥ દે૦ ॥ લગા પ્રેમસેં અંતર ધાય, ખડા રહ્યા દો ઘરી ॥ મે૦ ॥ ખ૦ ॥ મુ૦ ॥ ખ૦ ॥ ૧૦ ॥ ડંડીર કહે સુણ સુંદરી, પિયુ વિણ કયું રહે ॥ પિ૦ ॥ તેરા જોબન હો વન ફૂલ, વિજોગેં કયું દહે ॥ મે૦ ॥ વિ૦ ॥ મુ૦ ॥ વિ૦ ॥ મુખ તંબોલસેં

પ્રેમ રસેં, હમ ભીંજીએ ॥ હ૦ ॥ તેરે લોચનકે લટકે રે, હમુ દિલ રિઝીએં ॥ મે૦ ॥ હ૦ ॥ મુ૦ ॥ હ૦ ॥ ૧૧ ॥ હમ ઉત્સંગેં રંગેં, રમો એક બેરિયાં ॥ ર૦ ॥ હમ હુકમી સંગત હોત, કરત કોણ હેરિયાં ॥ મે૦ ॥ ક૦ ॥ મુ૦ ॥ ક૦ ॥ જેને ખેલાયા સાપ, વિછુંસેં ક્યું ડરે ॥ વિ૦ ॥ જેણે ખાયા વચ્છનાગ, ધંતુરે ક્યા મરે ॥ મે૦ ॥ ધં૦ ॥ મુ૦ ॥ ધં૦ ॥ ૧૨ ॥ રાંકસેં પ્રીત બનાઇ, સો ભાગા રાતમેં ॥ સો૦ ॥ મેરા જાન લગા તેરી સાથ, રહેંગી નીરાત મેં ॥ મે૦ ॥ ર૦ ॥ મુ૦ ॥ ર૦ ॥ આવલ ફૂલ હજાર, ચંપેકી એક કલી ॥ ચં૦ ॥ મૂરખનરસેં જન્મારા, ચતુર કી એક ઘડી ॥ મે૦ ॥ ચ૦ ॥ મુ૦ ॥ ચ૦ ॥ ૧૩ ॥ બોલી સતી સુન હો, શેહરકા કોટવાલીયા ॥ શે૦ ॥ ઉન્મત્ત વદે વગડે, જ્યું ઢોર ગોવાલીયા ॥ મે૦ ॥ જ્યું૦ ॥ મુ૦ ॥ જ્યું૦ ॥ પીયુજીચલે પરદેશમેં, દીલસેં ન વેગલી ॥ દી૦ ॥ તેરી અમ્માકું જા કર પુછ, પતિ બિન એકલી ॥ મે૦ ॥ ૫૦ ॥ મુ૦ ॥ ૫૦ ॥ ૧૪ ॥ વિરહેં દહી તોરી માયકું, અકેં ખેલાવણાં ॥ અં૦ ॥ જેણે બાલમેં ગોદ રમાયા, જી કારણ ધાવણા ॥ મે૦ ॥ જી૦ ॥ મુ૦ ॥ જી૦ ॥ કેસરી કંતકે આગેં, સબે હરણાં

ચલી ॥ સ૦ ॥ તેરે સરીખે ગુલામ, મેરે ઘરકરતા નો
કરી ॥ મે૦ ॥ મે૦ ॥ મુ૦ ॥ મે૦ ॥ ૧૫ ॥ સોય વંદે કહુ
બોલે, મરેગી છોકરી ॥ મ૦ ॥ કહે સા સતી આગલ
છાગલ, ભૂપને કેસરી ॥ મે૦ ॥ ભૂ૦ ॥ મુ૦ ॥ ભૂ૦ ॥
સુનિસુણી કોટવાલ, ગયો ઘર ચિંતવે ॥ ગ૦ ॥ ક
રી નેહ સતીકો શીલ, ચુકાવું હું હવે ॥ મે૦ ॥
ચુ૦ ॥ મુ૦ ॥ ચુ૦ ॥ ૧૬ ॥ ગેહ બોલાઇ વિનયંધર,
કું દોસ્તી કીયો ॥ દો૦ ॥ એક દિન બોલા કર પાં
ઊં, પરિ સનમાનીયો ॥ મે૦ ॥ ૫૦ ॥ મુ૦ ॥ પ્ર૦ ॥
ધનસિરી સાથ હમેશ, મિલાવા તુમ કરો ॥ મિ૦ ॥
કહે સો ઉનકું સમઝાઉં, માનેગી તો ખરો ॥ મે૦
॥ મા૦ ॥ મુ૦ ॥ મા૦ ॥ ૧૭ ॥ આઇ વિનયંધર
બાત, સતીકું સુણાવીયાં સ૦ ॥ બોલી સા એસી
બાત કરેંગા તો, ખાયગા ગાલીયાં ॥ મે૦ ॥ ખા૦
॥ મુ૦ ॥ ખા૦ ॥ લાંચ પરાઇ બાક્રત, ધિગ્ તુંહી
બાવરા ॥ ધિ૦ ॥ મેરાકંત વિના સારી આલમ, સર્વ
સહોદરા ॥ મે૦ ॥ સ૦ ॥ મુ૦ ॥ સ૦ ॥ ૧૮ ॥ સુ
નીય વિનયંધર બોલે, હમું તકશિર પરી ॥ હ૦ ॥
પૂછે દિન દુજેં તલાર, હુઇ કયા પાંશરી ॥ મે૦ ॥ હુ૦
॥ મુ૦ ॥ હુ૦ ॥ વિનય વદે સવિ ધીરિં, બનેગી વા

રતા ॥ બ૦ ॥ ઘર આઇ બદન ચઢાઇ, રહ્યો ધરી મૌ
નતા ॥ મે૦ ॥ ૨૦ ॥ મુ૦ ॥ ૨૦ ॥ ૧૯ ॥ દેખી લ
હી ચિત્તભાવ, કહે સા ફૂડમેં ॥ ક૦ ॥ તુઝે મલીયા
દુર્જન, ડંડીર સાથેં ક્યું રમે ॥ મે૦ ॥ ડં૦ ॥ મુ૦
॥ ડં ॥ તીજે દિન ફેર ચાહી, રીત વિનયંધરા ॥
રીવા કહે સા મોય ડંડીર, દામ દીયેગા કેતરા ॥ મે૦
॥ દ૦ ॥ મુ૦ ॥ દ૦ ॥ ૨૦ ॥ લાખ લેઇ ઉસેંલા
ઓ, અશોકવનેં નિશિ ॥ અ૦ ॥ તવ હરખ્યો વિ
નય ડંડીરકું, જાય કરે ખુશી ॥ મે૦ ॥ જા૦ ॥ મુ૦
॥ જા૦ ॥ આયે તલાર અશોક, વાડીમેં એકલે ॥ વા૦
॥ તવ ધનસિરી સજ્યા સાજ, ઊહાં એક મોકલે ॥
મે૦ ॥ ઊ૦ ॥ મુ૦ ॥ ઊ૦ ॥ ૨૧ ॥ ગુપ્ત શિપાઇ
છુપાઇ, ખડ્ગ સા ગઇ વનેં ॥ ખ૦ ॥ મદિરા દેત કીધ
અચેત, સુભટ ખડ્ગેં હણે ॥ મે૦ ॥ સુ૦ ॥ મુ૦ ॥
સુ૦ ॥ બોલે સતી નીચ સંગી, વિનયશિર સંહરૂં
॥ વિ૦ ॥ સોપી કંપત બોલેં એસા ફેર, કામ મેંનહી
કરૂં ॥ મે૦ ॥ કા૦ ॥ મુ૦ ॥ કા૦ ॥ ૨૨ ॥ સતીકે હુ
કુમ વિનયેં જઇ, નાખીયો કૂપમેં ॥ ના૦ ॥ જાણી નારી
સતીકી જાત, ભરાણી રૂપમેં ॥ મે૦ ॥ ભ૦ ॥ મુ૦ ॥
ભ૦ ॥ એક દિન પૂછે વિનયંધર, કાહા તુમ સાસરા

કા૦ ॥ સતીયેં સબી બાત સુણાઇ, હુઆ નેહેં ભરા ॥ મે૦ ॥ હુ૦ ॥ મુ૦ ॥ હુ૦ ॥ ૨૩ ॥ વિનય વદે તુમ પિયુસેં, મેલાવા મેં કરૂં ॥ મે૦ ॥ સતી બોલે દેઊ સિરપાવ, બધારૂંગી આબરૂ ॥ મે૦ ॥ બ૦ ॥ મુ૦ ॥ બ૦ ॥ તવ મૂલરૂપ ધરી જઈ, માત પિતા મલે ॥ મા૦ ॥ સાસુ સસરો વધાઇ સાથકે, આણું મોકલે ॥ મે૦ ॥ આ૦ ॥ મુ૦ ॥ આ૦ ॥ ૨૪ ॥ બેટી સહિત સથ્થવાહ, ઉજ્જેણી આવીયા ॥ ઊ૦ ॥ બડે ઓચ્છવસેં ફેર દોનું, ઊહાં પરણાવિયાં ॥ મે૦ ॥ ઊ૦ ॥ મુ૦ ॥ ઊ૦ ॥ દંપતી વાસ ભુવન સુખ, વિલસે નેહશું ॥ વિ૦ ॥ વિનયંધરકો શિરપાવ, તે માગે તેહશું ॥ મે૦ ॥ તે૦ ॥ મુ૦ ॥ મા૦ ॥ ૨૫ ॥ સા કહે તુમ ક્યું માગો, વિનયકું પિછાણીએં ॥ વિ૦ ॥ સમુદ્રદત્ત કહે સોય, અમો એક જાણીયેં ॥ મે૦ ॥ અ૦ ॥ મુ૦ ॥ અ૦ ॥ પ્રેમવતી પ્રિયા પ્રીત, બની ક્ષીર નીસેં ॥ બ૦ ॥ ખંડ ત્રીજે દશમી ઢાલ, બનીશુભવી રસેં ॥ મે૦ ॥ બ૦ ॥ મુ૦ ॥ બ૦ ॥ ૨૬ ॥

॥ દોહા ॥

॥ સર્વ વસા સરખી નહી, કહે ધમ્મિલ્લ કુમાર ॥ સંસારેં સતીયો ઘણી, તિમ ઘણી કુલટા

દાર ॥ ૧ ॥ વારણ વાજી લોહજડ, કાષ્ઠ ઊપલ નર નાર ॥ વસ્ત્ર નવમ બહુ અંતરૂં, સરખાં નહી સંસાર ॥ ૨ ॥ મુજ ઇચ્છા નવિ ઊપશમી, નવિ પામ્યો નિર્વેદ ॥ અધવચ સુખથી નીકલો, તે દીલ ભરિયો ખેદ ॥ ૩ ॥ તરૂ છાયા બેસણ દીયે, પત્ર દીએ ફલ ભક્ષ ॥ તુમ છાયા શીતલ લહી, વંછું સુખ પ્રત્યક્ષ ॥ ૪ ॥ કલ્પતરૂની જાચના, છંડી જુગલિક લોક ॥ અવર તરૂવર પામીનેં, કેમ જાચે તે ફોક ॥ ૫ ॥ તેણે સ્વામી તુમને કહ્યું, કરીએં મુજ ઊપગાર ॥ નદી નાલાં ઘન જલ ભરે, તુંબ ભરણ કિસિ ધાર ॥ ૬ ॥

॥ ઢાલ અગ્યારમી ॥

॥ નવમી નિર્જર ભાવના ॥ ચિત્ત ચેતો રે ॥ એ દેશી ॥ મુનિવર વલતું એમ કહે ॥ ચિત્ત ચેતો રે ॥ સુણ ધમ્મિલ્લ કુમાર ॥ ચતુર ચિત્ત ચેતો રે ॥ ઊપદેશ આશ્રવ દ્વારનો ॥ ચિં૦ ॥ નહિ મુનિનો આચાર ॥ ચ૦ ॥ ૧ ॥ પણ આશ્રવ સંવર હુવે ॥ ચિં૦ ॥ આચારંગ વખાણ ॥ ચ૦ ॥ તેણેં તુઝ વંછિત સિદ્ધિએં ॥ ચિં૦ ॥ કહું સિદ્ધાંત પ્રમાણ ॥ ચ૦ ॥ ૨ ॥

કર્મ વિઘ્ન ઉચ્છેદવા ॥ ચિ૦ ॥ ભાંખ્યા તપ સવિ ધાન ॥ ચ૦ ॥ ભાવ નિરાશીયેં નિર્જરા ॥ ચિ૦ ॥ તા ૫ આંબિલ વર્દ્ધમાન ॥ ચ૦ ॥ ૩ ॥ રયણેં જડિત ર ત્નાવલી ॥ ચિ૦ ॥ કનકાવલીનેં ઠામ ॥ ચ૦ ॥ રત્ના વલિ કનકાવલિ ॥ ચિ૦ ॥ અદલ બદલ દોય નામ ॥ ચ૦ ॥ ૪ ॥ ઉતરતાં દોય પાસથી ॥ ચિ૦ ॥ એ ક દોય ત્રણ અંક ॥ ચ૦॥ નવકોઠા વચ્ચેં શૂન્ય છે ॥ ચિ૦ ॥ શેષ ધરે ત્રણ ટંક ॥ ચ૦ ॥ ૫ ॥ એકાદિકા શોલ સરમા ॥ ચિ૦ ॥ ડુગડુગીનો હવે ઠાઠ ॥ ચ૦ ॥ પાંતરીશ કોઠેં ઝુમખું ॥ ચિ૦ ॥ ષટ રેખાયત આઠ ॥ ચ૦ ॥ ૬ ॥ ચોત્રીશ ત્રિગડા થાપીએં ॥ ચિ૦ ॥ શૂન્યવચ્ચેં કરી એક ॥ ચ૦ ॥ અથવા દુતિ ચઉ પણ ખટેં ॥ ચિ૦ ॥ પણ ચઉ તિગડું વિવેક ॥ ચ૦ ॥ ૭ ॥ વાયક દો ચઉ ખટ અડેં ॥ ચિ૦ ॥ ખટચઉ દો એક સાર ॥ ચ૦ ॥ ગુરૂગમ થાપનથી ઘણા ॥ ચિ૦॥ ડુગડુગીના અધિકાર ॥ ચ૦॥ ૮ ॥ પારણાં અઠચાશી તપ સવી ॥ ચિ૦ ॥ માસ સત્તરદિન બાર ॥ ચ૦ ॥ ચાર વાર રતનાવલી ॥ ચિ૦॥ તો હોયે ચોસરો હાર ॥ ચ૦ ॥ ૯ ॥ કોઠા નવ નવ પણતિસેં ॥ ચિ૦ ॥ ત્રિક ઠામેં દોય દોય ॥ ચ૦॥ એ વિધિયેં કનકાવલી ॥

ચિ૦ ॥ એકે એકાવલી હોય ॥ ચ૦ ॥ ૧૦ ॥ લઘુ
ગુરૂ પદ સંયોજના ॥ ચિ૦ ॥ સિંહ નિકલિયા દોય
॥ ચ૦ ॥ શક્તિધરા તપ એ કરે ॥ ચિ૦ ॥ મુક્તા
વલી દોય મોય ॥ ચ૦ ॥ ૧૧ ॥ શક્તિ નથી તુ
જ એવડી ॥ ચિ૦॥ પણ તુજ યોગ્યતા જોય ॥ ચ૦॥
મંત્ર વિદ્યા તપસ્યા વિના ॥ ચિ૦ ॥ લક્ષ્મી ન પા
મે કોય ॥ ચ૦ ॥ ૧૨ ॥ તેણે તુમ આરાધન કરો ॥
ચિ૦ ॥ પરમેષ્ટી મહામંત્ર ॥ ચ૦ ॥ મહિમા ઘણો
શ્રુતમાં કહ્યો ॥ ચિ૦ ॥ એ સમો મંત્ર ન જંત્ર ॥ ચ૦
॥ ૧૩ ॥ અષ્ટકમલ દલ પાંખડી ॥ ચિ૦ ॥ કર્ણિકા
યે અરિહંત ॥ ચ૦ ॥ સિદ્ધાદિક ચઉ ચિહુ દિશે ॥
ચિ૦ ॥ વિદેશે ચૂલા થાપંત ॥ ચ૦ ॥ ૧૪ ॥ એ
ણી વિધે હૃદય કમલ ઠવી ॥ ચિ૦ ॥ જાપ જપો નવ
લક્ષ ॥ ચ૦ ॥ વિદ્યા ષોડશ અક્ષરી ॥ ચિ૦ ॥ દેવ
હોવે પ્રત્યક્ષ ॥ ચ૦ ॥ ૧૫ ॥ પ્રથમ બલિદાન દેવને
॥ ચિ૦ ॥ દેઈ જપે શુભવાસ ॥ ચ૦ ॥ અરિ કરી
સાગર કેશરી ॥ ચિ૦ ॥ ભૂત ભુજંગ ભય નાશ ॥ ચ૦
॥ ૧૬ ॥ પણ મુનિવેશે અમોઘ છે ॥ ચિ૦ ॥ તપ
આંબિલ ઉપવાસ ॥ ચ૦ ॥ સુરદર્શન દિન ત્રીજ
ની ॥ ચિ૦ ॥ ગાજનિસિ ન નિરાશ ॥ ચ૦ ॥ ૧૭ ॥

દ્રવ્યવેશ મુનિનો ધરી ॥ ચિં૦ ॥ ઊપગરણાં અનુરૂ
પ ॥ ચ૦ ॥ સકલ ક્રિયા શુદ્ધે કરે ॥ ચિં૦ ॥ જેમ
કરતા મુનિભૂપ ॥ ચ૦ ॥ ૧૮ ॥ સામુદાણી ગોચ
રી ॥ ચિં૦ ॥ વિગય ત્યજી ઉપવાસ ॥ ચ૦ ॥ પ્રથ
મ પછે નિર્લેપતા ॥ ચિં૦ ॥ કરે આંબિલ ષટ માસ
॥ ચ૦ ॥ ૧૯ ॥ વંછિત ફલ તસ સંપજે ॥ ચિં૦ ॥
રમણી ઋદ્ધિ વિલાસ ॥ ચ૦ ॥ આ ભવમાં સુખ
ભોગવે ॥ ચિં૦ ॥ પરભવ પુણ્ય પ્રકાશ ॥ ચ૦ ॥
૨૦ ॥ ત્રીજે ખંડેં મુનિવરેં ॥ ચિં૦ ॥ કહી અગી
યારમી ઢાલ ॥ ચ૦ ॥ વીર કહે ગુરૂવયણથી ॥ ચિં૦
॥ પામીયેં મંગલ માલ ॥ ચ૦ ॥ ૨૧ ॥

॥ દોહા ॥

॥ ધમ્મિલ ગુરૂવચણાં સુણી, હરખ્યો હૃદય મો
ઝાર ॥ માતપિતા બંધવ થકી, અધિકો ગુરૂ ઉપગાર
॥ ૧ ॥ ગુરૂ દીવો ગુરૂ દેવતા, ગુરૂથી લહીયેં નાણ ॥
આ ભવ સુખ સંપદ દીયેં, પરભવ કોડિ કલ્યાણ ॥૨॥
કર જોડી ગુરૂને કહે, મુજ આપો મુનિવેશ ॥ આચર
શું સૂધી ક્રિયા, સફલો તુમ આદેશ ॥ ૩ ॥ તવ ગુરૂ
મુનિવેશજ દિયે, મંત્ર તથા આશીષ ॥ કરી ઉપવા
સ ગુરૂ મુખેં, મંત્ર જપે અહોનિશ ॥ ૪ ॥

॥ ઢાળ બારમી ॥

॥ હાંરે હું તો જલ ભરવાને ગઇતી જમુનાતીર જો ॥ એ દેશી ॥ હાંરે હવે ધમ્મિલ મુનિવર વેશ ધરી કરી તામ જો, ઉપગરણાં દશ ચાર મુનિકેરાં ધરે રે લો ॥ હાંરે ષટ આવશ્યક પડિલેહણ શુભપરિણામ જો, વિધિયેં મંત્ર જપંતા ષોડશ અક્ષરેં રે લો ॥ ૧ ॥ હાંરે મન શુદ્ધિ ત્રિકરણ યોગેં તપ જપ પોષ જો, પ્રત્યાહારને ધારણ ધ્યેય દિશા વરી રે લો ॥ હાંરે તજી આધાકર્માદિક વલિ કેતા દોષ જો, સામુદાણી કરતા ફરતા ગોચરી રે લો ॥ ૨ ॥ હાંરે ષટપદ વૃત્તિ કરિ નિર્લેપક લિયે આહાર જો, ઉપવાસાંતર આંબિલ કરતા નિત્ય પ્રત્યેં રે લો ॥ હાંરેત્યજી ધૂમ્રદોષ તપ સઘલો ચઉવિહાર જો, એમ કરતાં ષટમાસ ગયા તપ વાધતે રે લો ॥ ૩ ॥ હાંરે તપ ચરણેં શોષિત માંસ રૂધિર નિજ કાય જો, પુણ્યેં પોષિત હિતકર ગુરૂ પાસેં ગયો રે લો ॥ હાંરે તિહાં સાધુવેશ તજી પ્રણમી ગુરૂપાય જો, ગુરૂઆશીષેં ચાલ્યો વન હસ્તી થઓ રે લો ॥ ૪ ॥ હાંરે પરિભ્રમણ કરંતાં ભૂતનું મંદીર દીઠ જો, તપ શ્રમ તાપ સમાવા, તાપન આથમ્યોરે લો ॥ હારે રયણી સુખ હેતેં ભૂત ઘરે સપ

વિકુ જો, સુતો ભરનિદ્રા એ ચિંતાયેં વમ્યો રે લો ॥ ૫ ॥ હાંરે તવ સુપનેં બોલે દેવ થઇ પરસન્ન જો, સુગુરૂવચન સુપસાયેં રહો સુખમાં સદા રે લો ॥ હાંરે સુણ ધમ્મિલ પરણીશ તું સુખમાંહી મગન્ન જો, બત્રીશ કન્યા ખેચર ભૂપ તણી મુદા રે લો ॥ ૬ ॥ હાંરે એમ અમીય સમાણી વાણી સુણિય કુમાર જો, જાગ્યા રે મુઉ માગ્યા મુઝ પાસા ઢલ્યા રે લો ॥ હાંરે ચિંતે સુર તૂઠા વૂઠા અમિજલધાર જો, નાઠા રે દિન માઠા શુભ દાહાડા વલ્યા રે લો ॥ ૭ ॥ હાંરે ગતશોક કોક રવિઉદયેં તેમ હરખંત જો, ચિંતે તપ મહિમા ચિંતામણિથી સરે રે લો ॥ હાંરે વલિ શાસ્ત્રેં નવધા સુપનવિચાર ભાખંત જો, અનુભવી સાંભલી દીઠી લહે સ્વપનાંતરેં રે લો ॥ ૮ ॥ હાંરે ત્રણ પગઇ વંકે દેખે સહુજ સભાવ જો, આરતિધ્યાનેં પડિયો ચિંતાસંભવે રે લો ॥ હાંરે વલિ પાપને ઉદયેં ધર્મતણે પરભાવ જો, દેવ દિયે સુપનાં એ તિગ સાચાં હુવે રે લો ॥ ૯ ॥ હાંરે એમ સુપનવિચારેં રાતિ ગઇ એક જામ જો, એણે અવસરેં તેણેં દ્વારેં રથ આવ્યો ચલી રે લો ॥ હાંરે રથ જોડ્યા ઉજ્જ્વલ ઘોડા વરીય લગામ જો, હાંકંતી એક નારી તિહાં કણે ઉતરી રે લો ॥ ૧૦ ॥ હારે રહિ

દ્વારે પૂછે કોણ છે ધમ્મિલ આંહિ જો, કુંવર કહે હું ધ
મ્મિલ આ બેઠો ઇહાં રે લો ॥ હાંરે ધીમે સા બોલી
જો છો ધમ્મિલ માંહિ જો, તો તુમ નારી બોલાવે રથ
બેઠી તિહાંરે લો ॥ ૧૧ ॥ હાંરે તવ ધમ્મિલ ચિંતે
સંકેતિક સંજોગ જો, મુઝ નામે બોલાવે કોઇક સુંદરી
રે લો ॥ હાંરે વનવ્યંતર દેવી અથવા ખેટવી જોગ જો,
પામી આવી વિષયાકુલ વિદ્યાધરી રે લો ॥ ૧૨ ॥ હાં
રે તેણે મૌનપણું કરી જાવું મુઝ નિરધાર જો, હુંહું કા
ર કરતાં વાત ખરી જડે રે લો ॥ હાંરે જેમ ખુની
પગલાં બગલાં સૌખ્યવિહાર જો, બોલંતાં શુક સારી
કા પંજર પડે રે લો ॥ ૧૩ ॥ હાંરે એમ ચિંતી ચૈત્ય
થકી નિકલીયો તેહ જો, તનમુખ ઢાંકી રથતુંડે બેઠો
જઇ રે લો ॥ હાંરે રથ બેઠી દીઠી કન્યા અપછરદેહ જો, હ
રખ્યો સા પણ સખીશું બહુ રાજી થઇ રે લો ॥ ૧૪ ॥
હાંરે તે કન્યા વચને રથ હાંકંત કુમાર જો, ચંપાપુરી
ને મારગ ચોંપે સંચરે રે લો ॥ હાંરે મારગ ચલતાં જે
જે પૂછે બહુ નારી જો, પડિઉત્તર નવિ દેવે તે હું હું
કરે રે લો ॥ ૧૫ ॥ હાંરે વાજીવિશ્રામણ લહિ જલઠા
મ વિશાલ જો, રાતી ગમાવણ થાક સમાવણ ઉત
રે રે લો ॥ હાંરે કાંઇ ત્રીજે ખંડે બોલી બારમી ઢાલ

જો, શ્રીશુભવીર કુમાર વિનોદ હૃદય ધરેરે લો ॥૧૬॥

॥ દોહા ॥

॥ નૃપકુંવરી નિજ ધાવશું, ઉતરીયાં જલઠામ ॥ સુંદરભૂમિ વિલોકિને, લિયે તરૂતલ વિશ્રામ ॥ ૧ ॥ જલ પાવણ દોય અશ્વને, જાવે જામ કુમાર ॥ કુંમરી દેખી તેહને, ચમકી ચિત્ત મઝાર ॥ ૨ ॥ નવિ જાણે એ તપથકી, દુર્બલ શ્યામ સ્વરૂપ ॥ પરદુઃખ ન લહે તસ્કરાં, વંધ્યા બાલક ભૂપ ॥ ૩ ॥ પંથ પવનશીતેં ઠરી, અગ્નિ પ્રજાલ્યો જામ ॥ સર્વાંગે દેખી કરી, કહે નિજધાવને તામ ॥ ૪ ॥

॥ ઢાલ તેરમી ॥

॥ કપૂર હોવે અતિ ઊજલો રે ॥ એ દેશી ॥ કુંવરી કહે કોણ કારિમો રે, મા એ મૂઢ ગમાર ॥ ડાંગે અંધારૂં કૂટીયું રે, લૂંટી હું ભર બાજાર રે ॥ ૧ ॥ માડી બડી રે બલા નર એહ, દીઠે દાઝે દેહ રે ॥ માડી બ૦ ॥ નબલાશું શ્યો નેહ રે ॥ મા૦॥ એ આંકણી ॥ ભૂખેં દાધી દેહડી રે, પ્રગટ નસાની જાલ ॥ સૂકો જાલેં કરોલિયો રે, શ્યામતનુ વિકરાલ રે ॥ મા૦ ॥ ૨॥ વસ્ત્ર મલિન તન મલ ભરચો રે, દીસે દારિદ્ર રૂપ॥

મૂકપરે હું હું કરે રે, દેખી પડે કોણ કૂપ રે ॥ મા૦ ॥ ૩ ॥ સંકેતિક નર કિહાં રહ્યો રે, કામદેવ અવતાર ॥ મનવલ્લભ હૃદયે ધરચો રે, જેમ મુક્તાફલ હાર રે ॥ મા૦ ॥ ૪ ॥ કિહાં સોવન પિત્તલ કિહાં રે, કિહાં મણિ ખંડિત કાચ ॥ રવિ ખજુઓ શશી રાહુ એ રે. કિહાં જૂઠ કિહાં સાચ રે ॥ મા૦ ॥૫॥ તે નર કોણએ આણીયો રે, બોલી ન જાણે વાચ ॥ રણમાં રાક્ષસ સમ મલ્યો રે, ભૂત પ્રેત પિશાચ રે ॥ મા૦ ॥ ૬ ॥ પીયરીયાં પાછલ તજ્યાં રે, બીજો મલિયો સંતાપ ॥ એકલાં રણમાં પ્રગટિયાં રે, પૂરવ ભવનાં પાપ રે ॥ મા૦॥ ૭ ॥ વસ્ત્રે શસ્ત્રે રથ સજ્યો રે, યોદ્ધારવ નર જાણ ॥ રત્ને ભરચો લિયો ડાબલો રે, કરવા ઘરમંડાણ રે ॥ મા૦ ॥ ૮ ॥ નીતિધર્મ રસ કેલિનાં રે, પુસ્તક રાખ્યાં સાથ ॥ ગાડીવાન હાલી જીશ્યો રે, ઝાલી ન જાણે હાથ રે ॥ મા૦ ॥ ૯ ॥ ચતુરશું ચિત્ત મિલાવડે રે, રંગ ભર રમે એક રાત ॥ કદીય સનેહી ન વીસરે રે, જો હોય માથે જાત રે ॥ મા૦ ॥ ૧૦ ॥ મૂરખ સાથે ગોઠડી રે, પગ પગ ક્લેશ વિઘાત ॥ તેથી મરણ રૂડું કહ્યું રે, કરી ગિરિઝંપા પાત રે ॥ મા૦ ॥ ૧૧ ॥ દુશમન પણ દાનો ભલો રે, વિ

મ ચોર કરે સાર ॥ વાંદરે રાયને મારિયો રે, મા મૂ
રખ હિતકાર રે ॥ મા૦॥ ૧૨॥ નજરેં દીઠો નવિ ગમે
રે, એ મૂરખ સંજોગ ॥ તો ઘરવાસ વિલાસના રે,
દૂરેં રહ્યા સંભોગ રે ॥ મા૦ ॥૧૩ ॥ ગેહ ભણી પાછી
વલું રે, નહી કોઇનું મુઝ કાજ ॥ બ્રહ્મચરજ ધરશું
સદા રે, લોકમાં વધશે લાજ રે ॥ મા૦ ॥ ૧૪ ॥ જ્ઞા
વ કહે વત્સ સાંભલો રે, મ ધરો મનમાં ખેદ ॥ જ્ઞા
નીનું દીઠું હોશે રે, તિહાં નહી કિશો વિભેદ રે બેટી ॥
મ મ કર બાલક બુદ્ધિ, છે તુઝ પુણ્ય વિશુદ્ધ રે ॥ બે
ટી મ૦ ॥ ૧૫ ॥ એ આંકણી॥ નૃપકન્યા વરી ભિક્ષને
રે, તેજ આનંદ ભૂપાલ ॥ કુષ્ટી વરચો મયણા સતી
રે, નીકલિયો શ્રીપાલ રે ॥ બે૦ ॥ ૧૬ ॥ સંકેતિક
નર નાવિયો રે, જૂઠ તણો ભંડાર ॥ કુંવારી કન્યા
તણા રે, બોલ્યા શત ભરતાર રે ॥ બે૦॥ ૧૭ ॥
તૃપ્તિ નહી ખારે જલેં રે, તેમ જૂઠાની વાત ॥ જૂઠસ
મો નહી પાપિયો રે, એકદિન કરે વિઘાત રે ॥ બે૦
॥ ૧૮ ॥ વિદ્યામંત્ર ફલે નહી રે, કૂડકપટનું ધામ ॥
જૂઠથી સુર રહે વેગલા રે, અણવિશ્વાસનું ઠામ રે ॥
બે૦ ॥ ૧૯ ॥ શ્યો ઘરવાસજ તેહશું રે, બોલે જસ
નહી બંધ ॥ શોલ શણગાર સતી તણા રે, નિ:

ફલ લહી પતિ અંધ રે ॥ બે૦ ॥ ૨૦ ॥ રૂડું થયું જે નાવિયો રે, દૈવેં મેલ્યો અન્ય ॥ સોનું કશે માણસ વસે રે, જાણીયેં ધન્ય અધન્ય રે ॥ બે૦ ॥ ૨૧ ॥ રૂપ દેખી રાચી રહે રે, ન કરે પરીક્ષા સાર ॥ જાય જન્મારો ઝૂરતાં રે, ભુચ્છ મલે ભરતાર રે ॥ બે૦ ॥ ૨૨ ॥ આચારેં કુલ જાણિયેં રે, સંભ્રમ સ્નેહ જણાય ॥ ભોજનવાત વપુ કહે રે, વાતથી સર્વ કલાય રે ॥ બે૦ ॥ ૨૩ ॥ ગેહ ભણી જાતાં થકાં રે, હોશે હાંસી હાણ ॥ માત પિતાદિ પરાભવે રે, જીવિત દુઃખની ખાણ રે ॥ બે૦ ॥ ૨૪ ॥ બોલાવે માલૂમ પડે રે, જુઓ બોલે શ્યા બોલ ॥ દેશ કલા કુલ જાણીને રે, આપણ કરશું તોલ રે ॥ બે૦ ॥ ૨૫ ॥ ત્રીજે ખંડેં એ કહી રે, તેરમી ઢાલ રસાલ ॥ શ્રીશુભવીર. કુંવર તણો રે, પુણ્ય ઉદય ઉજમાલ રે ॥ બે૦ ॥ ૨૬ ॥

॥ દોહા ॥

॥ધાવ વચન સુણિ શીખનાં, ખેદ ભરી અકલાય ॥ મન ચિંતે સંકટ પડી, વાઘ નદીનેં ન્યાય ॥ ૧ ॥ તરૂ અંતર કુમરેં સુણી, વાત ઉભયની ત્યાંહિ ॥ ચિંતે ચિત્ત જોઉં પારખ્યું, દેવવચનનું આંહી ॥ ૨

સખી સાથે બોલાવતી, તસકુમરી તેણી વાર ॥ પૂછે તુમ કોણ દેશ કુલ, કેમ અમ સાથ વિહાર ॥ ૩ ॥ કોણ દેશે જાવા તણો, છે તુમચો ઉદ્દેશ ॥ શાસ્ત્રકલા શી શી ભણ્યા, કહો એ વાત અશેષ ॥ ૪ ॥

॥ ઢાલ ચોદમી ॥

॥ રાગ પરજીયો ॥ ધિગ ધિગ ઢુંઢક ધર્મને ॥ અથવા ફુટરે પડયો તેરો પીસણો ॥ એ દેશી ॥ ॥ કુંવર કપટસેં બોલીયો રે, મેરા કામરૂ દેશ ॥ ફરતે ફરે અમ એકિલે, કરી નવ નવ વેશ ॥ ૧ ॥ કરણી ફકીરી કયા દિલગિરી ॥ એ આંકણી ॥ હાલી મેં હરિપુર સેહેરકા રે, નહી માયને બાપ ॥ જોરૂ જુલમ મેનેં ના કીયા, બડા હુવે સંતાપ ॥ ૨ ॥ ક૦ ॥ સગે સણીજજે ઘર કયા કરે રે, હમ જુલમી લોક ॥ ખાનાં પીનાં કરૂં હાથસેં, ફેર દેવેબી લોક ॥ ૩ ॥ ક૦ ॥ સ્નાન માસ ખટઅંતરેં રે, વરસેં દોય વાર ॥ કપડે બી યા રીત ધોવણાં, નહિં ફુરસત લગાર ॥ ૪ ॥ ક૦ ॥ ભૂત સેતાનકે દેવલે રે, હમ રેહતે રાત ॥ દિનમેં દિવાના હો રહે, કહું કયા બુનિયાત ॥ ૫ ॥ ક૦ ॥ ઓર કલા ન પિછાનિયેં

રે, મતિ વિકલ ગમાર ॥ મોર કલા વનમેં ધરે, એક દેખીયેં સાર ॥ ૬ ॥ ક૦ ॥ શાસ્ત્ર પઢે બકવા કરે રે, જેસા લવરી ખોર ॥ ગોવાલ હમ ઊસેં કયા કરે, નિત્ય ચારંત ઢોર ॥ ૭ ॥ ક૦ ॥ ઊનમેંસી ઢોર કેતે બેચીકે રે, લિએ પેસે હજાર ॥ ઓબી જૂગટ ખેલમેં ગએ, નહી ખાયે લગાર ॥ ૮ ॥ ક૦ ॥ ખાવનનેં ફેર મુઝે ના દીયાં રે, પશુ ચારણ ઘાસ ॥ કોઇ રખે નહી નોકરી, નહિ કવડી બી પાસ ॥ ૯ ॥ ક૦ ॥ ખ્યાલ તમાસા દેખતે રે, રહે ફિરતેહી ગામ ॥ ઠામ ઠેકાણાં નહી કિશ્યાં, મેરા કાબેલ નામ ॥ ૧૦ ॥ ક૦ ॥ જંગમ જંગલ જોગટે રે, જેસેં ખાખીહી લોક ॥ કરતે મોજ મસ્તાઇમેં, નાહી કિસીકા શોક ॥ ૧૧ ॥ ક૦ ॥ તુમ સમ ઓરત જે મલે રે, ઉસેં કરતેં બી હાથ ॥ વેચી વિદેશેં કરૂં દોકડા, રમું વેશ્યાકી-સાથ ॥ ૧૨ ॥ ક૦ ॥ રોટી પકાના હાથેં પડે રે, અબ તું મલી નાર ॥ ખાનાં પીનાં મુજે જો દીયે, રખું તુઝે ઘર બાર ॥ ૧૩ ॥ ક૦ ॥ બંટી બાવટા લાયગે રે, પીસો નિત્ય તીન શેર ॥ રોજી ચલેંગી જન તીનકી, મત જાનોગે ફેર ॥ ૧૪ ॥ ક૦ ॥ કુંવરી કહે દાધા પરી રે, તેરા બોલ હેલૂણ ॥ વેશ ફકીરી તેરી જલ

ગઇ, તુમ હોતા હે કૂણ ॥ ૧૫ ॥ જલરે ગઇ ગઇતેરી જિંદગી ॥ એ આંકણી ॥ લાલ લાલજેસી તોરી અંખીયાં રે, જેસી જલતી મશાલ ॥ મેં હું બડી કુલબેટીયાં, તુંહી હાલી હમાલ ॥ ૧૬ ॥જલ૦॥ ભૂતદેવલ વસતો ફરે રે, તુંહી આપેંહી ભૂત ॥ જુલમી હુવો તો હમ કયા કરે, સુણ રંકેકે પૂત ॥૧૭॥ જ૦ ॥ શાસ્ત્રકલા વિકલા નહી રે, ઢોર ચારે સો ઢોર ॥ ગોવાલ હમઘર બોહોત હે, નહી તુમ સમ ચોર ॥૧૮॥ જ૦॥ મૂરખરાજ કચેરીયેં રે, જુએ હસ્તીવદન ॥ દોનું પુચ્છ મુખ ના મલે, સુણી સ્વામી પ્રચ્છન્ન ॥ ૧૯॥ જ૦ ॥ પરઠી લાંચ દૂરેં ગયે રે, હુઇ લોકમેં હાંસિ ॥ તુંબી બડે એસે મૂરખે, વિણ વિદ્યા વિલાસ ॥ ૨૦ ॥ જ૦ ॥ તેરી જિંદગાની ગઇ ઝૂલમેં રે, બડા વ્યસની હરામ ॥ સંગ તજે દૂર સજ્જના, રહે પાસેં ન દામ ॥ ૨૧ ॥ જ૦ ॥ જોગીપરેં ફરે જંગલેં રે, તેરે કીસીકા શોક ॥ ચિંતાચતુર ઘટમેં વસે, નહી મૂરખ લોક ॥ ૨૨ ॥ જ૦ ॥ ઓરત વેચીવિદેશમેં રે, નહી ખત્રીકી જાત ॥ બહુત ઊંદર બિલ દેખીયેં, હોત અહી બિલ વાત ॥ ૨૩॥જ૦॥ રાંક મુજે તું કયા કરે રે, બડો સતી હું નાર ॥ રાજસુતા મેરા હાતકી, નહી દેખી તરૂવાર ॥

૨૪ ॥ જ૦ ॥ બંટી બાવટા તું ભખે રે, તોરી પીસે
ગી માય ॥ ખાનાં પીનાં દેઊં નોકરી, જબ સેવંગા
પાય ॥ ૨૫ ॥ જ૦ ॥ લૂંચે હરિકી કેસરા રે, લગે ખ
ડ્ગને ન ધાય ॥ જલણ બિચેં કોઊ ના જલે,
મણિ ફણીકા ગ્રહાય ॥ ૨૬ ॥ જ૦ ॥ તાલપુટેં કોઇ
ના મરે રે, પણ સતીઆંકે સાપ ॥ જીવે ન મંત્ર વિ
દ્યાધરા, એસી મેરીભી છાપ ॥ ૨૭ ॥ જ૦ ॥ ખં
ડ ત્રીજે સંવાદની રે, કહી ચઊદમો ઢાલ ॥ વીર ક
હે સતી ના બીહે, લહે લક્ષ્મી વિશાલ ॥ ૨૮॥ જ૦ ॥

॥ દોહા ॥ ॥

॥ કુંવર સુણી ચિત્ત ચિંતવે, દ્રવ્ય સહિત
લી નાર ॥ પણ ચિત્તભીંજે એહનું, સફલ હુએ સ
સાર ॥ ૧ ॥ જલગિરિ ભેદે અનુક્રમે, કપટેં શત્રુ હણા
ય ॥ કારજ સિદ્ધે વિનયથી, અનુક્રમે સઘલું થાય ॥
૨ ॥ વચન વિવાદ ન કીજીએં, ચલીયેં તસ મન
રીત ॥ અનુક્રમેં વશ કીજીયેં, ન હોય પરાણે પ્રીત
॥ ૩ ॥ વયણે મધુરતા રાખવી, કટુક વચન કરી દૂર
॥ જસ મન ગમતું બોલીયેં, તો હોય તેહ હજૂર
॥ ૪ ॥ જીભા કર કછોટડી, એ ત્રણે વશ હુંત ॥ સ

જન ચાલે મલપતા, દુર્જન કાહુ કરંત ॥ ૫ ॥ ઉ
ગુ શીતલ વરસાઋતુ, ઝગડો કરતા દેવ ॥ ભૂતલ
પાવી એક ઘરે, પ્રશ્ન કરે તતખેવ ॥ ૬ ॥ કટુક વ
ચન વહૂનાં સુણી, દીયે શીક્ષા સુર તાસ ॥ સાસુ
વખાણી તિગ ઋતુ, લહે સુર સુણી ઉલ્લાસ ॥૭॥ વ
સ્ત્રાભૂષણ સાસુને, દીયે દેવો ધરી પ્રેમ ॥ હરખ્યા
સુર સ્વર્ગે ગયા, અમે પણ કરશું તેમ ॥ ૮ ॥ ધા
વ કહે બેટી સુણો, પંથે કરી થિર ચિત્ત ॥ એ નર
સાથે ચાલવું, આપણ કાર્યનિમિત્ત ॥ ૯ ॥ રણ ઉ
તરી ચંપા જઇ, કરશું સઘલો તોલ ॥ તુઝ ઇચ્છાયે
સંપ્રતિ, કડુઆં વચન ન બોલ ॥ ૧૦ ॥ એમ સુણી
મૌનપણે રથે, બેઠાં બેહુ સુજાણ ॥ કુંવર હુકમ કુ
મરી તણે, જોતરીયાં કેકાણ ॥ ૧૧ ॥

॥ ઢાલ પન્નરમી ॥

॥ સુંદર પાપસ્થાનક તજો શોલમું ॥ એ દેશી ॥

॥ સુંદર કુંવરે રથ હલકારીયો, જાતાં પંથ વિ
ચાલ હો ॥ સુંદર એક વનમાં જઇ ઉતરયાં, દે
ખી સરોવર પાલ હો ॥ સુંદર તપ મહિમા મન
સદ્દહે ॥ ૧ ॥ એ આંકણી ॥ સુંદર ભોજન વેલા

ત્યાંહાં થઇ, રસવતી ધાવ નીપાય હો ॥
સુ૦ ॥ સ્નાન ભોજન કરી સહુ જણાં,
રથ બેસી કરી જાય હો ॥ સુ૦ ॥ ૨ ॥ સુ૦ ॥ નિ
ર્ભય નદીયો નીહાલતાં, ગિરિવર વન આરામ
હો ॥ સુ૦ ॥ પાછલે પોહોરેં પામિયો, ચરમા નામેં
ગામ હો ॥ સુ૦ ॥ ૩ ॥ સુ૦ ॥ કુંવર કહે દોય ના
રીનેં, રેહેજો તુમેં વનમાંહી હો ॥ સુ૦ ॥
ઠામ ઊતારાનું કરી, વેગેં આવીશ આંહી હો
॥ સુ૦ ॥ ૪ ॥ સુ૦ ॥ એમ કહી રથ સાથેં ઠવી,
ગામમાં ચાલિયો કુમાર હો ॥ સુ૦ ॥ ગામનો સ્વા
મી દેખીયો, પરવરિયો પરિવાર હો ॥ સુ૦ ॥ ૫ ॥
સુ૦ ॥ અશ્વ ગ્રહી ઉભા સહુ, કુમરેં દીઠા તામ હો
॥ સુ૦ ॥ ગામ ધણીને પૂછતા, કુંવર કરીય સલાં
મ હો ॥ સુ૦ ॥ ૬ ॥ સુ૦ ॥ દરદ કિશું છે કીશોર
નેં, શ્યો પ્રતિકારજ કીધ હો ॥ સુ૦ ॥ તે કહે ક્ષેત્રકૂ
પેં ગયા, તિહાં લોહકંટકવિદ્ધ હો ॥ સુ૦ ॥ ૭ ॥
સુ૦ ॥ નહી કોઇ ઇહાં પ્રતિકારીયો, શલ્યછે પેટ મઝા
ર હો ॥ સુ૦ ॥ જો જાણો તો સજ્જ કરો, માનશું તુ
મ ઉપગાર હો ॥ સુ૦ ॥ ૮ ॥ સુ૦ ॥ ક્ષેત્રની માટો
અણાવતો, જોઇ કુંવર તેણી વાર હો ॥ સુ૦ ॥ તન

લેપો વડી દો પછે, મૂકો અંગુલ ચાર હો ॥ સુ૦ ॥ ૯ ॥ સું૦ ॥ ફેરવ્યો ચમક સકલ તનુ, તે પણ ઠરી યો ત્યાંહી હો ॥ સુ૦ ॥ ફાડી પ્રદેશને કાઢીયો, શલ્ય દીયો કરમાંહી હો ॥ સુ૦ ॥ ૧૦ ॥ સું૦॥ વ્રણ સંરોહિણી ચોપડી, સજ્જ કીયો તુરગેશ હો ॥ સુ૦ ॥ ગ્રામેશ તૂઠો પૂછતો, ભાઈ જવું કિયે દેશ હો ॥ સું૦ ॥ ૧૧ ॥ સુ૦ ॥ ધમ્મિલ કહે પૂર્વદિશે, પણ છે માણસ બાર હો ॥ સુ૦ ॥ ગ્રામેશ સુણી આગ્રહ કરી, તેડી લાવ્યા તેણિ વાર હો ॥ સું૦ ॥ ૧૨ ॥ સું૦ ॥ વરવસતીયેં ઉતારીયાં, રથ ઘોડા પણ પાસ હો ॥ સું૦ ॥ સેવાભક્તિ બહુ સાચવે, રાત્રિ વસ્યા સુખવાસ હો ॥ સુ૦ ॥ ૧૩ ॥ સું૦ ॥ વંછિત નર અણ પામવે, ઉજાગરો ભર ખેદ હો ॥ સું૦ ॥ સૂતી કુમરી નિદ્રા ભરે, પૂછે કુંવર તસ ભેદ હો ॥ સું૦ ॥ ૧૪ ॥ સું૦ ॥ ધાવ કહે માગધપુરે, અરિદમણ ભૂપાલ હો ॥ સુ૦ ॥ વિમલાનામે તસ સુતા, રૂપકલા ભંડાર હો ॥ સું૦ ॥ ૧૫ ॥ સું૦॥ ધાત્રી હું કમલાભિધા, મુજ સાથે બહુ નેહ હો ॥ સું૦ ॥ નિર્દય નર દેખી કરી, થઇ નરદ્વેષિણી તેહ હો ॥ સું૦ ॥ ૧૬ ॥ સું૦ ॥ જેમ તેમ નર દેખી લવે, પા

મી જોબન વેશ હો ॥ સું૦ ॥ રાજમારગ કરી મેહેલ
માં, રાખે પુત્રી નરેશ હો ॥ સું૦ ॥ ૧૭ ॥ સું૦ ॥ અ
ન્યદિને પુર વાસિયો, સમુદ્રદત્ત સથ્થવાહ હો ॥સું૦
॥ તસ સુત ધમ્મિલનામ છે, ગુણકલા રૂપ અથાહ
હો ॥ સું૦ ॥ ૧૮ ॥ સું૦ ॥ પંથે જતો તે દેખીને, અં
ગેં વ્યાપ્યો કામ હો ॥ સું૦ ॥ રક્ત થઈ સખીયો પ્ર
ત્યે, પૂછી તેહને ધામ હો ॥ સું૦ ॥ ૧૯॥ સું૦ ॥ મો
કલી સખી તસ એમ કહે, પરણો સ્વામિની મુઝ હો
॥ સું૦ ॥ ધમ્મિલ કહે હું વાણીયો, ન ઘટે વાત એ
ગુઝ હો ॥ સું૦ ॥ ૨૦ ॥ સું૦ ॥ કેમ પરણું નૃપનંદિ
ની, કહે સખી પરણો એકાંત હો ॥ સું૦ ॥ પરદેશેં
જઈ બેહુ રહો, નહિતો કરે તનુઘાત હો ॥ સું૦ ॥
૨૧ ॥ સું૦ ॥ વલતું દયાયેં તે કહે, જો છે વિમલા પ્રે
મ હો ॥ સું૦ ॥ ભૂતઘરેં અમો આવશું, સંકેત કી
ધો એમ હો ॥ સું૦ ॥ ૨૨ ॥ સું૦ ॥ સખીવયણેં વિ
મલા તિહાં, પૂછે મુઝને વાત હો ॥ સું૦ ॥ મે ધા
ર્યો નર નવિ ગમે, એહ દિશ્યો ઉત્પાત હો ॥ સું૦॥
૨૩ ॥ સું૦ ॥ તસ મન ગમતું મેં કહ્યું, જુગતેં જો
ડ એ હોય હો ॥ સું૦ ॥ રથ બેસી નિશિ આવીયાં,
ભૂતઘરેં અમેં દોય હો ॥ સું૦ ॥ ૨૪ ॥ સું૦ ॥ તેહ

સોભાગી ન આવીયો, દૈવ સંજોગેં ત્યાંહિ હો ॥ સુ૦ ॥ મેં બોલાવ્યો બોલીયો, તેણે નામેં તું માંહી હો ॥ સુ૦ ॥ ૨૫ ॥ સુ૦ ॥ તેણે રાગેં તુઝ દેખીનેં, કહર૫ પામી ત્રાસ હો ॥ સુ૦ ॥ મુઝ વયણેં આવી ઇહાં, સુતી નાખી નિસાસ હો ॥ સુ૦ ॥ ૨૬ ॥ સુ૦ ॥ કમલા વચન કુમરેં સુણી, નિજવીતક કહે તાસ હો ॥ સુ૦ ॥ કુંવર કહે કર જોડીનેં, મુઝ એહશું ઘરવાસ હો ॥ સુ૦ ॥ ૨૭ ॥ સુ૦ ॥ મુઝ વશ કરવી તુમ ઘટે, ભૂલું ન તુમ ઉપગાર હો॥ સું૦॥ સુખ ભર સૂતાં બેહુ જણાં, કરીનિજ કોલ કરાર હો ॥ સુ૦ ॥ ૨૮ ॥ સું૦ ॥ ત્રીજો ખંડ પૂરણ થયો, પન્નરમી તસ ઢાલ હો ॥ સુ૦ ॥ વીર કહે શ્રોતા ઘરેં, હોજો મંગલ માલ હો ॥ સુ૦ ॥ ૨૯ ॥

॥ ચોપાઇ ॥

॥ ખંડ ખંડ જેમ ઇક્ષુખંડ, મીઠી ધમ્મિલ હિંડ અખંડ ॥ શ્રીશુભવિજય સુગુરૂથી લહ્યો, પુણ્ય ઉદય હવે આગલ કહ્યો ॥ ૩૦ ॥ ઇત્યાચાર્ય શ્રી વિજયસિંહસૂરિસંતાનીયપંડિત શ્રીજશોવિજય ગણિશિષ્ય પંડિત શ્રી શુભવિજય ગણિશિષ્ય પંડિત શ્રીવીરવિજય ગણિવિરચિતે શ્રી ધમ્મિલ

ગારેં પ્રીતિ ભરાવ રે ।। વોલાવાં પાછો વલ્યા, વસ્ત્ર
દિક દેઇ સિરપાવ ।। ના૦ ।। ૪ ।। પંથ ચલંતાં અનુક્ર
મેં, ભવજલ નિધિસમ ભયકાર રે ।। ચોર ચરડ વૃક
ભય જિહાં, એહવી પામી કંતાર ।। ના૦ ।। ૫ ।। ગુરૂદ
ત્ત મંત્ર હૃદયેં જપે, ષોડશ અક્ષર મહા ભાગ રે ।। રણ
માં પંથ વચેં પડ્યો, એક દીઠો ફણિધર નાગ ।। ના૦
।।૬ ।। વિષધર ફૂંફાડે કરી, બહુ ઊડે ગગનેં ખેહ રે ।।
મેઘઘટા કાજલ જિસી, કાંઇ દીપે કાલી દેહ ।। ના૦ ।।
૭ ।। ગુંજાર્ધરાગ રત્તનયનાં, ડક ડક ગુંજા વાય રે ।।
જીભ જુગલ લલકારતો, રથ દેખી સાહામો ધાય ।।ના૦
।। ૮ ।। તે દેખી માતા સુતા થઇ, ચિત્તમાંહી ભય
ભ્રાંત રે ।। રજ્જુપરેં પુચ્છેં ગ્રહી, નાખે ધમ્મિલ એકાંત
।। ના૦ ।। ૯ ।। નરમૃગ મંસ રૂધિર ભરયા, જીભાવ
રણ મેદાન રે ।। વિજલી જ્યું નયણાં ઝગે, તનુ પીલે
ચિત્રક વાન ।।ના૦।।૧૦।। કેશર વરણી કેશરા, ઝલકંતી
અગ્નિની ઝાલ રે ।। કુંડલિયાલે લાંગુલેં, ઉચ્છલતો દેવે
ફાલ ।। ના૦ ।। ૧૧ ।। વદન ફાડ ગિરિ કંદરા, ધુધુઆટા
ભીષણ જાસ રે ।। વિમલા વલગી ધાવ્યને, હરિ દેખી
પામી ત્રાસ ।। ના૦ ।। ૧૨ ।। ધમ્મિલ રથથી ઊતરી, ક
હે મ ધરો ભય તિલમાત રે ।। હું નરસિંહની આગલેં,

એસિંહપશુ કોણ માત ॥ ના૦ ॥ ૧૩॥ ૫ પરમેષ્ટિ પ્રભાવથી, થયો અષ્ટાપદ સમરૂપ રે॥ નાઠો સિંહ વના તરેં, જેમ તસ્કર દેખી ભૂપ ॥ ના૦ ॥ ૧૪ ॥ વનહસ્તી પર્વત જીસો, રણમાં દીઠો વિકરાલ રે॥ દુર્દિન સમ ગુલ ગુલાય શબ્દેં, મદઝર દંત વિશાલ ॥ ના૦ ॥ ૧૫ ॥ કુંવર કહે કમલા જુઓ, ગજ ખેલાવું ઘડી દોય રે ॥ રથ ઊતરી સન્મુખ ગયો, વિમલા ચિત્ત રંજન સોય ॥ ના૦ ॥ ૧૬ ॥ વસ્ત્ર બિછાઇ હકારીયો, પૂંછે વલગીને ભમાય રે ॥ કૂદડીયેં થાકો કરી, થઇ ગલીયો ભૂમિ પડાય ॥ ના૦ ॥૧૭॥ દંતોશલ પગ દેઇનેં, ચઢી દીયે ઊપર ઘન ઘાય રે ॥ આરડતો ગજ ઉઠીને, ગિરિ વનમાં ભાગો જાય ॥ ના૦ ॥ ૧૮ ॥ બેહું નારી વિસ્મય લહી, રથ હાંકી કુંવર તે જાય રે ॥ અરણ મહિષ મોહોટો ભયકારી, અશ્વ ઊપર તે ધાય ॥ ના૦ ॥ ૧૯ ॥ રથ લેઇ જાલાંતરે, જઇ કુંવર કરે સિંહનાદ રે ॥ મહિષ જીવ લેઇ નાસિયો, જેમ મુનિ જ્ઞાનેં પરમાદ ॥ ના૦ ॥ ૨૦ ॥ પાછલી રાત્રેં ચાલતાં, અર્જુન સેનાપતિ દાઠ રે ॥ ભિલ્લ વૃંદ લેઇ લુંટવા, આવ્યો કિકિઆટે ધીઠ ॥ ના૦ ॥ ૨૧ ॥ ધીર

જ દેઇ બેહુ નારીનેં, રથમાંથી લેઈ હથીયાર રે ॥ પરમેષ્ટિ સમરણ કરી, રણ ચઢિયો તેહ કુમાર ॥ ના૦ ॥ ૨૨ ॥ શક્તિ ફલક એક ભિલ્લનું, હણી કીધું કુમરેં હાથ રે ॥ યુદ્ધ કરત ભાગા સવે, તવ ઉઠયો અર્જુન નાથ ॥ ના૦॥૨૩ ॥ ગર્જતા બેહુ ઝુઝતા, છલે શકિત ફલે હણ્યો તાસ રે ॥ ભાગા ભિલ્લ અનાથથી, જેમ પવનેં ઉડ્યું ઘાંસ ॥ ના૦ ॥ ૨૪ ॥ આવી રથ બેસી ચલે, તવ કમલા કહે સુણ વચ્છરેં ॥ રાંક નથી રાજા થશે, જેમ જલધિ રોહિત મચ્છ ॥ ના૦ ॥ ૨૫ ॥ હાલીને ગોવાલનીજે, કહિ વાતો તે જૂઠ રે ॥ શ્રેષ્ઠિસુત ક્ષત્રી જીસો, પ્રત્યક્ષ કલાએં દીઠ ॥ ના૦ ॥ ૨૬ ॥ તવ વલતું વિમલા વદે, તું બોલી પામી લાગ રેાામ કરીશ વિરૂધ્ધ એ વાતડી, હું હંસ લીયે છે કાગ ॥ ના૦ ॥ ૨૭॥ એમ કરતાં પંથે જતાં, ગઈ વિપ્ર રૂપ એ રાત રે ॥ સરોવર કાંઠે ઉતરચા, રવિ ઉદય થયો પરભાત ॥ ના૦ ॥ ૨૮ ॥ મુખ તન શુદ્ધિ સહુ કરે, ગંગોદક સમ લહી નીર રે ॥ ચોથે ખંડે પેહેલી એમ, ઢાલ કહે શુભવીર ॥ ના૦ ॥ ૨૯ ॥

॥ દોહા ॥

॥ એણેં અવસર તિહાં સાંભલ્યા, વાજિત્ર બહુ
લા નાદ ॥ શંખ પડહ ભેરિ ઝલ્લરી, સરણાઈના સા
દ ॥ ૧ ॥ કલકલ શબ્દ સુભટ ઘણા, ધ્વજ લઘુ ગુ
રૂ શોભિત ॥ મૃત તસ્કર બલ જાણીનેં, થઈ રમણી
ભયભીત ॥ ૨ ॥ કુંવર કહે નવિ ભય ધરો, મુજ
બેઠાં લવલેશ ॥ એમ કહેતાં તિહાં આવિયો, એક પુ
રૂષ શુભ વેશ ॥ ૩ ॥ પરિકર થોડે પારેવરચો, વિનય
કુશલ તસ નામ ॥ કર જોડીનેં વીનવે, કુંવરને ક
રી પ્રણામ ॥ ૪ ॥

॥ ઢાલ બીજી ॥ રાગ ખંભાયતી ॥
॥ હવે શ્રીપાલ કુમાર, વિધિપૂર્વક મજ્જન કરે
જી ॥ એ દેશી. ॥

॥ વિનય કુશલ કહે એમ, અચરિજ વાત તમેં
કરી જી ॥ રાત્રે એકણુ પિંડ, શબરસેના દૂરેં હરી જી
॥ ૧ ॥ અર્જુન તસ્કર નાથ, અમ નૃપશું શત્રુપણું
જી ॥ તે તુમેં હણીયો જાણ, અમ રાજા હરખ્યો ઘ
ણું જી ॥ ૨ ॥ અસનપાલ છે આંહી, અંજનગિરિ તે
જે હશે જી ॥ અજિતસેન ભૂપાલ, પલ્લીપતિ સોહો

ટો વસે જી ॥ ૩ ॥ તુમને મલવા હેત, આવે છે ભટ સંકુલે જી ॥ ખબર કરેવા તુમ, મુજ મોકલીયો આ ગલેં જી ॥ ૪ ॥ એણે અવસર નૃપ ત્યાંહી, આવ્યા સૈન્યેં પરવરી જી॥ વિનયેં પ્રણમે પાય, કુંવર રથથી ઊતરી જી ॥ ૫ ॥ આલિંગન કરી દોય, મલિયા બહુલ હર્ષ ભરે જી ॥ પલ્લીપતિ કહે વત્સ, ભલેં પધારયા અમ ઘરેં જી ॥ ૬ ॥ ચોર સેના પતિ દુષ્ટ, અર્જુનનો ઇહાં ભય ઘણો જી ॥ જાતાં સદેશી પંથ, ધન હરે પરદેશી તણો જી ॥ ૭ ॥ પંથ તજી અન્યમાર્ગ, સઘલા લોક તે સંચરે જી ॥ તિહાં પણ સૂતા સાથ, તેહ તણા જીવિત હરે જી ॥ ૮ ॥ નિર્ભય સુવહતે પંથ, કરતાં યશ પસરયો ઘણો જી ॥ અચરિજ કીધી વાત, એકલે તેં અર્જુન હણ્યો જી ॥ ૯ ॥ મુજ વૈરી હણનાર, સાંભલી તૂઠો તુજ પરી જી ॥ તુજ દર્શન અભિલાષ, આવીયો હું હર્ષે કરી જી ॥ ૧૦ ॥ તુજ સાહસિક નહિ પાર, પુણ્ય ઉદય મોહોટો ઘણો જી ॥ કુંવર કહે ગુરૂદેવ, મહિમા એ નહી મુજ તણો જી ॥ ૧૧ ॥ રાય કહે વત્સ આંજ, પાઉં ધારો મુજ મંદિરેં જી ॥ જોવા ઊભા લોક, એમ કહી અશ્વર તન ધરે જી ॥ ૧૨ ॥ તુરગ ચડી નૃપ સાથ, બહુ અ

સવારે પરિવરચા જી ॥ કમલસેના રથમાંહી, વાજિ ત્ર નાદ અલંકરચા જી ॥ ૧૩ ॥ બેઠી પાલખી માં હે, વિમલા જાણે અપ્સરા જી ॥ ચામર ઢાલે દોય, દાસી બીજી સહચરા જી ॥ ૧૪ ॥ એમ મોહોટે મ ડાણ, તિહું જણ પધરાવ્યાં ઘરે જી ॥ ગીત ગાન બહુ માન, ખાન પાન ભક્તિ કરે જી ॥ ૧૫ ॥ કમલ સેના કહે વત્સ, ભાગ્યશાલી-નર એ મલ્યો જી ॥ જો તું સમઝે કાંઇ, માનું જન્મ સફલ ફલ્યો જી ॥ ૧૬ ॥ વિમલસેના કહે માય, વારંવાર મુઝ ભોલવે જી ॥ જેમ ધન શેઠને ધૂર્ત્ત, જૂઠ કથા કહી રીઝવે જી ॥ ૧૭ ॥ ઉજ્જેણીએં ધન શેઠ, નવ્ય કથા પ્રિય તિહાં વસે જી ॥ આપે સોનઇયો એક, સુણિય અપૂર્વ કથા રસેં જી ॥ ૧૮ ॥ એક દિન ધૂરત વાત, ભાંખે ચહુટે હું ગયો જી ॥ દશ મણનું ચિંતાક, પાચવતો નર દેખીયો જી ॥ ૧૯ ॥ જોવા ગયો સુણી શેઠ, ધૂર્તને ઘર બેસારીને જી ॥ પૂછે કૂપોદક શીશ, કહે ઠગ મદના નારીને જી ॥ ૨૦ ॥ રંભા સમી એક નાર, સાથે તુમ પિયુ ખેલતા જી ॥ દેઇ મુજ તંબોલ, ઘર સોંપી ચહુટે જતા જી ॥ ૨૧ ॥ ઠ ગમુખની સુણી વાત, બેઠું કોડી ભૂતળે જી ॥ મદના ચહુટા માંહી, શેઠને જઇ વલગી ગલે જી ॥ ૨૨ ॥

છાંટી કચરો ધૂળ, બોલે મા તુજ કિહાં ગઇ જી ॥ કર
તા વલગા ઝુંમ, દંપતી બહુ રાંટી થઈ જી ॥ ૨૩ ॥
અડક્યો માતંગ ત્યાંહી, અભડાણાં નદીએં ગયાં જી
॥ શેઠ તણી લઘુ બેહેન, આવી ઘેર ઠગ પૂછીયા જી
॥ ૨૪ ॥ પુત્ર મુઓ કહે ધૂર્ત, દંપતી સમશાને વ
ળ્યાં જી ॥ સા સુણી રોતી જાય, ભીનેં વસ્ત્રે બેહુ મ
ળ્યાં જી ॥ ૨૫ ॥ નણદી રોતી દેખી, ભોજાઇ પણ
રોઇ પડી જી ॥ શેઠેં મેહેલી પોક, સજ્જન વર્ગ આવ્યાં
ચડી જી ॥ ૨૬ ॥ રોઈ કૂટી ગેહ, બેઠા બિછાણાં પાથ
રી જી ॥ કહે ઠગ દીઓ દીનાર, કેસી કથા મેં ઓચ
રી જી ॥ ૨૭ ॥ લોક સુણી કહે હાસ્ય, શેઠ મૂરખ
ઉઠ્યો હસી જી ॥ ધૂર્તને દેઈ દીનાર, જઈ ઘરમાં બેઠો
ખુશી જી ॥ ૨૮ ॥ હું નહી તેહવી નાર, તુજ વચ
ણેં રીઝું ખરી જી ॥ એ ભિક્ષુકશું પ્રીતિ, મેં મનથી
દૂરેં કરી જી ॥ ૨૯ ॥ કમલા કહે તું મૂર્ખ, જેમ નવ ત
પશી વિદેશિયા જી ॥ એક પુર નદીએં નાહી, ગણતી
કરવા બેસીઆ જી ॥ ૩૦ ॥ ગણતાં હોવે આઠ,
પિંડવિના ભૂલે સહુ જી ॥ જાણી મરણ ગયો એક,
ભેલા મલી રોતા બહુ જી ॥ ૩૧ ॥ દેખેં નજરેં સર્વે,
તોહે મૂર્ખ સમઝે નહી જી ॥ તું અણસમઝુ તેમ, દ

ક્ષપણું માનો સહી જી ॥ ૩૨ ॥ વિમલા કહે મા તુઝ, લાંચ મલી દીસે ખરી જી ॥ કમલા સાંભલી એમ, બે ઠી મૌનપણું કરી જી ॥ ૩૩ ॥ ચોથે ખંડે એહ, બીજી ઢાલ સોહાવતી જી ॥ શ્રી શુભવીર કુમાર, પુણ્ય ઉદય પસરી રતી જી ॥ ૩૪ ॥

॥ દોહા ॥

॥ સુખભર દિન કેતા રહ્યા, ભૂપની ભક્તિ વિશે ષ ॥ કુંવર કહે આપો રજા, જાવું અમ પરદેશ ॥ ૧ ॥ અજિતસેન કહે કુંવરને, તુમ વિરહો ન ખમાય ॥ પણ વૈદેશિક પ્રીતડી, અંતે છે દુઃખદાય ॥ ૨ ॥ પર દેશીશું પ્રીતડી, મેં કરી તું ન કરેશ ॥ જાશે તુરીય કુદાવતો, ઊભી હાથ ઘરેશ ॥ ૩ ॥ સજ્જનશું જે પ્રીતડી, છાની તે ન રહાય ॥ પરિમલ કસ્તૂરી તણો, મહીમાંહે મહકાય ॥ ૪ ॥ સજ્જન સજ્જન એક જાવે, એક સજ્જન ચિત્ત ઓર ॥ માનત હે તસ જીવકું, એ ક ચિત્ત દોઉ ઠોર ॥ ૫ ॥ સજ્જન તો છોડી ચલે, પણ ગુણ મૂકી જાય ॥ અંતર ધૂઆ નીકલે, બાહેર ઝાલ ન થાય ॥ ૬ ॥ ભૂતલ લિંબાદિક ઘણા, પણ ચંદન કિહાં કોય ॥ પાષાણે પૃથિવી ભરી, પણ મણિ કિહાંએક હો ય ॥ ૭ ॥ પ્રતિદિન કિસ્ટા રવ કરે, પણ ચૈત્રે ત્પિક

મીઠ ॥ ખલ સંકુલ આ જગતમાં, વિરલા સજ્જનદીઠ ॥ ૮ ॥ પંથશરે જાતાં થકાં, કેમ કરી રાખું ગેહ ॥ તેણે મુઝનેં સંભારજ્યો, રાખી અવિહડ નેહ ॥ ૯ ॥ એમ કહી વસ્ત્રાભૂષણેં, બહુલ કરી સત્કાર ॥ બેહુ નારી રથશું સજી, નિકલીયા તેણિ વાર ॥ ૧૦ ॥ રાજા વોલાવી વલ્યા, કુંવર ચલંતા તામ ॥ ઠામ ઠામ રેહતા થકા, પોહોતા ચંપા ગામ ॥ ૧૧ ॥

॥ ઢાલ ત્રીજી ॥

॥ મારી અંબાના વડ હેઠ ભરચાં, સરોવર લેહેરચો લેછે રે ॥ એ દેશી ॥

॥ ચંપા નગરી ઉપકંઠ, વહે ગંગા નદી વેગલી રે ॥ શિવશંકર મોહોટું નામ, જાણી છાંની રાગેં હલી રે ॥ ભયભ્રાંત ભવાની ભીત, પ્રીતેં જટામાંહે સાંકલી રે ॥ હર સંગ જટામેં ગંગ, રંગ અનંગ રસ શું મલી રે ॥ ૧ ॥ ચંપા ચંપક વન જોય, નંદનહારી મેરૂ વસે રે॥ એ આંકણી ॥ પણ ભંડશી ચાલ પ્રચંડ, ઉદ્દંડ રેહેતો તોફાનમેં રે ॥ નિત્ય ભસ્મ લગાવે દેહ, ગેહ કરે સમશાનમેં રે ॥ રંગભોગમેં હોત વિજોગ, શોક ભરે દિન કાઢતી રે ॥ ભામા નિબલે ભરતાર, પે

ટ બલે પિંડ પાડતી રે ॥ ૨ ॥ ચં૦ ॥ એક ભિલ્લડી પૂંઠે ધાય, નિર્લજ રૂદ્ર વલગો જઇ રે ॥ તે દેખી ગંગા નાર, શોક ભરે વિલખી થઇ રે ॥ સુરસદ્મ પદ્મ દ્રહમાંહે, ઝંપા કરી ફરી અવતરી રો ધરી દેવ નદી નિજ નામ, કામે હિમાચલ ઉતરી રે ॥ ૩ ॥ ચં૦॥ કરી સિંધુ સખીને શાન, બહુલ સાહેલીયે પરિવરી રો જલધિવર વરવા હેત, ચંપા મારગ સંચરી રે ॥નિજ જોબન મદ ઉન્માદ, જલકલ્લોલે કરી ખેલતી રે ॥ હંસજુગલ કરે જલકેલિ, પોપટ મેના જલ ઝિલતી રે ॥ ૪ ॥ ચં૦॥ પરદેશી ઘણા નર નાર, તીર્થ લહી જલ ન્હાવતાં રો મલી મેલે સહીયર સાથ, પ્રેમ ભરે ગુણ ગાવતાં રે ॥ પાસે ચંપકવન એક, વૃક્ષ અનેક ચંદન તણાં રો ફલ દાડિમ દ્રાખ રસાલ, લિંબ કદંબ ફણસાં ઘણાં રે ॥ ૫ ॥ ચં૦ ॥ જાંબુ રાયણ અંજીર, નારંગીને સીતાફલી રે ॥ રામ જામ તિલક હીંતાલ, સાલ રસાલ લિંબુ વલી રે ॥ બહુ ચંપક વૃક્ષ અશોક, શીતલ જેહની છાંયડી રે ॥ મધુરાં વરનિર્મલ નીર, કૂપ સરોવર વાવડી રે ॥ ૬ ॥ ચં૦ ॥ સહકાર તરૂને ડાલ, કોયલ બેઠી ટહુકા કરે રે ॥ કમલા વિમલાને કુમાર, હર્ષ ભરે તિહાં ઊતરે રે ॥

મુખશુદ્ધ કરી લેઇ વાર, ચાર ઘડી દિન આવતો રે ॥ જિનરાજનું મંદિર ત્યાંહિ, દેખી ધમ્મિલ જાવતો રે ॥ ૭ ॥ ચં૦ ॥ વિમલાપણ આવી માંહે, જિનમુખ દેખી આણંદતી રે ॥ સાચવિયાં દશ તિગ તેણ, વિમલમતિ વિમલા સતી રે ॥ વંદી ઉભી કર જોડ, બોલે પ્રભુની આગલ રહી રે ॥ ભવ અટવીમાં મહારાજ, કર્મકદર્થન મેં સહી રે ॥૮॥ચં૦॥ઠામ ઠામ કુદેવને સંગ, મારગ ભૂલી તૃષ્ણા સજી રે ॥ નવિમલીયો આ સંસાર, તુમ સરીખો રે શ્રી નાથજી રે ॥ આજ પુણ્ય ઉદયને જોગ, મરૂધર દેશેં આંબો ફલ્યો રે ॥ થઇ મેહેર નજર તુમ આજ, મેં વિશ્વાસેં ચિત્ત સાંકલ્યો રે ॥ ૯ ॥ ચં૦ ॥ કરી સેવકનાં દુઃખ દૂર, વંછિત મેલા મેલાવજો રે ॥ તુમ ચરણ શરણ મુઝ નાથ, સાથ મેલાવો ભવોભવ હજો રે ॥ જિન વંદી ઊતારી બાર, કુંવર કહે કમલા ભણી રે ॥ જઇ આવું ચંપા માહે, ઠામ ઉતારાને કારણું રે ॥ ૧૦ ॥ ચં૦ ॥ કહે કમલા દેશ વિદેશ, ધૂર્તે ભરી રે ચંપા પુરી રે ॥ તું ઠગાય રખે વત્સ ત્યાંહી, જેમ રથ શું હરી સુંદરી રે ॥ કહે કુંવરકહો તે વાત, કમલા કહે સુણો દિલ ધરી રે ॥ત્ર્યંબકપુર દક્ષિણ દેશ, નંદા સુનંદા કોટેશરી રે॥૧૧

॥ચં૦॥ શેઠ પુત્રી રૂપાલી નામ, ભીમકુટંબિકશું હલી રે॥ રથ બેસી લેઇ ધન લાખ, કરી સંકેતને નીકલી રે ॥આવી ચંપાવન ઉપકંઠ, ચંદ્રા નદીતટેં ઉતરી રે॥ સિંહ ક્ષત્રી પૂછે તાસ, ધૂર્ત્તકલા ચિત્તમાં ધરી રે ॥ ૧૨ ॥ ચં૦ ॥ સુણિ કન્યા મુખેં પિતુનામ, કહે સિંહ હું ભલે આવિયો રે ॥ મુઝ માતુલ સુત તુઝ માત, વાત સજી ઘેર લાવીયો રે ॥ ઘરમાલે ઊતારો દીધ, તાલું દિયે નિશિ દાદરે રે ॥ જુઓ ધૂર્ત્ત ઠગ્યા નર નાર, તેમ તુઝને કોઇ આચરે રે ॥ ૧૩ ॥ ચં૦ ॥ કમલાનેં બોલે કુમાર, વાત અધૂરી તમેં સાંભલી રે ॥ રાત્રેં રૂપાલી નારી, ચિંતે ઠગેં ઠગી સાંકલી રે ॥ નિશિ પાછલીયેં ઘરપુંઠ, બારી થકી બેહુ ઊતરયાં રે ॥ લેઇ સિંહતણો મણિહાર, રથશું મારગ સંચરયાં રે ॥ ૧૪ ॥ ચં૦ ॥ સિંહ જા

રથ લેઇ ભીમ, રૂપાલી વચનેં અડી રે ॥ સિંહ દે
ખી તુરગ વડ હેઠ, ઠવિ અસિ જુએ ઉપર જ
ઇ રે ॥ રૂપાલી ઊતરી અન્ય ડાલ, અશ્વ ચઢી
ખડ્ગ લેઇ ગઇ રે ॥ ૧૬ ॥ ચં૦ ॥ ફોગટ કરાવે વેઠ,
વાજી વેશ્યાને વાણીયાં રે ॥ તેવારેં તેહનેં હેઠ,
જ્યારેં જે અધિકારીયા રે ॥ દેખી ઊતરીયો સિંહ,
રોતો ધૂર્ત્ત ઘરે ગયો રે ॥ રૂપાલી મલી રથ સાથ,
ભીમ પ્રિયાશું સુખીયો થયો રે ॥ ૧૭ ॥ ચં૦ ॥ વ
દે ધમ્મિલ એહવા ધૂર્ત્ત, જો મુજનેં બહુલા
મલે રે ॥ પણ પરમેષ્ટી સુપસાય, સદ્ગુરૂ હાથે
કોઇ નહુ છલે રે॥ ચોથે ખંડેં એ ઢાલ, ત્રીજી હુ
ઇ સોહામણી રે॥ શુભવીર કુમારની વાત, સુ
ણી કમલા હરખી ઘણી રે ॥ ૧૮ ॥ ચં૦ ॥

॥ દોહા ॥

॥ કુંવરનેં કહે કમલા હસી, તુઝ અતિ
બુદ્ધિ પ્રકાશ ॥ કામ કરીને ઉતાવલા, આવો
ઇહાં અમ પાસ ॥ ૧ ॥ ભૂપ ભુજંગમ વાણી
યા, ઠગ ઠક્કર સોનાર ॥ વિશ્વાસેં રેહવું નહીં,
મંકડ બહુઅ બીલાડ ॥ ૨ ॥ વેશ્યા દ્વિજ કોટ
વાલ ભટ્ટ, નાપિતનેં ધૂતકાર ॥ શસ્ત્રી સંગ ન

કીજિયેં, આઠમો મૂર્ખ ગમાર ॥ ૩ ॥ મોકલું ભાડું પરઠજ્યો, સુંદર લેજો મેહેલ ॥ જેમ વિમલા સુ પ્રસન્ન હુવે, રહે વલી ઘોડા વેહેલ ॥ ૪ ॥ કમલસેના ઉપદેશથી; ઊઠે ધમ્મિલ જામ ॥ શબ્દ શકુન હોવે ભલાં, સિઝે વંછિત કામ ॥ ૫ ॥ ઉક્તંચ ॥ અષ્ટૌ પાદા બુધે સ્યુ નૈવ ધરણીસુતે સપ્ત જીવે પદાનિ ॥ જ્ઞેયાન્યે કાદશાર્કે શશિશનિ ભૃગુજે સાર્દ્ધચત્વારિ પાદાઃ ॥ તસ્મિન્ કાલે મુહૂર્ત્તઃ સકલ બુધજનઃ સર્વ કાર્યાર્થસિદ્ધિઃ, નાસ્મિન્ પંચાંગશુદ્ધિર્ન ચ ખચરબલં ભાષિતં ગર્ગમુખ્યૈઃ ॥ ૬ ॥

॥ ઢાલ ચોથી ॥

॥ સ્વામી સીમંધરવિનતિ ॥ એ દેશી ॥

॥ ચતુર ચિત્તચાહક ચંદ્રમા, ચાલિયો ધમ્મિલ કુંમાર રે ॥ ચંપાની પાસેં ચંદ્રાવતી, નદી જલ ચંચલ સાર રે ॥ ૧ ॥ ચ૦ ॥ તાસ પરવાહ જલ જઇ પડે, પાસે ગંગા એ ઊત્કંઠ રે ॥ રમઝમ કરતી લઘુ બાલિકા, ધાયમલે માયનેં કંઠ રે ॥ ૨ ॥ ચ૦ ॥ દોય ઘડી ત્યાંહિ નઇતટ રહી, દેખતો જલકમલ તામ રે ॥ કરત ક્રીડાકલા કુશલ તે, નલિનીદલ છેદ

ચિત્રામ રે ॥ ૩ ॥ ચ૦ ॥ શુષ્કતરૂત્વક્ પરિવેષ્ટાને, બીડાં તંબોલ પરેં કીધ રે ॥ ગંગા પ્રવાહમાં જઇ પડે, ચંદ્રા નઇજલ સહસિદ્ધ રે ॥ ૪ ॥ ચ૦ ॥ પત્ર ચિત્રામ એમ બહુકરી, મેહલતો જાંમ કુમાર રે॥ નરજુગલ તામ ચંદ્રાતટેં, આવી દેખે તેણિ વાર રે ॥ ૫ ॥ ચ૦ ॥ પૂછતા દોય તે કુંવરને, પત્રછેદ ક કોણ દક્ષ રે ॥ કુંવર કહે મેંકરી મેલ્હિયાં, પૂછવું કહો કેણે લક્ષ રે ॥ ૬ ॥ ચ૦ ॥ તે કહે ચતુરશિરો મણિ, સાંભલો વાત ગુણધામ રે ॥ કપિલ ભૂપાલ ચંપા તણો, પુત્ર રવિશેખર નામ રે ॥ ૭ ॥ ચ૦ ॥ મિત્ર વર્ગ કરી પરવરચો, સુરનદી ખેલતો આજ રે ॥ વિવિધ કજપત્ર ચિત્રામણા, દેખી વિસ્મિત જુવરાજ રે ॥ ૮ ॥ ચ૦ ॥ ગુણપરીક્ષક નૃપનંદને, જોવા કારણ અમ દોય રે ॥ પ્રેષિયા તેણેં ઇહાં આવિયા, હરખિયા તુમ મુખ જોય રે ॥ ૯ ॥ ચ૦ ॥ તુમને બોલાવે જુવરાજ તે, ચાલિએં ધરિય ઉલ્લાસ રે ॥ ચતુરશું ચતુર મેલો મલે, તો ફલે ઉભયની આશ રે ॥ ૧૦ ॥ ચ૦ ॥ યદુક્તં ॥ ગંગાશ્રયાત્ સતત હૈમવતોપ્રસંગાત્, શીતાંશુના ચ શિવશૈત્યનિપીડ તેઽસિ ॥ તાપત્રયાગ્નિપરિપીડિત માનસે મે સંગત્ય

તિદ્ધઃસિ તદ્દોભયકાર્યેસિદ્ધિઃ ॥ ૧૦ ॥ મંત્રી નૃપવૈદ્ય દાનેસરી, ધાર્મિક ગણક કવિરાજ રે ॥ પંડિત સજ્જન નવ મિત્રથી, સાધિયેં વંછિતકાજ રે ॥ ૧૧ ॥ ચ૦ ॥ એમ સુણી તેહશું આવિયો, ધમ્મિલનૃપ સુત પાસ રે ॥ કરત પ્રણામ નૃપનંદને, બહુત આદર દિયો તાસ રે ॥ ૧૨ ॥ ચ૦ ॥ ચતુર ચંપા પુરી કિહાં થકી, આવીયા પૂછે ધરી નેહ રે ॥ કુસગપાટણુથી કુંવર કહે, દેશ દેખણ ગુણગેહ રે ॥ ૧૩ ॥ ચ૦ ॥ કહે જુવરાજ ઘરમાણસાં, તુમ તણા કિહાં વિશ્રામ રે ॥ ધમ્મિલ બોલે નદીને તટેં, ચૈત્ય ચંપક વન ઠામ રે ॥ ૧૪ ॥ ચ૦ ॥ એમ સુણી નૃપસુત હરષિયો, હસ્તિખંધે ચઢી તામ રે ॥ ધમ્મિલ પાસેં બેસારીને, આવિયા તેહ વનઠામ રે ॥ ૧૫ ॥ ચ૦ ॥ મિત્ર એક નગરમાં મોકલી, સુંદર મંદિરમાલ રે ॥ ધમ્મિલ વસતીનેં કારણેં, કરત જુવરાજ ઊજમાલ રે ॥ ૧૬ ॥ ચ૦ ॥ કરીય બહુમાન વિમલા પ્રમુખ, રથ સજી લાવ્યા પુરમાંહિ રે ॥ મેહેલમેં સર્વ ઊતારીયા, દાસ દાસી દિયાં ત્યાંહિ રે ॥ ૧૭ ॥ ચ૦ ॥ આસન અશન વસનાદિકેં, પૂરી ધરી અંતર નેહ રે ॥ વલી ભલામણ કરી મિત્રને, ભૂપસુત ગયો નિજ

ગેહ રે ॥ ૧૮ ॥ ચ૦ ॥ બીજે દિન કમલા કહે કુંવ
રનેં, નઈતટે ગયે પરભાત રે ॥ ગજશિર ચઢી તમેં
આવીયા, તેણે સમે થઇ સુણો વાત રે ॥ ૧૯ ॥ ચ૦
॥ વિમલસેના કહે મુઝ પ્રતેં, એ કોણ ગજ ચઢી આ
ય રે ॥ મેં કહ્યું ધમ્મિલ તેડવા, આવે તુઝને જેમ
રાય રે ॥ ૨૦ ॥ ચ૦ ॥ ભાગ્યનો ઉદય ક્ષણમાં થયો,
જુઓ નિજ ચિત્ત વિચાર રે ॥ તુજ પરરાગ બહુ
લો ધરે, જેમ જગ પરિણીત નાર રે ॥ ૨૧ ॥ ચ૦ ॥
સા કહે વાત એ મત કરો, માહરી આગલ માય રે ॥
કાગરૂપ દ્રુમક મુઝ દાસ છે, તેણેં કરી માંન પોસાય
રે ॥ ૨૨ ॥ ચ૦ ॥ તુમ ઠકુરાઇ દેખી કરી, રીઝી
નહી એ લવલેશ રે ॥ બહુલકર્માને નવિ ગુણ દીસે,
સદ્ગુરૂનો ઉપદેશ રે ॥ ૨૩ ॥ ચ૦ ॥ ધમ્મિલસુણી
મનચિંતવે, દેવવચનેં મલી નાર રે ॥ તે પણ મુઝ
વશ નવિ થઈ, કીજીયેં કવણ પ્રકાર રે ॥ ૨૪ ॥ ચ૦
॥ મન ધરી જાપ પરમેષ્ટીનો, કરત નિશિ વસિય એ
કાંત રે ॥ દિવસે ભોજન કરી મિત્રશું, નૃપ સુત
સાથેંક્રીડંત રે ॥ ૨૫ ॥ ચ૦ ॥ સ્નાનતૈલાદિક મર્દ
નં, સરસ મનોવંછિત આહાર રે ॥ તેણેં કરી રૂપકાંતિ
વધી, હુઓ કામદેવ અવતાર રે ॥ ॥ ૨૬ ॥

ચ૦ ॥ દિવસ બેહેંતાલી વહી ગયા, સ્વપ્નામાં દેવ કહે એમ રે ॥ વિમલસેના તુઝ વશ હોશે, જાગતાં પ્રગટીયો પ્રેમ રે ॥ ૨૭ ॥ ચ૦ ॥ ખંડ ચોથેં સુખ રસ ભરી, ઢાલ ચોથી કહિં સાર રે ॥ વીરકહે ધર્મથી પામીએં, જગતમાં જય જય કાર રે ॥ ૨૮ ॥ ચ૦ ॥

॥ દોહા ॥

॥ એક દિન રાજ કુંવર મલ્યા, ગોષ્ટિકશું કરે વાત ॥ વિમલા ધમ્મિલની નથી, નારી અવરશું જાત ॥ ૧ ॥ બોલ ચાલ નવિ દેખીયે, નહીં એહને વશ નાર ॥ કાલ્યેં ભેલા વન જઈ, લીજેં એહનો પાર ॥ ૨ ॥ સમ સંપી સહુને કહે, જલક્રીડાને હેત ॥ જમ વું રમવું વાડીએં, આવજે નારી સમેત ॥ ૩ ॥ ધ મ્મિલ કમલાને કહે, ગઇ ચંપામાં લાજ ॥ ગોષ્ટિલ હસશે વન જલેં, દેખતાં જુવરાજ ॥ ૪ ॥ સુણી કમલા વિમલા પ્રત્યેં, જંપે તું ઊપરાંઠ ॥ અતિતાં ણ્યું ત્રુટી જશે, સાંધતાં પડશેં ગાંઠ ॥ ૫ ॥ સુંદર રૂપે ન રાચીયેં, માચીયેં ગુણીને સંગ ॥ પંડિત પ્રીતિ નિરવહે, મૂરખ રંગ પતંગ ॥ ૬ ॥

॥ ઢાળ પાંચમો ॥
॥ મધુ બિંદુ સમો સંસાર ॥ મુઝાણા માહતા ॥
॥ એ દેશી ॥

॥સુણ વિમલ વિમલમતિ, ગતિ તાહારી કિહાં ગઇ, રોઝ પરે થઈ॥ પીયરમે સમઝાવી ન સમઝે કાંઇ, રોઝ પરે થઈ॥ પીયરમે તજી રાજધાની, જવાની જાગતે ॥ દેઇ જન્મ ઊછેરી જેણ, રહયાં દિલ દાઝતે ॥ ૧ ॥ શીખ દેવી ચતુરને સાર, ન દેવી મૂરખાં ॥ સુગૃહીનિગૃહી કપી કીધ, નહી ગુણ પારખાં ॥ ટેક ॥ તિહાં પણ અપજસનો તાગ, રહયો નહી પાછલે ॥ સુખ લેવા નીકલીયાં વિદેશ, રહ્યા ક્લેશ આગલે ॥ ખલવાટ શિરે ર વિતાપ, તપંતો નર ઘણો ॥ આવી બેઠો શીતલ તરૂ છાંહ, કોઠફલે હણ્યો ॥ ૨ ॥ શી૦ ॥ દાન માન આયુ ઓષધ અપમાન, સુરતીકું છુપાડીએ ॥ દેવ ધન મંત્ર ઘરનું છિદ્ર, કહિં ન દેખાડીએ ॥ અણ રૂઠે દીએ દુઃખ પોઠ, તે સેહેવી સોહલી ॥ અણ સમજુ હઠીલી નાર, શીખવવી દોહલી ॥ ૩ ॥ શી૦ ॥ વાર વાર ઘણું શું કહીએ, કલા ચોસઠ ભણી ॥પણ દીર્ઘનજર નહી કાંઇ, થઇ નૃપ નંદિની ॥ મતિ થોડી ઉધેરી છોરી, ચકોરી સાંભ

લો ॥ ધમ્મિલનું વચન પ્રમાણ, કરો તજી આમ
લો ॥ ૪ ॥ શી૦ ॥ ન મલે નર એહવો વર, સં
સારે જોવતાં ॥ તજી એ વર અવર કરેશ, જો
દિન રોવતાં ॥ રંગરાસિયા બાહેરરંગ, ચણોઠી સમ
ઘણા ॥ નર ઉત્તમ ચૂના સમાન, બીએ રંગ નહી
મણા ॥ ૫ ॥ શી૦ ॥ નરદક્ષ કલા વિજ્ઞાન, રતી
ગુણેં અટકસ્યો ॥ તુજ ભાગ્ય ઉદયથી એહ, સુરસાન્નિ
ધ્ય મલ્યો ॥ કાંઇ તૂટાતૂટું સૂત્ર, સુજાણે સાંધીએં
॥ વલી પાણી પેહેલી પાલ, પનોતી બાંધીયેં ॥ ૬
॥ શી૦ ॥ નિઃસ્નેહી દુર્જન સાથેં, નેહ નિવારીયેં ॥
સુસનેહી સજ્જન સાથ, પ્રીતિ વધારીયેં ॥ જગ
નારી નરને પાય, પડંતી દેખીયેં ॥ તુજ વિરૂઆ
સહે એ બોલ, તસ ન ઉવેખીયેં ॥ ૭ ॥ શી૦ ॥ ર
તી કાક કરંકકે સંગ કે, હંસા સરવરેં ॥ જીવજલચ
ર જલશું પ્રીત, પંખી તરૂવરેં ॥ પંડિતને પંડિત
ખેલકે, મૂરખેં મૂરખાં ॥ તેહને તેહવાશું પ્રેમ, જે
જેહ સારિખાં ॥૮ ॥ શી૦ ॥ શી ચાહના કલ્પતરૂની,
જે મેરૂ રહ્યા ॥ મણિમાણક નાવે કાજ, સાયર સંગ્ર
હ્યાં ॥ રાયરાણાની શી ચાહ, જે સ્વારથ પૂરીયા ॥ રૂ
ડા રાયણને સહકાર, જે ઉપગારીયા ॥ ૯ ॥ શી૦ ॥

કેમ ધમ્મિલને ભરતાર, પણે નવિ માનતી ॥ દાન ધ
મીવડે જગવીર, થાશે શ્રીપતિ ॥ તેથી અધિક હો
એ જો ચાહ તો, વન ક્રીડારસેં ॥ પરભાતેં નૃપસુત
સાથ, નર બોહોલા જશે ॥ ૧૦ ॥ શી૦ ॥ તુમેં પણ
તિહાં જઇનેં રૂપ, નિહાલો નર તણાં ॥ ઇચ્છાએં વ
રો વર અન્ય, કુંઆરીનેં વર ઘણા ॥ મનમાન્યા નર
શું ગોઠ, કરો સરજી જિહાં ॥ અમો જઇશું અમારે
દેશ, તમેં રેહેજો તિહાં ॥ ૧૧ ॥ શી૦ ॥ જેહનેં ધ
રનારી કુનારી, કુલક્ષણ બેટીયાં ॥ નર નિર્ધન પુત્ર
કુપુત્ર, કુસંગે ભેટીયા ॥ એ સર્વને સુતાં છોડી, ન
રહિએં ઢૂકડે ॥ દૂર જઇ વસિએં દેશ કોશ, લવંતે
કૂકડે ॥ ૧૨ ॥ શી૦ ॥ રૂપજોવન વણિકનું દેખી,
તું રીઝી ઘણી ॥ પણ ન કરી પરીક્ષા કાંહિ, ગુણ અ
વગુણ તણી ॥ આ ધમ્મિલ રાગી રૂપ, ધીરજ સુર
સારિસો ॥ દેવરત્ન દિએ કંઠહાર, ઉડાવે વાયસો ॥
૧૩ ॥ શી૦ ॥ આવલને ફૂલ વિચાલે, પડી ચંપા ક
લી ॥ તિમ ચતુરાં કેરી ગોઠ, મૂરખશું મલી ॥ લા
ત પંડિતનીવર મૂરખ, હિત નહુ જાણિયા ॥ કંઇ રૂઠા
ભલા ભૂપાલ, તૂઠા નહી વાણિયા ॥ ૧૪ ॥ શી૦ ॥
જો પેંહેલી પરણીશ તો તું, હોએ પટ્ટધારિકા ॥ દેવ

વચણે વરશે એહ, રાજકુમારિકા ॥ એહથી આધ
કો ગુણવંત, પુરૂષ જગમાં નહી ॥ આપછંદાપણું
તજી વત્સ, એહને વરો સહી ॥ ૧૫ ॥ શી૦॥ આપ
છંદે વિબુધ નર પણ, વિણસંત દેખીએ ॥ તુઝ સ
રિખી સુકોમલ નાર, શીગતિ લેખીએ ॥ વસુદત્તા
નારી ઇચ્છા, વિહારી દુઃખ વરી ॥ વલિ શત્રુદમન નર
રાય, આપ મતિ કરી ॥ ૧૬ ॥ શી૦॥ મુઝ શીખ સુ
ધા રસ પીને, મગન્ન હો સદા ॥ સુખનેવિલસો એહ
ની, સાથ કરી મુદા ॥ ખંડ ચોથે પંચમી ઢાલએ, રૂ
ક્મિલ રાસની ॥ શુભવીર વિવેકની વાત, પૂરણ
આશાની ॥ ૧૭ ॥ શી૦ ॥

॥ દોહા ॥

॥ વિમલસેના વિનયેં વદે, મા તુઝ વચન પ્રમાણ
॥ તું હિતકર મુઝ જનમની, તુઝ સાથે મુઝ પ્રાણ
॥ ૧ ॥ મુઝ મેહલી તુઝને જવું, બોલવું ન ઘટે
તુઝ ॥ હું ન રહું ખિણ વેગલી, જાણે તું હૃદ
યનું ગુઝ ॥ ૨ ॥ જે જે વચન તુમેં કહ્યાં, તે
સવિ સાચાં માય ॥ ઔષધ વૈદ કટુક દિયે
રોગીનેં સુખ થાય ॥ ૩ ॥ પણ મુઝનેં કહો તે
કથા, કોણ વસુદત્તા નાર ॥ આપ મતે કેમ

દુઃખ લહ્યું, કહે કમલા અધિકાર ॥ ૪ ॥

॥ ઢાળ છઠ્ઠી ॥

॥ રામ ભણે હરી ઊઠીએં ॥ અથવા ॥ બીજી અશરણ ભાવના ॥એ દેશી ॥ ઊજ્જેણી નગરી વસે, ગાથાપતિશિરદાર રે ॥ નામેં વ સુમિત્ર સુંદરૂ, ધનસિરીનો ભરતાર રે, ધનવ સુતાસકુમાર રે, બેટીવસુદત્તા સાર રે, દે ખી રંભાવતાર રે, નાગની કન્યા ઊદાર રે, નાઠી પેઠી પાતલ રે, હજીય ન આવ્યો નિકાલ રે ॥ ૧ ॥ આપમતી અવલો ચલે, ન વલે વાલ્યો લગાર રે, અવલો રાહુનો ચાર રે, મૂકી માથાનો ભાર રે, ચંદ્રને કરે અપકાર રે, તેણે તનુ કૃષ્ણઅપાર રે ॥ ૨ ॥ આપ૦ ॥ કોસંબી નગરી થકી, ધનદેવ સાર થ વાહ રે ॥ વેપારેં તિહાં આવીયો, લાગો પ્રેમ અથા હ રે, વસુદત્તાનો વિવાહ રે, તેશું કીધો ઉત્સાહ રે, લેઇ નિજઘર જાહ રે, માતપિતા વધૂચાહ રે, ॥ ૩ ॥ આ૦ ॥ સુખસંભોગ વિલાસમાં, કેતો કાલ ગમાય રે ॥ સુરસમ નંદન દો થયા, ત્રીજો ગર્ભે ગવાય રે ॥ નવમો માસ સહાય રે, પિયુપરદેશ સધા ય રે, વસુદત્તા વિલખાય રે, માત પિતા ચિત્ત લાય

રે, મલવાનું મન થાય રે ॥ ૪ ॥ આ૦ ॥ તેણ સમે પુરવન ઊતરચો, સાથ ઊજ્જેણીયેં જાય રે ॥ વસુદ ત્તા સુણી સજ થઇ, સાસુ સસરો રોકાય રે, કહો પુત્રી કિહાં જાય રે, એકલી પંથેં બીહાય રે, તુ ઝપતિ જબ ઘર આય રે, તવચિત્ત કરજે સોહાય રે ॥ ૫ ॥ આ૦ ॥ સસરાનેં વલતું કહે, સુજપતિ શું કરનાર રે ॥ આપ મતેં ચલી એકલી, ન ગણી શીખ લગાર રે, દો સુત સાથે વિહાર રે, સાથ ગ યો કોશ ચાર રે, ભુલી પંથ ગમાર રે, ચાલી પં થ ઉજાર રે ॥ ૬ ॥ આ૦ ॥ તે દિન ધનદેવ આવી યો, પૂછે માયને વાત રે ॥ સર્વ કહે વહૂ નવિ રહી, રાખી પણ પરભાત રે ॥ પીડે હઠીલી કુજાત રે, પીયરીયા ભણી જાત રે ॥ સાથ ગયો લેઇ રાત રે, જાણીયેં ભેલી ન થાત રે ॥ ૭ ॥ આ૦ ॥ સાંભ લી ધનદેવ ચાલીયો, તસ પગલે અનુસાર રે ॥ અ રધી રાત્રેં તે જઇ મળ્યો, દેખી અટવી મોઝાર રે ॥ રોતા ચાલે કુમાર રે, વાલી નવલી તે નાર રે ॥ સું દર વૃક્ષ નિહાલ રે, રાત વસ્યાં તેણીવાર રે ॥ ૮ ॥ આ૦॥ વસુદત્તા પેટ વેદની, વ્યાપી ખમીય ન જાય રે ॥ લિંબાદિક તરૂપલ્લવેં, ભારી પણ ન સમાય રે

॥ પુત્રજન્મ તિહાં થાય રે, રાત્રિ તિમિર ભરાય રે ॥ દો સુત નિંદ ઘેરાય રે, ન લહે જલ તણું ઠાય રે, તેણે નવિ શૌચ કરાય રે ॥ ૯ ॥ આ૦ ॥ રૂધિર ગંધ મૃગમંસ જ્યું, પામી વાઘ આવંત રે ॥ લેઇ ગયો ધનદેવનેં, સા તસ દુઃખેં રોવંત રે ॥ લહી મૂર્છા વિલપંત રે, તસ રીદય ભય ભ્રાંત રે, તેણે થણુ દૂધ બલંત રે ॥ જન્મ્યો બાલ મરંત રે, ઊભયવિજોગે જલંત રે ॥ ૧૦ ॥ આ૦ ॥ રોતી પ્રભાતેં દોસુત ગ્રહી, રણમાં ચાલી તે જાય રે ॥ વૃષ્ટિ અકાલેં તિહાં થઇ, નદીએ નીર ભરાય રે, દેખી વિહ્વલ થાય રે, એક સુત ઉતરી આય રે, તે પણ તીરેં ઠવાય રે ॥ બીજો લેવાને જાય રે, લેઇ જલ ઊતરાય રે ॥ ૧૧ ॥ આ૦ ॥ વિચમા શીલા તલ ખસી પડી, હાથ વછુટો તે બાલ રે ॥ જલ વેગે દોય વહી ગયાં, પામ્યો નંદન કાલ રે, જલ પડી માત નિહાલ રે, કાંઠે જે ઠવ્યો બાલ રે, નેહેં નદીય વિચાલ રે, પડીયો દેઇ તે ફાલ રે ॥ મરણ લહયો તતકાલ રે ॥ ૧૨ ॥ આ૦ ॥ જલ વેહેતો તરૂ એક લહી, વલગી જીવિત આશરે ॥ દો ઘડીએં તટ ઊતરી, બેઠી થઇય નિરાશ રે, ઊઠી ગઇ વનવાસ રે, ઝાલી તસ્ક

તાસ રે, સિંહગુહપાલ છે પાસ રે, લેઇ ગયા ભર આસ રે ॥ ૧૩ ॥ આ૦ ॥ કાલદંડ સેનાપતિ, ભેટ કરી સજી વેશ રે ॥ પટ્ટરાણી કરી થાપતો, દેખી રૂપ વિશેષ રે ॥ બીજી રાણી અશેષ રે, મુખ નવિ જોવે ન રેશ રે ॥ કરતી તેહ કલેશ રે ॥ ચિંતે છિદ્ર લહેશ રે, તો સવિ કાજ કરેશ રે ॥ ૧૪ ॥ આ૦ ॥ વરસાં તર એક સુત થયો, વશુદત્તા સમ રૂપ રે ॥ તવ નૃપને કહે રાણીયો, તુમેં પડીયા રૂપ કૂપ રે ॥ તેણે અમેં ક હીએં શું ભૂપ રે ॥ દેખો પુત્ર સરૂપ રે, ભોગવે પર નર ગૂપ રે, નરસમ હોએ સુતરૂપ રે, પૂજે પ્રિ ય કરી ધૂપ રે ॥ ૧૫ ॥ આ૦ ॥ કાહાડી ખડ્ગ ધરી આગલે, સુત આતિમ પરખાય રે ॥ નિજ સુત મુખ શ્યામ ઉજલું, બાલ તેજ ન ખમાય રે ॥ નયન અંધ ર કર પાય રે, તપનોદય જ્યું ઝગાય રે,॥ નિજ તનુ દેખે વિચ્છાય રે ॥ કોપ્યો દુષ્ટ તે રાય રે, પુત્ર હણ્યો દેઇ ઘાય રે ॥ ૧૬ ॥ આ૦ ॥ વસુદત્તા શિર મૂંડીનેં, મારી નેત્ર પ્રહાર રે ॥ ભિલ્લ સુભટનેં આપી કહે, બાંધે તરૂ પુર બાર રે ॥ દેખે લોક હજાર રે ॥ તેણે જા બાંધી તે નાર રે, પંથે તરૂમૂલ શાલ રે, પાસે ક ૧. ધાર રે, પાપને ઉદય વિચાર રે ॥ ૧૭ ॥ આ૦ ॥

અશરણ દીણુ અનાથ સા, તરષી ભુખી કંગાલ રે॥ એહવે ભાગ્ય ઉદયથકી, આવી ઉતરીયો વિશાલ રે, સાથ સરોવર પાલ રે, જાયે ઊજ્જેણાયેં હાલ રે, જોતા તૃણુ કઠ હાર રે ॥ સા તરૂ બાધી નિહાલ રે, છો ડી લાવ્યા દયાલ રે ॥ ૧૮ ॥ આ૦ ॥ સારથ વાહ ને સોંપતાં, સ્વસ્થ થઇ તેણી વાર રે, પુછી વાત ધારજ દીએ ॥ કહે નવિ બીહે લગાર રે ॥ તુઝ બા ધવ ઘરબાર રે, તેહવું મુઝ ઘરબાર રે, રહે સુણી વસુદત્તા નાર રે, સાર્થવાહ કરે સાર રે॥ ૧૯ ॥ નામે સુવ્રતા સાધવી, બહુચેલી પરિવાર રે, જીવિત સ્વા મીને વાંદવા, સાથમેં કરત વિહાર રે ॥ થઇ તસ સંગતિ સાર રે ॥ સુણી નવતત્વ વિચાર રે, લહી સંસાર અસાર રે, સાર્થેશઆણા આધાર રે, લીધો સંજમ ભાર રે ॥ ૨૦ ॥ આ૦ ॥ ગુરૂણી સાથે ઊજ્જે ણીએં, મલીયાં મા તાત ભાય રે॥ વીતક વીત્યા તે સવિ કહ્યાં, સયણાં સમકિત પાય રે ॥ દુગુણો સ વેગ થાય રે, તપકરતી નિર્માય રે, અંત્યે સ્વર્ગે સધાય રે, શ્રી જિન ધર્મ પસાય રે ॥ ૨૧ ॥ આ૦ ॥ ચોથે ખડેરે એ કહી, છઠ્ઠી ઢલકતી ઢાલ રે ॥ શ્રી શુભવીરની વાણીએં, અમૃતની પરનાલ રે ॥ ઘરજો

શીખ રસાલ રે, આપમતિપણું ટાલ રે, છંડી કર્મજં જાલ રે ॥ લહો શિવસુખ ઊજમાલ રે ॥૨૨ ॥આ૦॥

॥ દોહા ૦॥

॥ વાત સુણી વિમલા કહે, વાત ભણી ઘણી સાર ॥ વલી નૃપશત્રુ દમણ તણો, કહો બીજો અધિકાર ॥ ૧ ॥ તવ જંપે કમલા ઇસ્યું, મુજ કેહેવાની હેવ ॥ શું નિરર્થકતા બોલવું, તુજ સુણવાની ટેવ ॥ ૨ ॥ રવિઉદયેં વન કેલીએ, જો ધમ્મિલ સહ જાય ॥ તો એ વાત સુણાવીએં, કાજ સકલ સિદ્ધ થાય ॥ ૩ ॥ વસુદેવ હીંડેં એ કહ્યાં, સુંદર દો દૃષ્ટાંત ॥ સમઝુનેં સમઝાવવાં, એ છે મંત્ર મહંત ॥ વલતું તવ વિમલા વદે, કરશું સર્વ પ્રકાર ॥ તવ કમલા અરિદમણનો, કહે હર્ષે અધિકાર ॥ ૫ ॥

॥ ઢાલ સાતમી ॥

॥ જૂઓ જૂઓ અચરિજ અતિ ભલું ॥

॥ એ દેશી ॥

॥ આપ છદેં છબીલા છલવરે, તો રાંક તણી શી વાત હો ॥ ત્રંબાવતી નગરી

નો ધણી, અરિદમન નામ વિખ્યાત હો ॥ ૧ ॥ આપ૦ ॥ તસ રાણી સતી પ્રીતિમતી, પ્રીયા સાથે પ્રેમ અથાહ હો ॥ સહુ પશુંડિલિય તસ મિત્ત છે, ધણવઇ નામા સથ્થવાહ હો ॥ ૨ ॥ આ૦ ॥ એક બાલક ધનપતિને ઘરેં, મૃતમાત પિતાદિક તાસ હો ॥ ખાઇ કૂકશ કંડનશાલમાં, વચે નામ ઠવ્યું કોકાસ હો ॥ ૩ ॥ આ૦ ॥ સજી ઝાઝ જવનદ્વીપ વાણીજેં, ધણવઇ સથ્થવાહનો પુત્ત હો ॥ ધનવસુનામા જલધિ ચઢયો, કોકાસ સખા સંજુત્ત હો ॥ ૪ ॥ આ૦ ॥ જઇ જવનદ્વીપ તટ નાંગરયાં ॥ દિન થોડે સુંદર વાય હો ॥ ભરી વસ્તુ તંબૂ તાણીયા, ક્રય વિક્રય બહુલ થાય હો ॥ ૫ ॥ આ૦ ॥ રથકાર કલાનિધિ તે પુરેં, ભણે છાત્ર ઘણા તસ પાસ હો ॥ કઠ કર્મવિનય કરી શીખતો, તસ પાસ જઈ કોકાસ હો ॥ ૬ ॥ આ૦ ॥ શીખી સર્વકલા કઠ કર્મની, કલ સંચે ચલે આકાશ હો ॥ ગુરૂમેં હેર નજર મતિ ઊંવમેં, નહિ દૂર કલાવિધિ તાસ હો ॥ ૭ ॥ આ૦ ॥ શેઠ સાથેં ગુરૂ આણા લહી, ત્રબાવતી પાછા આય હો ॥ કોકાસ રહ્યો ઘર લે

ઇને, ચિંતે આજીવિકા ઉપાય હો ॥ ૮ ॥ આ૦ ॥ નૃપ જાણપણું કરવા ભણી, કરે કાષ્ટકપોત તે દોય હો ॥ રાય શાલ સુકાવે અગાશિએં, લે ઇ જાય ન જાણે કોય હો ॥ ૯ ॥ આ૦ ॥ ખ લા ખેત્ર તણા ધન સંહરે, કરે ખુંબારવ રખ વાલ હો ॥ રાય પૂછે મંત્રીને એ કિસ્યું, ક હે મંત્રી સુણો ભૂપાલ હો ॥ ૧૦ ॥ આ૦ ॥ કો કાસ કલાયંત્રેં હરેં ॥ તવ તેડી કહે કરો યંત હો ॥ તેણે નાવ કરયું ક્લ સંચનું, દોય બેસી ગ ગન ભમંત હો ॥ ૧૧ ॥ આ૦ ॥ દિન કેતે રા ણી વીનવે, નૃપને મુજ ઇચ્છાનાથ હો ॥ પૂછે કોકાસ ને રાયતે, આજરાણી આવશે સાથ હો ॥ ૧૨ ॥ આ૦ ॥ કહે તે ન સમાયે જાહાજમા, દોયે નરવિણુ ત્રીજો કોય હો ॥ આપછંદે હઠે કહે દંપતી, વાત જૂઠી કરે શું હોય હો ॥ ૧૩ ॥ આ૦ ॥ એમ કહિ દંપતી નાવે ચઢયાં, તવ બો લે તિહાં કોકાસ હો ॥ આગલ પછાવો પામશો, એટલી છે કલાસુઝ પાસ હો ॥ ૧૪ ॥ આ૦ ॥ હિત શિખ ન માની રાયે તે, ચાલ્યા, ગગનેં કલસંચાર હો ॥ કોશ સહસગયે અતિભારથી," કીલિકાં ભંગ

ત્રૂટા તાર હો ॥ ૧૫ ॥ આ૦ ॥ નાવ પાડ્યુ સરોવર માં જઇ, ત્રણુ જાણુ નિકલિયા બાર હો ॥ પશ્ચાત્તાપે કરી સંતપ્યો, તિહાં શત્રુદમન નૃપ નાર હો ॥ ૧૬ ॥ આ૦ ॥ કોકાસ ભણે તવ ભૂપને, દોય બેસો એ તરૂછાય હો ॥ ઉપગરણ યંત્ર સજવા તણાં, લેઇ આવું હું એણે ઠાય હો ॥ ૧૭ ॥ આ૦ ॥ પાસે તો સલીપુર સેહેરમાં, ગયો બેસારી કોકાસ હો ॥ સુત્રધારની શાલેં માગતો, ઉપગરણ લઘુ ગુરૂ ખાસ હો ॥ ૧૮ ॥ આ૦ ॥ કુહે તે રથ રાયનો સજ્જ કરૂં, તેણે હવણા નવિ દેવાય હો ॥ કોકાસ કહે હું સજ્જ કરૂં, કહિ સજ્જ કરી ચક્ર ચઢાય હો ॥ ૧૯ ॥ આ૦ કલા દેખી સુતારેં ઓલખ્યો, ત્રંબાવતીનો કોકાસ હો ॥ કહે બેસો સુંદર ઘર જઇ, અધિકરણ લઇ આવું ખાસ હો ॥ ૨૦ ॥ આ૦ ॥ બેસારી ગયો દરબાર મેં, કાકજંઘ નરેશર પાસ હો ॥ તસ વયણેં તેડાવી આદરેં, પૂછતાં જણવે કોકાસ હો ॥ ૨૧ ॥ આવા રાય રાણી તેડાવી તે નૃપેં, નૃપબાંધખાણેં કીધ હો ॥ રાણી અંતેઉરમાં ધરી, કહે કોકાસનેં ગુણુ લીધ હો ॥ ૨૨ ॥ આ૦ ॥ અમ સુતનેં સીખાવો તુમ કલા, વિણરહસ્ય શિખાવે તેહ હો ॥ ઘોડા દોય યંત્રેં

સજ્જ કરી, સુતનેં જણવે ધરિ નેહ હો ॥ ૨૩ ॥ આ૦
॥ કોકાસ સૂતો નિદ્રા ભરેં, નૃપનંદન ઊઠી દોય હો ॥
ચઢી અશ્વેં ગગન ચાલ્યા તિસેં, કોકાસ પૂછે કિહાં
સોય હો ॥ ૨૪ ॥ આ૦ ॥ સુત અવર કહે દોય ઉ
ડીયા, કોકાસ કહે થયું શૂલ હો ॥ મરશે દો બાંધવ
તુમ તણા, નવિ જાણે કલનું મૂલ હો ॥૨૫॥ આ૦ ॥
સૂણી નૃપ રૂઠો દિએ કુમરનેં, વધ કરવાને કોકાસ હો
॥ એક કુંવર વચનથી સાંભલી, કોકાસેં રચિયો પા
સ હો ॥ ૨૬ ॥ આ૦ ॥ ચક્રયંત્ર ઊપર શૂલા કરી,
બેસાડ્યા કુંઅર વચગાલ હો ॥ કહે શંખનાદ ક
રૂં હું યદા, તવ ઠોકજ્યો ખીલી વિચાલ હો ॥
૨૭ ॥ આ૦ ॥ કહી શંખ પૂર્યો સુણી કું
વર તે, ખીલી ઠોકી વચમેં જામ હો ॥ તવ
ગગનેં સવે શૂલા પ્રતેં, ભેદાણા મરણ લહે તા
મ હો ॥ ૨૮ ॥ આ૦ ॥ સુભટેં કોકાસનેં મા
રિયો, રાયેં જાણી સવિ તે વાત હો ॥ હા હા
કરતો ધરણી ઢલ્યો, કાકજંઘ મુઓ આપઘાત હો
॥ ૨૯ ॥ આ૦ ॥ કારાગારેં અરિદમણ તે, આપ છંદે
મરણ લહે તામ હો ॥ કમલા કહે બેટી સાંભલો, હિ
તશીખ ન માની જામ હો ॥ ૩૦ ॥ આ૦ ॥ ખંડ ચો

થે આપ મતિ તજી, સુણતાં એ સાતમી ઢાલ હો ॥
શુભવીર કહે શ્રોતા ઘરે, નિત્ય હોજો મંગલમાલ હો
॥ ૩૧ ॥ આ૦ ॥

॥ દોહા ॥

॥ એમ કમલા વયણાં સુણી, હરખી વિમલા
નાર ॥ ધમ્મિલને વરવા ભણી, આપેં થઇ હુશિયાર
॥ ૧ ॥ ધમ્મિલને કમલા કહે, સફલ થઇ તુજ આશ॥
વિમલા વરશે પ્રેમથી, નિર્વહેજ્યો ઘર વાસ ॥ ૨ ॥ સુ
ણી ધમ્મિલ હરખ્યો ઘણું, ચિંતવતો ધરિ નેહ ॥ ગુ
રૂદર્શિત વ્રતમંત્રનો, મહિમા અતુલ અચ્છેહ ॥ ૩ ॥ સા
મગ્રી સવિ મેલવી, તેહિજ રયણીમાંહી ॥ ગાંધર્વે કરી
પરણીયાં, બેહુજણ ધરિ ઉચ્છાહિ ॥ ૪ ॥ રયણીવીતી
સુખ ભરે, રવિઉદયે પરભાત ॥ કમલા વિમલા કુંવ
રશું, જિનવરવંદન જાત ॥ ૫ ॥ પ્રભુસાખે કમલા
ગ્રહી, વિમલા દક્ષિણ હાથ ॥ દેઇ કુંવર દાહિણ કરે,
કહે ધરી મેં તુમ સાથ ॥ ૬ ॥ જીવતાં મુઝ પુત્રીને,
નવિ દેશો ક્ષણ છેહ ॥ જોપણ પરણો નવ નવી, તો પ
ણ ધરજો નેહ ॥ ૭ ॥ અચ્છંકારી એહ છે, શિવશિર કુ
ટિલા ગંગ ॥ પણ નિર્વહેવું નાથને, રાખે મોહોટા રંગ
॥ ૮ ॥ સસરો ખારો જલનિધિ, બાંધવ ચંદ્રકલંક ॥

ચપલા કમલા કેશવેં, લચ્છીકરી ધરિ અંક ॥ ૯ ॥ પ્ર ભુનજરેં પ્રેયસી તણો, ગ્રહિ કર કુંવર સનેહ ॥સાસુ વચણાં. શિર ધરી, આવંતા નિજ ગેહ ॥ ૧૦ ॥ કમ લા વિમલાનેં સજી, શોલ ભલા શણગાર ॥ માત સુ તા રથ બેસિનેં, પોહોતાં વનહમઝાર ॥ ૧૧ ॥

॥ ઢાલ આઠમી ॥

॥ સુતારીના બેટા તુનેં વિનવું રે લો, મારે ગરબે મા ડવડી લાવ જો ॥ રમતાં અંગૂઠડી વિસરી રે લો ॥

॥ એ દેશી ॥

॥ રથબેસીનેં રાણીયો નીકલી રે લો, જુવરા જનો ધરી શણગાર જો ॥ મેવા મીઠાઇ ફલ શિર થા લશું રે લો, દાસ દાસી તણે પરિવાર જો ॥ ૧ ॥રસ ક્રીડા રસેં રસિયા ઘણા રે લો ॥ તેણે વસિયા વિખમ સંસાર જો, જે કસિયા કસોટી જ્ઞાની ગિરા રે લો, તે વસિયા મુક્તિ દરબાર જો ॥ ૨ ॥ રસ૦ ॥ મિત્ર વર્ગ તણી રમણીઘણી રે લો, વનકેલિએં ભેલી થાય જો ॥ જાણું ખેચરી વ્યંતરી ઉતરી રે લો, રમેભૂચરીરૂપ બ નાય જો ॥ ૩ ॥ ર૦ ॥પછે ધમ્મિલ ગોષ્ટિક સાથશું રે લો, આવ્યા બાગેં તિહાંજુવરાજ જો ॥ ઠામ ઠામ તરૂ

તલ સંઠવી રે લો, હય હાથી સુભટ રથ સાજ જો ॥ ૪ ॥ ૨૦ ॥ રચ્યા મંડપ શીતલ છાયમાં રે લો, જલ છાંટી ભૂતલ શુચિ કીધ જો ॥ પંચવર્ણીબિછાણાં પાથ રયાં રે લો, ચંદરૂઆ ગગન તલ દીધ જો ॥ ૫ ॥ ૨૦ ॥ રસરંગ ભરેં સહુ ઉતરયાં રે લો, આવી બેઠાં તે મં ડપ હેઠ જો ॥ ગીતગાનતાન રસરીઝમાં રે લો, કરે ધમ્મિલશું સહુ ગોઠ જો॥ ૬ ॥ ૨૦ ॥ એણે અવસર ભોજન મંડપે રે લો ॥ બની રસવતી બાલે સુઆર જો ॥ તવ બેઠા આસન ધરી મંડપેં રે રે લો, નિજગેહવિભવ અનુસાર જો ॥ ૭ ॥ ૨૦ ॥ ચૂઆચંદન ધૂપ ઘટા ચલે રે લો, જુવરાજ ધમ્મિલ દોય પાસ જો ॥ મણિરત્નકનકભાજન દિયે રે લો, જલ કલશકુસુમ ધરી વાસ જો ॥ ૮ ॥ ૨૦ ॥ રાણી સાથેં વિમલસેના મલી રે લો; દોય પીરસંતાં ધરી પ્રેમ જો॥ પ્રિયા મિત્ર તણી પંખા કરે રે લો, કમલ સેના હુકમ ભર સીમ જો ॥ ૯ ॥ ૨૦ ॥ કરી ભોજન તંબોલ બીડિયો રે લો, ખાયે બેઠા તે મંડપે જાય જો

॥મનગમતે જમતે રમતે થકે રે લો, સહુ અંતરતી પરસ્પ
ર પ્રેમ જો ॥ ૧૧ ॥ ર૦ ॥ મુખ તંબોલ મંડપ જાવતી
રે લો, ઘડિ ચાર કરી વિશરામ જો ॥ સવિ દંપતી
દિલ ભર દીપતાં રે લો, જલક્રીડા કરે સર ઠામ જો ॥
૧૨ ॥ ર૦ ॥ તિહાં ધમ્મિલ વિમલા ખેલતાં રે લો, જે
મ રેવા કરેણુનાથ જો ॥ જોઈ દંપતી સહુ શંસા કરે
લો, કલાવંત વિચક્ષણ સાથ જો ॥ ૧૩ ॥ ર૦॥ કરી
ધર્મ ધમ્મિલ નર ઉપનો રે લો, જેણે પામી એ વિમ
લા નાર જો ॥ શ્રમ સફલ થયો ધાતા તણો રે લો, કરી
જોડ જુગતિ કિરતાર જો ॥ ૧૪ ॥ ર૦ ॥ હર
ગૌરી શચી મઘવા જિસી રે લો, નિશિ ચંદ્ર રતિપ
તિ કામ જો॥ હરિ કમલા હલી મલી રેવતી રે
લો, જેસી જોડ સીતાને રામ જો ॥ ૧૫ ॥
ર૦ ॥ સરોવરથી નીકલીયાં તે સવિ રે
લો, માંડવામેં હિંડોલા ખાટ જો ॥ જઇ બેઠાં
જુગલ જુવતી સહી રે લો, જૂએ રસભર વેશ્યા
નાટ જો ॥ ૧૬ ॥ ર૦ ॥ એક નજર ધમ્મિલ વિમલા
ભણી રે લો, બીજી નજરેં તે નાટકશાસ્ત્ર જો ॥ પણ
જોતાં તૃપ્તિ નવિ કો લહે રે લો, મુનિ દોય ગુણેં બ
હુ કાલ જો ॥ ૧૭ ॥ ર૦॥ કરી શંકાને કંખા વેગલી રે

લો, હોય સમકેતિ ઉજ્વલવાસ જો ॥ તેમ ગોષ્ટિલ દિલશંકા ટલી રે લો, દેખી ધમ્મિલ વિમલા પાસ જો ॥ ૧૮ ॥ ૨૦ ॥ હવે નાટક પૂર્ણતા થયે રે લો, કરે વિમલા તે લાખ પસાય જો ॥ જગદાતાના હોય વધામણાં રે લો, પાત્ર લોક ધમ્મિલ ગુણગાય જો ॥ ૧૯ ॥ ૨૦ ॥ સજી અસવારી સંવિનગરી ભણી રે લો, ચઢયા હસ્તી ધમ્મિલ નૃપનંદ જો ॥ રવિરાતો થયો ગયો વારૂણી રે લો, ઘર આવ્યા સહુ આણંદ જો ॥ ૨૦ ॥ ૨૦ ॥ ખંડ ચોથે ચતુર મેલા તણી રે લો, કહી આઠમી ઢાલ રસાલ જો ॥ શુભવીર કુંવર વિમલા મલી રે લો, રમે સુંદર ભોગ વિશાલ જો ॥ ૨૧ ॥ ૨૦ ॥

॥ દોહા ॥

॥ સુખ ભોગવતાં સ્વર્ગનાં, વિમલા ધમ્મિલ સંગ ॥ રતિસુખ નૃપ તે લહીધણાં, વિકસ્યાં અંગઉપાંગ ॥ ૧ ॥ પ્રેમ ભરે પ્રીતમ પ્રિયા, રયણી ક્ષણભર જાય ॥ દેવદુગંદુકની પરે, સુખમાં કાલ ગમાય ॥ ૨ ॥ એકદિન રતિસુખ સંધીએ, રિશાણીપિયુ સાથ ॥ ન દિએ બોલ મનાવતાં, તરછોડે વલી હાથ ॥ ૩ ॥ તવ હસતાં ધમ્મિલ કહે, ન ઘટે તુજને એહ ॥ કતક

ટુક વયણા કહે, જાણે પ્રમદા નેહ ॥ ૪ ॥ રમણની સાથેં રૂષણું, ન કરે નિપુણા નાર ॥ નમણી ખમણી બહુ ગુણી, સુખ દેવે ભરતાર ॥ ૫ ॥ વસંતતિલકા એક જગ, નારી ગુણભંડાર ॥ કહીય ન દીઠી રૂશણે, મુઝ રૂઠે ધરે પ્યાર ॥ ૬ ॥ વયણ અપૂરવ સાંભલી, લાગું બલતાં બાણ ॥ સર્વ સહે પણ નારીયો, ન સહે શોક્ય વખાણ ॥ ૭ ॥ અધર ડસંતી ક્રોધભર, કેશથી કુસુમ ઉછાલ ॥ નાખે દૂરે મેખલા, મુદ્રા નેઊરં હાર ॥ ૮ ॥ રક્ત અશોક કમલ દલેં, તુલ્યચરણ સુકુમાલ ॥ પાયતલે ધમ્મિલ હણી, વચન વદે ઇરષ્યાલ ॥ ૯ ॥ વસંતતિલકા દિલ વસી, જાઓ વસો તસ ગેહ ॥ કહે વિમલા તે વલ્લભા, સાચો જાસ સનેહ ॥ ૧૦ ॥ નારી વચન ઇરષ્યા તણાં, સાંભલી હસત વદન્ન ॥ કુંવર ઘરથી નીકલ્યો, રવિઉદયેં પ્રચ્છન્ન ॥ ૧૧ ॥

॥ ઢાલ નવમી ॥

॥ અનિહાંરે વાલ્હોજી વાએ છે વાંસલી રે ॥

॥ એ દેશી ॥

॥ અનિહારે સ્વારથ મીઠો સંસારમાં રે, સવિ સ્વારથિયો સંસાર ॥ માતા વલ્લભ બાલને રે,

જોવન વલ્લભ નર નાર ॥ ૧ ॥ સ્વારથ મીઠો૦ ॥ અનિહાંરે ધમ્મિલ ચાલ્યો ખેદેં ભરચો રે, પોહોતો જુવરાજને ગેહ ॥ ભોજન વેલા ભેલા જમી રે, ચિત્ત ચિંતે વિમલા નેહ ॥ ૨ ॥ સ્વા૦ ॥ અ૦ ॥ ચિત્ત વિશ્રા મેં વનમેં ગયો રે ॥ તિહાં દીઠા મુનિ અભિરામ ॥ ભવ અટવીમાં કરમેં તપ્યા રે, તે પ્રાણીને વિશરામ ॥ ૩ ॥ સ્વા૦ ॥ અ૦ ॥ શ્રુતસાગર સૂરી વંદીને રે, બેઠો ધમ્મિલ કુમાર ॥ તવ દીઠા તિહાં દીપતા રે ॥ નવ દીક્ષિત દો અણગાર ॥૪॥ સ્વા૦ ॥ અ૦॥ ધમ્મિલ પૂછે શે કારણે રે, જોવનવય દીક્ષા જોગ ॥ અઇસ્યનાણી કહે સાંભલો રે, એણે ભોગનેં જાણ્યો રોગ ॥ ૫ ॥ સ્વા૦ ॥ અ૦ ॥ નયર કુશસ્થલમાં વ સે રે, એક નૈગમ મદન છે નામ ॥ ચંડા પ્રચંડા ત સ નારીયો રે, જિસ્યું નામ તિસ્યો પરિણામ ॥ ૬ ॥ સ્વા૦ ॥ અ૦॥ જોગી જોગણી સેવતાં રે, લહી વિદ્યાને બહુમંત ॥ કલેશ કરે દો ક્રોધેં ભરી રે, તેણે દુખીયો તે અત્યંત ॥ ૭ ॥ સ્વા૦ ॥ અ૦ ॥ પરદે શાંતર કારાઘરેં રે, વલી રૂડા નરકાવાસ ॥ પણ દો ય નારીનો નાહલો રે, નવિ પામે સુખ ઘરવાસ ॥ ૮ ॥ સ્વા૦ ॥ અ૦ ॥ ઝઘડા ઝાટાથી ઊભગા રે, પ્રૂ ર

પાસ દો નદીય કિનાર ॥ ગામેં દો ઘરે રાખીને રે,
એકાંતર વિલસે વાર ॥ ૯ ॥ સ્વા૦ ॥ અ૦ ॥ એક
દિન કોઇક કારણે રે, દિન દોય પ્રચંડા ધામ ॥ વા
સો વસીને ત્રીજે દિને રે, ચંડા ઘર જાવે જામ ॥
૧૦ ॥ સ્વા૦ ॥ અ૦ ॥ ચંડા ચોખા છડતી થકી રે,
દેખી ક્રોધેં થઇ શ્યામ ॥ મૂશલ મંત્રીને નાખતી રે,
નાઠો મદન તે પાછો તામ ॥ ૧૧ ॥ સ્વા૦ ॥ અ૦ ॥
મૂશલ નાગ રૂપેં ધસ્યું રે, ભયભીત નદી ઉતરાય ॥
પેઠો પ્રચંડા ઘર બાપડો રે, તિહાં પૂઠેં પન્નગ આ
ય ॥ ૧૨ ॥ સ્વા૦ ॥ અ૦ ॥ વસ્ત્રેં વ્યાલને
છેતરી રે, શેઠ આવ્યો પ્રચંડા પાસ ॥ સા તનુ સ્ના
ન પીઠી ઘરે રે, તિહાં શેઠ ભણે ભરસાસ ॥ ૧૩ ॥
સ્વા૦ ॥ અ૦ ॥ વાત કરતાં અહિ પેખીયો રે, તવ
સા તનુમેલ ઊતાર ॥ નાખી વર્ત્તિ કરી મંત્રશું રે,
થયા નકુલ ફણીનેં વિદાર ॥ ૧૪ ॥ સ્વા૦ ॥ અ૦ ॥
મદન તે સ્વસ્થ થઇ તસ ઘરે રે, રહ્યો રાત્રિ ઉઠી પ્ર
ભાત ॥ ચિંતે દોય કુલક્ષણ નારીયો રે, એક દિન રે
હેતાં હોય ઘાત ॥ ૧૫ ॥ સ્વા૦ ॥ અ૦ ॥ એક ભએં
એકે રાખીયેં રે, પણ દૈવગતિ જો દોય॥ કોપી તો શ
રણ મરણ તણું રે, નવિ રાખણહારો કોય ॥ ૧૬ ॥

સ્વા૦॥ અ૦ ॥ ઋદ્ધિ ઘણી મુજ મંદિરે રે, પણ રાક્ષસી દો પરવેશ ॥ છંડી જવું મુજને ઘટે રે, આભવ રહીશું પરદેશ ॥ ૧૭ ॥ સ્વા૦ ॥ અ૦ ॥ ચિંતવી મદન ચલ્યો દેશાંતરે રે, ધનસાર સાર સહ લીધ ॥ દિનકેતે પુરસંકાશને રે, વનમાં ઉતારો કીધ ॥ ૧૮ ॥ સ્વા૦ ॥ અ૦ ॥ તે પુરવાસી આવ્યો તિહાં રે, શેઠ ભાનુદત્ત ઉછરંગ ॥ પૂછે મદન ભલે તમે આવીયા રે, હો ખેમ કુશલ તુમ અંગ ॥ ૧૯ ॥ સ્વા૦ ॥ અ૦ ॥ મુઝ મંદિર પાવન કરો રે, તબ ચિંતે મદન મનમાંહી ॥ નામશું જાણે એ માહરૂં રે, ગયો વિસ્મિત તસ ઘર જયાંહી ॥ ૨૦ ॥ સ્વા૦ ॥ અ૦ ॥ સ્નાનને ભોજન કીધાં પછી રે, કહે શેઠ મદન સુણો કાજ ॥ વિદ્યુલ્લતા મુઝ અંગજા રે, તમે પરણી વધારો લાજ ॥ ૨૧ ॥ સ્વા૦ ॥ અ૦ ॥ શી ઓલખાણે કન્યા દિયો રે, કહે મયણ લીયો મુઝ નામ ॥ ચઊસુત ઊપર ઇચ્છતાં રે' ભણે શેઠ હુઇ ગુણ ધામ ॥ ૨૨ ॥ સ્વા૦ ॥ અ૦ ॥ વરચિંતાયે મુઝને કહે રે, આવી કુલદેવી રાત ॥ મદન અશોકતરૂ તલે રે, બેસશે આવી પ્રભાત ॥ ૨૩ ॥ સ્વા૦ ॥ અ૦ ॥ તેડી સુતા પરણાવજો રે,

જાણું તેણે નામ કુલ જાત ॥ કહી પરણાવી શુભ વાસરેં રે, વાસ ભુવનેં વસે સુખશાત ॥ ૨૪ ॥ સ્વા૦ ॥ અ૦ ॥ પૂરવદુઃખ વીસારીનેં રે, ધરે વિદ્યુલ્લતા શું પ્રેમ ॥ પદ્મ સુઆવડ ઉગરી રે, રાતીસંગ ન છોડે જેમ ॥ ૨૫ ॥ સ્વા૦ ॥ અ૦ ॥ વર્ષાકાલેં ઘન ગાજતે રે, વરસંતે મૂશલધાર ॥ ઘર ઘર પેસી જુએ વીજલી રે, રોતીયો વીરહિણી નાર ॥ ૨૬ ॥ સ્વા૦ ॥ અ૦ ॥ વિદ્યુલ્લતાશું શય્યાગતેં રે, નિશિ દીપ અરીસા જ્યોત ॥ નારિવિજોગી પાસેં રહે રે, તસ બાલક ભૂખેં રોત ॥ ૨૭ ॥ સ્વા૦ ॥ અ૦ ॥ નાથ ગયો તું દેશાવરેં રે, નાવ્યો આવ્યો વર્ષાકાલ ॥ નયણાંનેવ ઘરમાં ઝરે રે, ધનનીહું રોવે બાલ ॥ ૨૮ ॥ સ્વા૦ ॥ અ૦ ॥ રોતી વિજોગી વયણાં સુણીરે, દુઃખ વ્યાપે મદન ને ચેત ॥ ચંડા પ્રચંડા ઘણું સાંભરી રે, આંસુએં ભરાણાં નેત ॥ ૨૯ ॥ સ્વા૦ ॥ અ૦ ॥ વિદ્યુલ્લતા નિર્બંધથી રે, પૂછંતાં બોલે તેહ ॥ શું કરતી હશે બાપડી રે, મુઝ વિણ હોય એકલી ગેહ ॥ ૩૦ ॥ સ્વા૦ ॥ અ૦ ॥ જો તું રજા મુઝને દીયે રે, તો જઇ આવું એક વાર ॥ સાંભલી સા ચિત્ત ચિંતવે રે, મુઝથી અધિકી હોય નાર ॥ ૩૧ ॥ સ્વા૦

અ૦ ॥ પ્રેમ લગ્યો તિહાં એહનો રે, મુઝ સાથેં બા-
લ્ય સનેહ ॥ વર્ષા વીત્યેં જાજ્યો તુમેં રે, મનમેલેં બો
લી તેહ ॥ ૩૨ ॥ સ્વા૦ ॥ અ૦ ॥ વર્ષાકાલ વીતી
ગયો રે, જવા મદન થયો હુશિયાર ॥ વિદ્યુલ્લતા ક
હે નાથજી રે, કેમ રહિશું અમેં સંસાર ॥ ૩૩ ॥ સ્વા૦
॥ અ૦ ॥ મદન વદે અમેં આવશું રે, દિન થો
ડે નહી તુઝ હોડ ॥ ફૂલ અનેકું ભમરો ભમે રેં,
પણ બેસે માલતિ છોડ ॥ ૩૪ ॥ સ્વા૦ ॥ અ૦ ॥
સા કહે વેહેલા પિયુ આવજો રે, કહી મંત્રી કરં
બો દીધ ॥ લેઇ ગયો એક ગામડે રે, જલ ઠામ વિ
શામો કીધં ॥ ૩૫ ॥ સ્વા૦ ॥ અ૦ ॥ ભોજન વે
લા સંભારતો રે, કોઇ આવે અતિથિ આંહી ॥ દેઇ
દાન ભોજન કરૂં રે, એમ ધ્યાયે મદન મન માંહી ॥
૩૬ ॥ સ્વા૦ ॥ અ૦ ॥ તપસી તાપસ દેખીને રે, ભ
ક્તિભર દીધ-કરંભ ॥ સરોવર તીરેં તાપસ જઇ રે,
જબ ખાવે સ્વાદ અચંભ ॥ ૩૭ ॥ સ્વા૦ ॥ અ૦ ॥
મદન સરોવર નાહીને રે, બેઠો ખાવાને જામ ॥
કવલ લીએ એક હાથમાં રે, તિહાં છીંક્યો હાલી
નામ ॥ ૩૮ ॥ સ્વા૦ ॥ અ૦ ॥ છંડી ભોજન ઉઠીયો
રે, તવ તપસી થયો અજરૂપ ॥ ઉપગરણાં પડચાં

ભૂતલે રે, મન ચિંતે મદન ધરી ચૂપ ॥ ૩૯ ॥ સ્વા૦ ॥ અ૦ ॥ જોઉં, એ કિહાં જાય છે રે, થયો છાગની પૂંઠે મદન ॥ ચાલ્યો ગયો વિદ્યુલ્લતા ઘરે રે, શેઠ જોવે રહીય પ્રચ્છન્ન ॥ ૪૦ ॥ સ્વા૦ ॥ અ૦ ॥ દેઈ કપાટને કુટીયો રે, કહે તે તુઝ માતા હોય ॥ સંભારીને મુઝને તજી રે, કોણ શરણ ઇહાં તુઝ હોય ॥ ૪૧ ॥ સ્વા૦ ॥ અ૦ ॥ લોકેં મલીનેં મેલાવીયો રે, સખી વયણેં મંત્રી નીર ॥ છાંટે તાપસ થઇ કહે રે, કરંભથી છાગ શરીર ॥ ૪૨ ॥ સ્વા૦ ॥ અ૦ ॥મદન તે નાઠો દેખી કરી રે, રાત્રેં દશ જોજન જાય ॥ પોહોતો હસંતી પુરપરિસરે રે, જોઇ જિન ઘર આણંદ થાય ॥ ૪૩ ॥ સ્વા૦ ॥ અ૦ ॥ ચોથે ખંડેં પૂરણ થઇ રે, ઢાલ નવમી ચઢતે રંગ ॥ વીર કહે ધન્ય તે નરા રે, જેણેં મેલ્યો મહિલા સંગ ॥ ૪૪ ॥ સ્વા૦ ॥

॥ દોહા ॥

॥ જઇ મદને જિન વંદીયા, શ્રી મરૂ દેવાનંદ ॥ભવદવ તાપ શમ્યો તિહાં, દેખી પ્રભુ મુખ ચંદ ॥ ૧ ॥ નઇગમ એક એણેં અવસરેં, ધનદ સમો ધનવંત ॥ તે જિન મંદિર આવીયો, વંદનનમન કરંત ॥

ર ।। રંગ મંડપમેં આવીયો, બેઠો કરીય પ્રણામ ।। પૂછે શું દુઃખ મદનનેં, દેખી વદન વિરામ ।।૩।। મદન શેઠ મુખ સાંભલી, મૂલથકી સવિ વાત ।। તે કહે મુજ દુઃખ આગલેં, તુમ દુઃખ તે કોણ માત ।। ૪ ।। મદન વદે મુઝનેં કહો, કેમ તુમ દુઃખ અપાર ।। સ જજન જાણી તે કહે, નિજ વીત્યો અધિકાર ।।૫ ।।

।।ઢાલ દશમી ।।

।। કામણગારો એ કૂકડો રો। એ દેશી ।।

।। કામણગારી એ કામની રો। કામણની કરના ર ।। સૂરજકંતા સ્વારથ સરચો રે, વિષ દેતી ભર તાર ।।૧।। કા૦।। રાજા ચંદને કૂકડો રે, વીરમતી ધ રનાર ।। ચુલ્લણી ચક્રી સુત મારવા રે, કરતી જંતુ ક રબાર ।। ૨ ।। કા૦ ।। દુઃખની વાત ન કીજીયેં રે, પ ણ સાધર્મિક પાસ ।। કેહેતાં હાંસી ન પામીએં રે, વલી હોવે દુઃખ નાશ ।। ૩ ।। કા૦ શેઠ હસંતાપુરમાં વસે રે, ધનપતિ ધન દસમોય।। લક્ષ્મીવતી તેહની પ્રિ યા રે, નંદન છે તસ દોય ।। ૪ ।। કા૦ ।। ધનસારને ધ નદેવ છે રે, પરણ્યા દોય કુમાર ।। માત પિતા મર ણે ગયાં રે, કલેશ કરે દોય નાર ।। ૫ ।। કા૦ ।। ધ ન વેહેંચીને જૂદા થયા રે, પણ લઘુ બંધવ નાર ।।

ફૂડ કલંકી નેહે તજી રે, ન દીયે સુખ ભરતાર ॥ ૬ ॥ કા૦ ॥ બાંધવ મોહોટો પરણાવતો રે, ધનદેવને લઘુનાર ॥ તે પણ સંગતેં તેહવી રે, નહીં તસ સુખ લગાર ॥ ૭ ॥ કા૦ ॥ નારી ચરિત્ર જુએ એકદા રે, શીત જ્વર મત્સ્યગેહ ॥ સૂતો રાત્રેં દોય નારીયેં રે, ઢાંકયો વસ્ત્રેં તેહ ॥ ૮ ॥ કા૦ ॥ સજજ થઇ દોય નીકલી રે, ચઢી ઘર વન સહકાર ॥ મંત્ર વિધિયેં સ્મરણ કરે રે, ઊઠી તદા ભરતાર ॥ ૯ ॥ કા૦ ॥ ચૂઅ તરૂ મૂલેં વલેં કરી રે, નિજતનુ બાંધીયું જામ ॥ ગગનેં ચલી તરૂ ઉતરચો રે, રયણદીવ વન ઠામ ॥ ૧૦ ॥ કા૦ ॥ ધનદેવ ગુપ્તપૂઠેં વહ્યો રે, રત્નપુરેં ચલી નાર ॥ શ્રીપુંજશેઠ ઘરકન્યકા રે, શ્રીમતી બાંધવ ચાર ॥ ૧૧ ॥ કા૦ ॥ વસુદત્ત શ્રેષ્ઠીસુત પરણતો રે, તનવ ઓચ્છવ થાય ॥ વરઘોડો જુએ બેહુ જણી રે, ધનદેવ ચોરીયેં ઠાય ॥ ૧૨ ॥ કા૦ ॥ તોરણ આવી વર ઉતરચો રે, પણ કોઇ દૈવવશેણ ॥ ખડ્ગનું તોરણ ત્રુટી પડયું રે, મરણ ગયો વર તેણ ॥ ૧૩ ॥ કા૦ ॥ વસુદત્ત રોતો નિજ ઘર ગયો રે, શ્રીપુંજચિંતા ન માય ॥ કુલદેવી વચનેં કરી રે, ધનદેવ તિલક ધરાય ॥ ૧૪ ॥ કા૦ ॥ વર વહૂ બેહુ શણગારીનેં રે, ચો

રીએં ફેરા ફરાય ॥ નાટકશાલ સમહોચ્છવેં રે, મંગ
લ ધવલ ગવાય ॥ ૧૫ ॥ કા૦ ॥ ઊભી જોવે દો ના
રીયો રે, છોટી કહે સુણુ ભેણુ ॥ એ વર આપણ વ
ર સમો રે, દીસે છે મુઝ નેણુ ॥ ૧૬ ॥ કા૦ ॥ મોહો
ટી કહે જગ એ સમા રે, જે નર તે તુઝ કંત ॥ તુલ્ય
રૂપેં નર નારીયો રે, સસારેં બહુહુંત ॥ ૧૭ ॥ કા૦
॥ તે શીતજ્વરેં પીડિયો રે, કેણીરીતેં આવે આંહી
॥ વાતકરંતી વેગેં વલી રે, જુએ કૌતુક પુરમાંહી ॥
૧૮ ॥ કા૦ ॥ ધનદેવ વાસભુવન જઇ રે, ચિતચપ
લ અતિરેખ ॥ શ્રીમતી ચીરેં કેસર રસેં રે, લખીયો
શલોક તે એક ॥ ૧૯ ॥ કા૦ ॥ તથા હિ ॥ ॥ કહ
સંતીકરત્નપુરં ॥ કનભામંડલયુતશ્રુતઃ॥ ધનપતિ સુ
ત ધનદેવો ॥ ભાવિ વશાત્સુખ કૃતે ભૂત ॥ ૧ ॥
નિકલીયો મસલું કરી રે, આવ્યો જિહાં સહકાર ॥
તામ ચઢી દોય નારીયો રે, ધનદેવ પૂર્વ પ્રકાર ॥
૨૦ ॥ કા૦ ॥ ચૂતતરૂ ગગને ચલ્યો રે, જઇ મૂ
કયો મૂળઠામ ॥ ધનદેવ આવી સૂતો ઘરે રે, તે પ
ણ આવી ધામ ॥ ૨૧ ॥ કા૦ ॥ સૂતી દોય નિદ્રા
ભરેં રે, જાગી વૈભાતેં સાથ ॥ ચિંતા ઊજાગરેં
ઊંઘતાં રે, કંકણ દોરા હાથ ॥ ૨૨ ॥ કા૦ ॥ દેખી

નાહાની કહે બેહેનડી રે, મુઝ નવિ માન્યું વચન ॥
તુમ પતિ રાત્રેં તિહાં પરણીયો રે, કંકણ હાથ પ્રચ્છન્ન
॥ ૨૩ ॥કા૦ ॥ જોષજોઈ કહે તાહરૂં રે, વચણ જો
માનત ત્યાંહી ॥ તો જલધિમાંનાખી પરો રે, હોય ર
હત સુખમાંહિ ॥ ૨૪ ॥ કા૦ ॥ મ ધરીશ બીક એ
શંકની રે, એમ કહી બાંધે પાય ॥ દોરો મંત્રી નિ
જ હાથશું રે, ધનદેવ પોપટ થાય ॥ ૨૫ ॥ કા૦ ॥
પંજર ઘાલી તાલું દીયું રે, જબ છમકારે શાક ॥ ખ
ડ્ગ લેઇ શુકનેં કહે રે, તુઝનેં હણી કરૂં પાક ॥
॥ ૨૬ ॥ કા૦ ॥ એમ વચણાં સુણી ધ્રૂજતો રે,
રોતાં નિગમે કાલ ॥ હવે શ્રીપુંજ ગવેષતો રે, ન જડી
જમાઇ ભાલ ॥ ૨૭॥ કા૦ ॥ શ્રીમતી આંસું ચીરિં
લુહે રે, વાંચી અક્ષર તામ ॥ ચિંતા તજો કહે તાતને
રે, ગયો હસંતી ગામ ॥ ૨૮ ॥ કા૦ ॥ વાંચી
શ્લોકનેં શેઠને રે, ભાંગ્યો ચિત્તકલેશ ॥ સાગરદ
ત્ત વાણિજ તદા રે, જાય હસંતી નિવેશ ॥ ૨૯ ॥ કા૦
॥ હાર દેઇ એક રત્નનો રે, વાત સુણાવી તાસ ॥
જઇ જમાઇનેં આપીને રે, તેડી લાવો અમ પાસ
॥ ૩૦ ॥ કા૦ ॥ શેઠ સાગરદત્ત નાવેં ચઢયો રે,
ગયો હસંતીગામ ॥ હાર દિયો દોય નારીને રે, શે

ન દીઠા તામ ॥ ૩૧ ॥ કા૦ ॥ પૂછે થકે બેહુ નારી કહે રે, શેઠ ગયા પરદેશ ॥ બારેબાર તિહાં આવશે રે, ધરશો ન ચિત્ત કલેશ ॥ ૩૨ ॥ કા૦ ॥ પણ અમને એમ કહી ગયા રે, રત્નપુરીથી કોય ॥ આવે તો શુક આપજો રે, શ્રીમતી ખેલન જોય ॥ ૩૩ ॥ કા૦ ॥ સાંભલી પંજર લેઇ ચલ રે, દેવે શ્રીમતીહાથ ॥ વાત સુણી શુક હુલરાવતી રે, જાણે મલીયો નાથ ॥ ૩૪ ॥ કા૦ ॥ એકદિન દોરો દેખી કરી રે, બંધન છોડે તામ ॥ વિસ્મય પામ્યા સાજન સહૂ રે, ધનદેવ પ્રગટયો જામ ॥ ૩૫ ॥ કા૦ ॥ સસરો રાખે અન્યમ દિરે રે, દંપતીસુખ વિલસંત ॥ દિનકેતે તાત મરણ ગયા રે, શ્રીમતી તામ વદંત ॥ ૩૬ ॥ કા૦ ॥ સસરા નામે ઓલખાવતાં રે, તુમ ગુણવંતને લોક ॥ એમ સસરા ઘર જઇ રહું રે, તો મુઝ થાય અશોક ॥ ૩૭ ॥ કા૦ ॥ કહે ધનદેવ સુણજો પ્રિયા રે, ભાજીના છમકાર ॥ હજીય લગે નવિ વિસરે રે, સા કહે કેમ છમકાર ॥ ૩૮ ॥ કા૦ ॥ કંતમુખે સવિ સાંભલી રે, હસીય કહે સા નાર ॥ પૂર્વપ્રિયા મુજ આગલે રે, રાંક તણો અવતાર ॥ ૩૯ ॥ કા૦ ॥ શ્રીમતા આગ્રહે ઝાહાજે ચઢી રે, ઉતરીયા નિજ

ગામ ॥ સન્મુખ સજ્જન ઓછિવેં રે, આવી વસ્યા નિજ ધામ ॥ ૪૦ ॥ કા૦ ॥ દોય જણી મનચિંતવે રે, વિસરિયો છમકાર ॥ વલી આવ્યો રસ ચાખવા રે, નવલ વહૂભરતાર ॥ ૪૧ ॥ કા૦ ॥ આસન મંત્રી બેસારીને રે, પગ ધોવે લઘુ નાર ॥ જ્યેષ્ઠામંત્રી જલ છાંટતી રે, આગણે ફરતે બાર ॥ ૪૨ ॥ કા૦ ॥ તે જલપૂર નાસાલગેં રે, જબ ડુબ્યો ધનદેવ ॥ શ્રીમતીતામ મંત્રેં કરી રે, શોપી લીએ તતખેવ ॥ ૪૩ ॥ કા૦ ॥ શ્રીમતિ પાયેં પડી બેહુ જણી રે, શેઠ જુવે થઇ થીર ॥ ચોથે ખંડેં દશમી ભલી રે, ઢાલ કહે શુભવીર ॥ ૪૪ ॥

॥ દોહા ॥

॥ તે દેખી વિસ્મય લહી, શ્રેષ્ઠીચિંતે ચિત્ત ॥ ભયરણમાંથી ઉગરચો, તો વલી આગલ ભીત ॥ ૧ ॥ દૈવદશાથી શ્રીમતી, જો કોપી કોઈ વાર ॥ ત્રિહું નારી વિણ ત્રિભુવનેં, નહી કોઇ રાખણહાર ॥ ૨ ॥ નવિરહેવું મુઝનેં ઘટે, એકદિન જીવિત હાણ ॥ ભયસ્થાનક તે વરજવું, બોલે ચતુર સુજાણ ॥ ૩ ॥ એમ ચિંતીપુર બારણેં, નાઠો તે તતખેવ ॥ જિન વંદી તુમનેં મલી, આ બેઠો ધનદેવ ॥ ૪ ॥ મુનિ

કહે એણે અવસર અમે, તેણે વન વસિયા રાત॥ ભયવૈરાગેં પૂરિયા, આવી નમી કહે વાત ॥ ૫ ॥ અમ ઊપદેશ સુણી કરી, બેહુ જણે દીક્ષા લીધ ॥ વિચરંતાં ઇહાં આવિયા, દૂરેં ભય સવિ કીધ ॥ ૬ ॥ તે નિસુણી ધમ્મિલ્લ કહે, દિયોદિક્ષા મુજ આજ ॥ભોગ કરમ ફલ તુઝ ઘણું, નહીં વ્રત કહેમુનિ રાજ ॥૭ ॥ તવ મુનિ વંદી ઉઠીયો, જબ થયો પચ્છિમ જામ ॥પુરમાં રાજપંથેં ગયો, તિહાં દીઠું સુરધામ ॥ ૮ ॥

॥ ઢાલ અગ્યારમી ॥

॥ કોઇલો પર્વત ધૂંધલો રે લો ॥ એ દેશી ॥

॥ રાજમારગ પાસેં ભલો રે લો, દીઠો નાગવિહાર રે ॥ ચતુરનર ॥ ધૂપઘટા ગગનેં ચલી રે લો, દીપકમાલ હજાર રે ॥ ચ૦ ॥ ૧ ॥ પુણ્ય કરો જગ પ્રાણિયા રે લો, કારણ પંચમાં સિદ્ધ રે ॥ ચ૦ ॥ મનગમતા મેલા મલે રે લો, ધિમ્મલ જેમ ફલલીધ રે ॥ ચ૦ ॥ ૨ ॥ પુ૦ ॥ વિસ્મિત નયનેં વિલોકિને રે લો, પિહિત અર્દ્ધ કપાટ રે ॥ ચ૦ ॥ દ્વાર ઉઘાડી મંદિરેં રે લો, પેઠો તજ્જય ઉચ્ચાટ રે ॥ ચ૦ ॥ ૩ ॥ પુ૦ ॥ નાગદેવ બેઠો નમી રે લો, કરતો બહુલ વિ

ચાર રે ॥ ચ૦ ॥ તેણે સમે પૂજાપો ગ્રહી રે લો,
સુંદર સખી પરિવાર રે ॥ ચ૦ ॥ ૪ ॥ પુ૦ ॥ જોવન
વય જસ જાગતી રે લો, લાગતે અંગેં કામ રે ॥
ચ૦ ॥ દોયપ્રિયાથી ઊભગ્યો રે લો, વસિયો લહી
વરઠામ રે ॥ ચ૦ ॥ ૫ ॥ પુ૦ ॥ રૂપેં જયંતા તંવિ
ખી રે લો, આવી કુમારી એક રે ॥ ચ૦ ॥ ધોત ચ
રણ કર મુખ જલેં રે લો, પેઠી ચૈત્ય વિવેક રે ॥
ચ૦ ॥ ૬ ॥ પુ૦ ॥ નાગદેવ પૂજી કરી રે લો, કહે થા
ઓ નાથ પ્રસન્ન રે ॥ ચ૦ ॥ નાગ ભણે વત્સ તુઝ
હજો રે લો, વંછિત વર કયપુન્ન રે ॥ ચ૦ ॥ ૭ ॥
પુ૦ ॥ સાંભલી ઊઠી સસંભ્રમેં રે લો, દીઠો તામ
કુમાર રે ॥ ચ૦ ॥ રૂપેં રંગાણી ચેતના રે લો, કા
મદેવ અવતાર રે ॥ ચ૦ ॥ ૮ ॥ પુ૦ ॥ તેણેં પણ
દીઠી દિલભરેં રે લો, નવજોબ્બન વનશાલ રે ॥ ચ૦ ॥
નોતન તુંગ પયોધરા રે લો, અધર અરૂણ પરવાલ
રે ॥ ચ૦ ॥ ૯ ॥ પુ૦ ॥ નીલ કમલદલ લોચના
રે લો, શશિમુખ સુરભિ વાસ રે ॥ ચ૦ ॥ જાસ ક
લા ચોસઠ લહી રે લો; વિચતિ વિધુ અભ્યાસ રે
॥ ચ૦ ॥ ૧૦ ॥ પુ૦ ॥ ફૂલ ખરે મુખ બોલતાંરે લો,
પૂછતી કુંવરનેં તેહ રે ॥ ચ૦ ॥ કુશાગ્રપુરથી આ

વિયા રે લો, ધમ્મિલ કહે તુમ નેહ રે ॥ ચ૦ ॥ ૧૧ ॥ પુ૦ ॥ સાંભલી સા વિસ્મય લહી રે લો, અધોમુખ જોતી જાય રે ॥ ચ૦ ॥ લજવાણી વામ પગતણે રે લો, અંગૂઠે ભૂમિ ખણાય રે ॥ ચ૦ ॥ ૧૨ ॥ પુ૦ ॥ ધમ્મિલ કહે સુણ સુંદરી રે લો, તું કોણ કિમ ઇહાં આય રે ॥ ચ૦ ॥ મધુરવચણનેહે ભરી રે લો, થાય નિપુણ ઊચ્ચરાય રે ॥ ચ૦ ॥ ૧૩ ॥ પુ૦ ॥ સાર્થેશ નાગવસુ ઇહાં રે લો, નાગસેના નો કંત રે ॥ ચ૦ ॥ નાગદેવ ભક્તિ થયો રે લો, નાગદત્ત સુત સંત રે ॥ ચ૦ ॥ ૧૪ ॥ પુ૦ ॥ પણ ઇચ્છા તે ઉપરે રે લો, નંદની ચંદની રાત રે ॥ ચ૦ ॥ ઇંદ્રમહોચ્છવ પૂર્ણિમા રે લો, વંછે જેમ મણુ જાત રે ॥ ચ૦ ॥ ૧૫ ॥ પુ૦ ॥ નાગદેવ સેવાથકી રે લો, પુત્રી હુઇ ગુણધામ રે ॥ ચ૦ ॥ થાપે હર્ષ મહોચ્છવે રે લો, નાગદત્તા મુઝ નામ રે ॥ ચ૦ ॥ ૧૬ ॥ પુ૦ ॥ જોબન વય જનકાદિકે રે લો, વરની ચિંતા થાય રે ॥ ચ૦ ॥ સાચી સોવનમુદ્રિકા રે લો, કાચ તિહાં ન જડાય રે ॥ ચ૦ ॥ ૧૭ ॥ પુ૦ ॥ ગુણલક્ષણ જોયા વિના રે લો, ભુચ્છ મલે ભરતાર રે ॥ ચ૦ ॥ જાએ જન્મારો ઝરતાં રે લો, અબલાનો અવતાર રે ॥

ચ૦ ॥ ૧૮ ॥ પુ૦ ॥ તેણે કારણું સેવા કરૂં રે લો, નાગદેવની નિત્ત રે ॥ ચ૦ ॥ કર જોડી કરૂં વિનતિ રે લો, ઇચ્છા વર ધરી ચિત્ત રે ॥ ચ૦॥ ૧૯ ॥ પુ૦ ॥ વંછા આજ પૂરણ કરી રે લો, દેવે થઇય હજૂર રે ॥ ચ૦ ॥ મુઝ ભાગ્યે તુમે આવિયા રે લો, દીઠા ગુણ ભરપૂર રે ॥ ચ૦ ॥ ૨૦ ॥ પુ૦ ॥ સુખ ભર બેસો ઇહા કને રે લો, એમ કહી ચાલી તેહ રે ॥ ચ૦ ॥ પૂર્ણ મનોરથ વારતા રે લો, માયને કહે જઇ ગેહ રે ॥ ચ૦ ॥ ૨૧ ॥ પુ૦ ॥ સજ્જન વર્ગ સવિહ રખિયો રે લો, નાગદેવ ઘર જાત રે ॥ ચ૦ ॥ ઘર તેડી સમહોચ્છવે રે લો, લીધું લગન તે રાત રે ॥ ચ૦ ॥૨૨॥પુ૦॥ ચોરીએં ફેરા ફેરવી રે લો, દીધું કન્યાદાન રે॥ ચ૦ ॥ વાસભુવન સુખમેં વસે રે લો, શેઠમાન સન્માન રે ॥ ચ૦॥ ૨૩ ॥ પુ૦ ॥ ચોથે ખંડે પૂરણ થઇ રે લો, એ અગીયારમી ઢાલ રે ॥ ચ૦ ॥ શ્રીશુ વીર કુંવર ઇહાં રે લો, ભોગવે ભોગ વિશાલ રે ॥ ચ૦ ॥ ૨૪ ॥ પુ૦ ॥

॥ દોહા ॥

॥ એણે અવસર તે નગરનો, નામ કપિલ ભૂપાલ ॥ તસકુમરી કપિલા સતી, જોવન રૂપ રસાલ

॥ ૧ ॥ નાગદત્તાશું તેહનેં, વરતે છે સખિભાવ ॥ ધમ્મિલ વરીયો સાંભલી, કરતી ચિત્ત બનાવ ॥ ૨ ॥ સખીયેં વરચો વરમાહરે, વરવો એ નિરધાર ॥ સહિયર પ્રેમ સદા રહે, ભારંડ પંખીસમાર ॥ ૩ ॥ એમચિંતી કહે રાયનેં, મુઝ ઇચ્છાવર હેત ॥ મંડપ રચિએં સ્વયંવરા, રાજકુંવર સંકેત ॥ ૪ ॥ એમ નિસુણી તતક્ષણ કિયો, મંડપ સોવન થંભ ॥ થંભ થંભ મણિ પૂતલી, કરતી નાટારંભ ॥ ૫ ॥ મંચક અતિ મંચક તણી, બાંધીશ્રેણિ વિશાલ ॥ જેમ બેસી બહુલા જુએ, નવરસ નાટક શાલ ॥ ૬ ॥

॥ ઢાળ બારમી ॥

॥ભરતનેં પાટેં ભૂપતિ રે, સિદ્ધિ વરચાં એણું ઠાયા॥ સલૂણા ॥ એ દેશી ॥

॥ દૂત ઠવી નૃપ તેડિયા રે, આવ્યા ક્ષત્રિકુમારા॥ સલૂણા ॥ ઊતરીઆ ચંપાવનેં રે, સૈન્ય સુભટ વિસ્તાર ॥ સ૦ ॥ ૧ ॥ પુણ્ય ઉદય પ્રાણી લહે રે, વંછિત સકલ સમૃદ્ધ ॥ સ૦ ॥ પુણ્યવિહૂણા ઝૂરતા રે, દેખી પરની ઋદ્ધિ ॥ સ૦ ॥ ૨ ॥ પુ૦ ॥ મંત્રી શેઠ સાર્થવાહના રે, મલીયા પુત્ર અનેક ॥ સ૦ ॥ અ

શન વસન નૃપ તૃણજલેં રે, સાચવે સકલ વિવેક ॥ સ૦ ॥ ૩ ॥ પુ૦ ॥ નયરેં પડહ વજાવતા રે, ઇભ્ય શેઠ સાર્થેશ ॥ સ૦ ॥ નંદનસાથ સ્વયંવરેં રે, આવજો ધરી શુભ વેશ ॥ સ૦ ॥૪॥ પુ૦ ॥ મંડપેં મલીયા તે સવે રે, બેઠા બેસણ ઠાય ॥ સ૦ ॥ નંદનવનમેં દેવતા રે, મલીયા ઓજ સવાય ॥ સ૦ ॥ ૫ ॥ પુ૦ ॥ ધમ્મિલ પણ આવી તિહાં રે, રાજકુંવરની પાસ ॥ સ૦ ॥ માન લહી જુવરાજનું રે, બેઠા મન ઉલ્લાસ ॥ સ૦ ॥ ૬ ॥ પુ૦ ॥ રાય કપિલની આગલેં રે, ગાયન ગાવે ગીત ॥ સ૦ ॥ વારવધૂનેં નાટકેં રે, રાગ રંગ રસ રીત ॥ સ૦ ॥ ૭ ॥ પુ૦ ॥ એણે અવસર નૃપનંદની રે, ચંદન સહિ પરિવાર ॥ સ૦ ॥ બેસી સુખાસન પાલખી રે, શોભ ધરી શણગાર ॥ સ૦ ॥ ૮॥ પુ૦॥ ઊતરી અભ્રથી ઊજલી રે, વિજલીજ્યું ઝલકાર ॥સ૦॥ વરમાલા કરમાં ધરી રે, પંખા સખી કર ધાર ॥ સ૦ ॥ ૯॥ પુ૦ ॥ સમકાલેં કુમરી મુખેં રે, નયણેં જુએ નરદક્ષ ॥ સ૦ ॥ ધનુર્વેદ બાણાવલી રે, સાંધે જેમ દૃગલક્ષ ॥સ૦ ॥ ૧૦ ॥ પુ૦ ॥ પણ કુમરી ચિત્ત વેધીયું રે, નાગદત્તા ભરતાર ॥ સ૦ ॥ વસ્તુ જગત મધુરી

ધણી રે, પણ ચિત્ત રૂચિએં ચ્યાર ॥ સ૦ ॥ ૧૧ ॥ પુ૦ ॥ નયન કટાક્ષેં બેહુ જણાં રે, વેધાણાં તેણે ઠા ય ॥ સ૦ ॥ વેધકતા લહે વેધકી રે, ઘાયલ જા ણે ઘાય ॥ સ૦ ॥ ૧૨ ॥ પુ૦ ॥ હવે પ્રતિહારી વ ર્ણવે રે, સાંભલ રાજકુમાર ॥ સ૦ ॥ પૂરવ દેશ નો રાજિયો રે, નયરી વાણારસિ સાર ॥ સા૦ ॥ ૧૩ ॥ પુ૦ ॥ નામેં મૃગધ્વજ એહ છે રે, સૈન્ય ઋદ્ધિ બ હુ ગેહ ॥ સ૦ ॥ પરણી પ્રિયા છે પાંચશેં રે, સુ દર લક્ષણ દેહ ॥ સ૦ ॥ ૧૪ ॥ પુ૦ ॥ કુમરી કહે કાંતા ધણી રે, નહી સુખીયો ચલી અગ્ર ॥ સ૦ ॥ વંગ કલિંગ તણો ધણી રે, જસ વર ઋદ્ધિ સમ ગ્ર ॥ સ૦ ॥ ૧૫ ॥ પુ૦ ॥ જયસિંહ નૃપ નેપાલ નો રે, કસ્તૂરી જસ દેશ ॥ સ૦ ॥ એમ મંત્રીસર શેઠને રે, વરણવિયા સવિશેષ ॥ સ૦ ॥ ૧૬ ॥ પુ૦ ॥ તે સવિ હેલવિયા તણે રે, વય રૂપ દેશના દોષ ॥ સ૦ ॥ વર્ણવતાં દિલ હીંસતું રે, હેલવતા મન રોષ ॥ સ૦ ॥ ૧૭ ॥ પુ૦ ॥ વલી પ્રતિહારી બોલતી રે, એ નર ગુણ ભંડાર ॥ સ૦ ॥ ભાગ્યક લા રૂપેં વડો રે, મુઝ સખીનો ભરતાર ॥ સ૦ ॥ ૧૮ ॥ પુ૦ ॥ મન ગમતું વૈદેં કહ્યું રે, જાણી ઠવે

વરમાલ ॥ સ૦ ॥ વ્યંતર દેવી દેવતા રે, વૃષ્ટિ કુસુ
મ ઉજમાલ ॥ સ૦ ॥ ૧૯ ॥ પુ૦ ॥ તે દેખી નૃપ
કોપિયા રે, ઉઠયા ખડ્ગ ધરી હાથ ॥ સ૦ ॥ એક
શૃંગ ખડ્ગી પરેં રે, થંભે દેવ સહુ સાથ ॥ સ૦ ॥
૨૦ ॥ પુ૦ ॥ કપિલરાય વચનેં કરી રે, છોડે ધ
મ્મિલ ત્યાંહિ ॥ સ૦ ॥ મંગલવાજાં વાજતાં રે,
સજન વર્ગ ઉચ્છાહી ॥ સ૦ ॥ ૨૧ ॥ પુ૦ ॥ વર તે
ડી સમહોચ્છવેં રે, પરણાવે ધરી હેત ॥ સ૦ ॥
હય ગય રથ ભટ ભૂષણાં રે, ગામ ઘણા વર દેત ॥
સ૦ ॥ ૨૨ ॥ પુ૦ ॥ ચોથે ખંડેં એણીપરેં રે, બો
લી બારમી ઢાલ ॥ સ૦ ॥ શ્રી શુભવીર કુંવર ત
ણુ રે, પસરયું પુણ્ય વિશાલ ॥ સ૦ ॥ ૨૩ ॥ પુ૦ ॥

॥ દોહા ॥

નાગદત્તાને નિજ ઘરે, તેડે નૃપ સસનેહ ॥
ધમ્મિલ હર્ષ જમણ જમે, નરપતિ સસરા ગેહ ॥
૧ ॥ નવ પરણીત બેહુ નારી શું, વિલસે પ્રેમ અ
પાર ॥ પણ વિમલા રાગેં જડી, વિસરતી ન લગા
ર ॥ ૨ ॥ સાતમી એ બ્રહ્મદત્ત ગયો, કુરૂમતિ કુરૂ
મતી કાર ॥ છઠ્ઠીયેં કુરૂમતી રાગશું, બ્રહ્મદત્ત
વચન ઉચ્ચાર ॥ ૩ ॥ પૂર્વ પ્રિયા કનકાવતી, વસુ

દેવને પરણાય ॥ નર દુર્ગંધને અવગણી, ધનદ ઇ
હાં ઊતરાય ॥ ૪ ॥ બાવીસ કોડા કોડીને, પંચા
શી લખ કોડ ॥ કોડી સહસ ઇગસત્તરી, ચઊસય અ
ડવિસકોડ ॥ ૫ ॥ સગ વન લખ ચઊદશ સહસ,
દોસય અસીઇ નાર ॥ એક ભવે પટ્ટરાણીયો, હો
ચે હરી અવતાર ॥ ૬ ॥ એક રીસાવે તેહમાં, શ
ક્ર મનાવા જાય ॥ તેહ મનાયે સુખ ગણે, દુર્જય રા
ગ કહાય ॥ ૭ ॥ વિમલા પણ રાગે નડી, પડી વિ
રહાનલ કુંડ ॥ કંત વિછોહી નારીને, જગતમેં દૂખ
બ્રમંડ ॥ ૮ ॥

॥ ઢાલ તેરમી ॥

ગજરા મારૂજી ચાલ્યા ચાકરી રે, અમને શી
શી ભલામણ દેશ ॥ એ દેશી ॥

॥ ચતુર ચલ્યો ચિંતા ભરે રે, રહી વિમલા
મહ્લા પાસ ॥ મહીલામતિ પગપાનીએં રે, જો ચોસ
ઠ કલાની વાસ રે ॥ જો ચોસઠ કલાની વાસ ॥
॥ પ્રથમ વિચારણા ના કરે રે, કરે સહસા કર્મ કઠો
॥ પતિ સુત સહસા મારીને રે, પછે રોતી કરતી
કોર રે ॥ પછે રોતી૦ ॥ ૨ ॥ દોય દિવસ વીતી

યા રે, પણ નાથ ન આવ્યો જામ ॥ વિમલસેના કહે માયને રે, માડી મેં કરયુ વીરૂઉં કામ રે ॥ માડી૦ ॥ ૩ ॥ રસ ભર રમણને રીસવ્યો રે, ગયો કોણ જાણે કોણ ઠામ ॥ માય કહે ધણી માનિતી રે, કરે ઉઝડ બારે ગામ રે ॥ ક૦ ॥ ૪ ॥ ઊછાંછલપ તાહરે રે, સહે સાયર એ ગંભીર ॥ વાયુવેલ વધે વારિધિ રે,પણ પાછાં વલે છે નીર રે ॥ ૫૦ ॥ ૫ ॥ તેમ તુજ વિયુ ઘર આવશે રે, મત કર તું કલેશ લગાર ॥ એમ દિન કેતા વહી ગયા રે, પણ નાવ્યો ધમ્મિલ ઘરબાર રે ॥ ૫૦ ॥ ૬ ॥ ખેદ ભરેં દિન કાઢતી રે, સતી વિમલસેના ગઈ ગેહ॥ સરસ આહારનેં છંડતી રે, તેણે શોષા નિજદેહ રે ॥ તિ૦ ॥ ૭ ॥ નવિ વિકસે વન વેલડી રે, જલ સિંચ્યા વિના શૂકાય ॥ ધારાધર વિના જેમ ધરા રે, તપતિ વલી વિશ્વ તપાય રે ॥ ત૦ ॥ ૮ ॥ તેમ નિજ સેવક પરિજના રે, નિજ સ્વામિનીનું દુઃખ દેખ ॥ થઇ ઓશીયાલા ચાકરી રે, કરે તન મન વચન વિશેષ રે ॥ ક૦ ॥ ૯ ॥ માત પિતા સુત બાંધવા રે, હોઇ સાસુ સસરો નણંદ ॥ પણ પ્રમદા પ્રીતમ વિના રે, નવિ અંતર ચિત્ત આણંદ રે ॥ ન૦ ॥ ૧૦ ॥ દંત વિના દંતી જિ

શ્યો રે, જેવી ચંદ્ર વિહૂણી રાત ॥ શસ્ત્ર વિના શૂર રાંકડો રે, જલ વિણ સરોવર નવિ ભાત રે ॥ જ૦ ॥ ૧૧ ॥ જીવ વિના કાયા કશી રે, સુત વિણ સુકુલો ધનવંત ॥ મુખશોભા ચક્ષુ વિના રે, મુનિ દ્વિજ વિણ વિદ્યાવંત રે ॥ મુ૦ ॥ ૧૨ ॥ નર વિણ નારી એકલી રે, તેમ શોભે નહી જગ કોય ॥ કંત વિછોહો કામની રે, ચિંતાનલ બલતી જોય રે ॥ ચિં૦ ॥ ૧૩ ॥ ચંદ્ર કિરણ અમૃત ઝરે રે, પણ વિરહિણી તપન પ્રમાણ ॥ મંદ શીતલ વાયુ વહે રે, તેતો લાગે વજ્ર સમાન રે ॥ તે૦ ॥ ૧૪ ॥ ફૂલ શય્યા કંટક સમી રે, ફુલમાલા વ્યાલ નિખેપ ॥ રાત્રિ કલ્પ શત શી ગમે રે, અગ્નિ કણ ચંદન લેપ રે ॥ અ૦ ॥ ૧૫ ॥ ભારભૂત કાયા વહે રે, જેમ રાયેં ઝાલી વેઠ ॥ દુઃખ અનેક પ્રકારનાં રે, પણ વિરહિણી નારી હેઠ રે ॥ પ૦ ॥ ૧૬ ॥ વિમલસેના થઇ દુર્બલી રે, નિજ વાલ્હમ કરે વિજોગ ॥ વઇદ ન જાણે નાડીમાં રે, થયો મોહ મહા ક્ષયરોગ રે ॥ થ૦ ॥ ૧૭ ॥ તેણે સમે વરઘોડે ચઢયો રે, પગ માંડયા ઓચ્છવ થાય ॥ દોય વહૂ દોય બાજૂયેં રે, પગે હિંડતો ધમ્મિલ જાય રે ॥ પ૦ ॥ ૧૮ ॥ બ

હુ ઠકુરાઇએં પરવરચો રે, ગીત ગાનનેં નૃત્ય વિ
લાસ ॥ લાખ લોક જોવા મલ્યા રે, આવ્યા વિમલ
સેના ઘર પાસ રે ॥ આ૦ ॥ ૧૯ ॥ રાય બેટી કોણ
પરણીયો રે, જોવા વિમલાના સેવક આય ॥ ધમ્મિ
લ દેખી હરખીયા રે, કહે ઠકરાણીને જાય રે ॥ ક૦
॥ ૨૦ ॥ સ્વામિની અમ સ્વામા થયો રે, નૃપ જા
માતા આ જાય ॥ સાંભલી વિમલા તતક્ષણેં રે, ઇ
વશ રોપ ભરાય રે ॥ ઇ૦ ॥ ૨૧ ॥ માતાયેં,
સમઝાવી થકી રે, કરી સ્નાન ધરી શણગાર ॥
સોવન કલશ તે જલ ભરી રે, લેઇ પૂજાપો નિકલી બા
ર રે ॥ લે૦ ॥ ૨૨ ॥ કુંતીલ ચલેં રથ આગલે રે
પૂઠેં ઠીક પગ માંડા થાય ॥ વિમલા દીયે પ્રદક્ષિણા
રે, કુસુમેં કરી કંત વધાય રે ॥ કુ૦ ॥ ૨૩ ॥ પૂજા
પો પગ આગલે રે, ધરી કમલા કહે સુણ વચ્છ ॥
સ્ત્રી સતીનેં પતિ દેવ છે રે, તેણેં પૂજા કરે એ અચ્છ
રે ॥ તે૦ ॥ ૨૪ ॥ તવ કુંવરેં વિમલા તણો રે, હર
ખેં ગ્રહી જમણો હાથ ॥ કહે તુમ ચેષ્ટા અમ ફલી રે,
સુણ દોય વધૂની નાથ રે ॥ સુ૦ ॥ ૨૫ ॥ નાગદ
ત્તા કપિલા તદા રે, વિમલાને પડતી પાય ॥ કુંવર
કુંતીલ રથમાં ઠવે રે, નિજ હાથે દેત વડાય રે ॥

નિ૦ ॥ ૨૬ ॥ પગ હિંડણ કરી શેહેરમાં રે, પછે પોહોતા રાયને ગેહ ॥ વિમલા રથ થકી ઉતરી રે, જઇ પ્રણમે ભૂપને તેહ રે ॥ જ૦ ॥ ૨૭ ॥ સા દેખી નૃપ હરખીયો રે, કરી બેટી દીયે શિરપાવ ॥ ચાર ગામ લખ ચારનાં રે, કપિલાથી અધિક બનાવ રે ॥ ક૦ ॥ ૨૮ ॥ વિમલા સુખાસન બેસીને રે, ગઇ નિજઘર કમલાની પાસ ॥ વાસ ભુવન શણગારતી રે, અતિ પામી ચિત્ત ઉલ્લાસ રે ॥ અ૦ ॥ ૨૯ ॥ કુંવર વિસર્જે ભૂપતિ રે, દિન દોય પછે નિજગેહ ॥ પોંખી લીએ વિમલા ઘરે રે, તિહુ જણને ધરી સ નેહ રે ॥ તી૦ ॥ ૩૦ ॥ વિમલા સાથે પ્રેમશુ રે, સુખ વિલસે સ્વર્ગ સમાન ॥ કોઇ દિન જલક્રીડા કરે રે, વલી સુખમાં રમે ઉદ્યાન રે ॥ વ૦ ॥ ૩૧ ॥ ઢાલ કહીએ તેરમી રે, રમી હૃદય જિકે ગુણવંત ॥ ખંડ ચતુર્થ પૂરણ હુઓ રે, શુભવીર કહે સુણો સંત રે ॥શુ૦ ॥ ૩૨ ॥

॥ ચોપાઇ ॥

ખંડે ખંડે મધુરતા ઘણી, ધમ્મિલ રાય ચરિત્રે ભણી, એ વાણીથી લઘુતા ભઇ, સુધા મધુરતા સ્વર્ગે ગઇ ॥ સુ૦ ॥ ૩૩ ॥ ઈ

ીમત્તપોગચ્છાધિરાજભટ્ટારક શ્રીવિજયસિંહ સૂ
ૂરિ સંતાનીયસંવિજ્ઞપક્ષી પંડિતશ્રીક્ષમાવિજયગ
શિષ્ય પંડિતશ્રીયશોવિજયગણિશિષ્ય પંડિતશ્રીશુ
ભવિજયગણિશિષ્ય પંડિતશ્રીવીરવીજયગણિવિર
તે શ્રીધમ્મિલચરિત્રે પ્રાકૃતપ્રબંધે ઉભયસ્ત્રીપા
ગ્રહણકૃતે પુણ્યોદયવર્ધનોનામ શ્ચતુર્થખંડઃ સમા
॥ ૪ ॥ સર્વગાથા ॥ ૪૬૪ ॥

॥ દોહા ॥

॥ ચોથો ખંડ અખંડ રસ, પૂર્ણ હુઓ સુપ
ણ ॥ પંચમ ખંડ કહું હવે, સુણજો રસીક સુ
ણ ॥ ૧ ॥ આગેં આગેં રસ ઘણો, કથા સુણંતા
ય ॥ ધમ્મિલ ચરિત ઉત્તરકથા, હવે વિસ્તાર
કાય ॥ ૨ ॥ એક દિન રાજ કચેરીયેં, ધમ્મિલ બેઠો
ામ ॥ કોઇક વૈરી નૃપતિએં, અશ્વ ભેટ કરી તામ
૩ ॥ તેજ ઝગંતો જસ તનુ, સુંદર ઊજ્જલવાન
કર્ણ ઉદર કટિ લઘુવરા, પગ નલી વજ્ર સમાન
૪ ॥ રોમ અલ્પ લંઘુ દેહડી, પાંસાં પીઠ સુઘાટ
રાત દિવસ ઊભો રહે, સાર્થ ચરણ જેમ નાટ ॥
। ॥ કેસરવરણી કેસરા, પવનવેગ જિતમન ॥ લ
ક્ષણ લક્ષિત અંગ છે ॥ શોભિત અશ્વરતન ॥૬॥

શિર વલગી વલગા ધરી, ચામર ચાર પ્રધાન ॥ ધ
મ્મિલ નૃપ જાણે ચઢયો, તુરગ દમન વિજ્ઞાન ॥ ૭ ॥

॥ ઢાલ પેહેલી ॥

॥ કુંવર ગભારો નજરેં દેખતાં જી ॥ એ દેશી ॥

॥ ચતુર કુંવર તુરંગે ચઢયો જી, સાથે ઘણા અસ્વાર રે ॥ નીકલીઓ નગરી થકી જી, બાહેર વેગ વિચાર રે ॥ ચતુર૦ ॥ ૧ ॥ વક્રતુરંગ વેગે વહ્યો જી, ન રહ્યો હાથ લગાર રે ॥ સૈન્ય સુભટ રહ્યા વેગલા જી, અઇ કંત પંચમ ધાર રે ॥ ૨ ॥ ચ૦ ॥ વિખમ સમી પણ ભૂમિકા જી, ઓલંઘી ક્ષણવાર રે ॥ ખેંચી લગામનેં થાકીયો જી, પોહોતો અટવી મઝાર રે ॥ ૩ ॥ ચ૦ ॥ કનકવાલુકા નદી તટેં જી, ધમ્મિલે છંડી લગામરે ॥ ચાર પગેં તિહાં થિર થઇ જી, ઊભો તુરંગ તેણી વાર રે ॥ ૪ ॥ ચ૦ ॥ અશ્વતરૂ તલે મૂકીયો જી, છોડી તંગ તે ઠાણ રે ॥ વસ્ત્રને શસ્ત્ર ગ્રહી કરી જી, પરમેષ્ટી સુહઝાણ રે ॥ ૫ ॥ ચ૦ ॥ નઇ ઉપકંઠ દાહિણ દીશેં જી, દેખતો કૌતક રંગ રે ॥ વૃક્ષ ઘટા વન વેલડી જી, ભેદે ન કિરણ પતંગ રે ॥ ૬ ॥ ચ૦ ॥ એક તરૂડા

લેં ઝૂલતી જી, લંબી વર તરવાર રે ॥ હેમ મૂઠ ર ત્નેં જડી જી, મણિધર મેનાકાર રે ॥ ૭ ॥ ચ૦ ॥ ખેચર ખડ્ગ વિસારીને જી, નિજ ઘેર ચલીયો હો ય રે ॥ ચિંતી કુંવર વન જોવતો જી, દીઠો નાહી ન ર કોય રે ॥ ૮ ॥ ચ૦ ॥ આવી ખડ્ગ લેઇ દેખતો જી, ચક્રિ ખડ્ગ અનુહાર રે ॥ મેન રહિત કરી ઝ ગમગે જી, ઉજ્જલ તલ તેજ્ઞ ધાર રે ॥ ૯ ॥ ચ૦ ॥ અલસિ કુસુમ સમ જસ પ્રભા જી, વિજલી જ્યું દૂર પેખ રે ॥ દેખી અચંભો પામીયો જી, લહિ અસિર ત્ન વિશેષ રે ॥ ૧૦ ॥ ચ૦ ॥ જોવા પરીક્ષા તિહાં ગયો જી, બદ્ધ કુટિલ વંશ થૂલ રે ॥ ગુલ્મવિટાં ણા પરસ્પરેં જી, સાઠી વંશ ઘણ મૂલ રે ॥ ૧૧ ॥ ચ૦ ॥ વૈશાખ ઠાણ કુંવર રહી જી, તે છેવા સ મકાલ રે ॥ વિસ્મય પામી ખડ્ગ જુએ જી, દીઠું રૂધિર તસ ધાર રે ॥ ૧૨ ॥ ચ૦ ॥ વંશજાલ ફરી જોવ તો જી, ધૂપકુંડ ધુમપુર રે ॥ નર કર જપમાલા રહી જી, કુંડલ શિર પડ્યું દૂર રે ॥ ૧૩ ॥ ચ૦ ॥ રૂધિર ઝરંતું દેખીને જી, પશ્ચાત્તાપ કરંત રે ॥ વિણ અ પરાધી મેં હણ્યો જી, સાધક વિદ્યા મંતરે ॥ ૧૪ ॥ ચ૦ ॥ નિંદન નિજ કરતો ગયો જી, નંદન વન સમ

શાલ રે ॥ શીતલ જલ વાંચ્યે ખંડી જી, કુંમર વલ
ગી તરૂડાલ રે ॥ ૧૫ ॥ ચ૦ ॥ દેખી કુંવર મન
ચિંતવે જી, સુંદર વન રખવાલ રે ॥ કિન્નર દેવી
વ્યંતરી જી, અવર ન નરની બાલ રે ॥ ૧૬ ॥
ચ૦ ॥ અથવા જોવા ઉતરી જી, વિદ્યાધરી સુકમા
લ રે ॥ કાંત્તીવદન વીધુ સારસી જી, અધર અરૂણ પર
વાલ રે ॥ ૧૭ ॥ ચ૦ ॥ કિંવા કનકવાલુકા ન
દી જી, જલદેવી અધિષ્ટાય રે ॥ વાવડી નાહીનેં ની
કલી જી, કનકસમી જસ કાય રે ॥ ૧૮ ॥ ચ૦ ॥
ચિંતવતો ધૈરજ ધરી જી, આવીયો તેહની પાસ રે
॥ દેખી કુંવરી મુખ મોહી રહી જી, અંતર પ્રેમવિલા
સ રે ॥ ૧૯ ॥ ચ૦ ॥ ચિંતે કુમરી ચિત્ત ચોરીનેં જી,
પરનર સતિ મન ભંડ રે ॥ રાજકુંવર ભૂલો પડયો જી,
આવ્યો એણે વન ખંડ રે ॥ ૨૦ ॥ ચ૦ ॥ ન ઘટે
મુઝ મુખ પૂછવુ જી, પૂછયાંનો ઊત્તર દેશ રે ॥ ગુ
ણિજન પૂછયેં બોલતાં જી, નહી સંતી દુખણ લેશ રે
॥ ૨૧ ॥ ચ૦ ॥ મૌનપણું ધરી સા રહી જી, ભૂતલ
નયણ ઠરાય રે ॥ તવ કુંવર મુખ ઓચ્ચરે જી, મ
ધુરવયણ સુખદાય રે ॥ ૨૨ ॥ ચ૦ ॥ ધમ્મિલ્લ કું
વરના રાસનો જી, પંચમ ખંડ રસાલ રે ॥ શ્રીસુભ

વીરેં શીકહી જી, તેહની પેહેલી ઢાલ.રે ॥ ૨૩ ॥ ચ૦ ॥

॥ દોહા ॥

॥ ધમ્મિલ કહે સુણ સુંદરી, તું ઊત્તમ કોણ જાત ॥ કિહાં રેહેવું સુકલા નિધિ, કોણ તુંમ માતને તાત ॥ ૧ ॥ શેં કારણ આ નઇતરેં, વનતરૂ કુંજ નિવેસ ॥ નિર્ભય વિચરેં એકલી, જોબન બાલેવેશ ॥ ૨ ॥ મેં તુઝનેં વનદેવતા, જાણી આવ્યો પાસ ॥ પગ ભૂમિ જલ લોચનેં, મણુઅ જાતિવિશ્વાસ ॥ ૩ ॥ તવ વલતું કુંમરી કહે, સુણ ઊત્તમ ગુણવંત ॥ મૂલથકી માંડી કહું, સઘલો મુઝ વિરતંત ॥ ૪ ॥

॥ ઢાલ બીજી ॥

॥ સાહીબા મોતિડો હમારો ॥ એ દેશી ॥

॥ બોલે મીઠા બોલી એણીનયણી, વૈતાઢ્યે છે દક્ષિણશ્રેણી ॥ શંખપુરી નૃપપુરી સાનંદો ॥ તાપશીતલતાએ રવિચંદો ॥ ૧ ॥ સાહિબા સુણ વાત રસાલી ॥ મંદિરેં મલિયો લટકાલી, સાહેલીની ટોલી ॥ એ આંકણી ॥ રાણી જાણી કામપતાકા, કાંમદેવ મંદિરની પતાકા ॥ કામોન્મત્ત તદંગજ નામેં, કામોન્મત્ત સદાપરિણામેં ॥ ૨ ॥ સા૦ ॥ નામેં વિદ્યુ

ન્મતી વિદ્યુલતા છે, દોય સુતા ગુણ ગુણની લતા છે, વચણ વદંતા ફુલ ખરંતાં ॥ લોચન જેહનાં અમીય ઝરંતાં ॥ ૩ ॥ સા૦ ॥ નિકટ કનક ગિરિશિખર વિહાર, આવ્યા ધર્મઘોષણ અણગાર ॥ વિદ્યાચા રણ અતિશય જ્ઞાની, જાણેં જગતની વાત છે છાની ॥ ૪ ॥ સા૦ ॥ વિદ્યાધર સહુ વંદન જા વે, કામપતાકા પણ તિહાં આવે ॥ દેઈ પ્રદક્ષિ ણા વંદી બેસે, તવ મુનિ ધર્મવચન ઉપદેશેં ॥ ૫ ॥ સા૦ ॥ સુણી દેશન પૂછે નૃપ નાર, કોણ અમપુત્રી ત ણો વરનાર ॥ જ્ઞાની કહે તુઝ સુત હણનાર, તે દો યપુત્રી તણો ભરતાર ॥ ૬ ॥ સા૦ ॥ ખેદ હરખ ભરી નિજ ઘર આવી, રાણીએ રાયને વાત જણાવી ॥ જનકઆણા એ કાંમોન્મત્તેં, વિદ્યાસાધન કેરે નિ મિત્તેં ॥ ૭ ॥ સા૦ ॥ પૂજાપો ધન ન્યાયાપશુદ્ધેં, ત્રી કરણ જોગેં વસ્ત્ર વિશુદ્ધેં ॥ સ્થાનક શુદ્ધ એ સાત સુ હાવે, તો વિદ્યાસાધક ફલ પાવે ॥ ૮ ॥ સા૦ ॥ ભગ નીસહિત આવી સુપ્રકારેં ॥ કનકવાલુકા નદીય કિ નારે ॥ મેહેલ કરી દોય બેહેનનેં રાખેં, ગામ દેશ ફ રે સ્ત્રી અભિલાખેં ॥ ૯ ॥ સા૦ ॥ ઇભ્યશેઠ સાર્થેસન અન્યા, રાય પ્રધાન તણી વર કન્યા ॥ રૂપેં સતી

લક્ષણવતી જાણી ॥ અપહરીયાણી સોલ સમાણી ॥ ૧૦ ॥ સા૦ ॥ મંદિર બેહેનની પાસે રાખે, વિશ્વાસી સહુનેં એમ ભાખેં ॥ વિદ્યા સિદ્ધ કરી જઇ ગેહેં, સોલને સાથે પરણિશ નેહેં ॥ ૧૧ ॥ સા૦ ॥ ખેટ જઇ વંશજાલ અલાધે ॥ વર ખટમાસની વિદ્યા સાધે ॥ તજીય પીહરીયાં સખી મલીયાં, અંતે તજત તે વેહલા વલીયાં ॥ ૧૨ ॥ સા૦ ॥ એમ ધારી ધર દુઃખ વિસારી, શોલે સખી ખેટક પ્રિય ધારી ॥ જોવનવય વર વરવા રંગે, રમીયે દા નણદિને સંગેં ॥૧૩॥સા૦ ॥ ગુરૂનણદી કહે એકદિન આમ ॥ શોલજણીના કહો મુજ નામ ॥ તવ મેં એણીપરે નામ પ્રકાશ્યાં, જાતિ કલા કુલ લક્ષણ વાસાં ॥ ૧૪ ॥ સા૦ ॥ પ્રથમ શ્રીચંદ્રારાયની બેટી, કલા સુલક્ષણેં લક્ષ્મી ભેટી॥ બીજી શ્રીસેનારાજ કુલાઇ, કુશલગીત ગંધર્વ કલાએ ॥ ૧૫ ॥ સા૦ ॥ શેના નામ પશુરવ ધારી, વિજયસેના યુદ્ધેં જયકારી ॥ શ્રીસોમાદેવ સેવા પ્યારી, એ તિન મંત્રી સુતા દુઃખ હારી ॥ ૧૬ ॥ સા૦ ॥ શ્રીદેવી સામુદ્રિક વાલી, સુમંગલા ખટદર્શન ભાલી ॥ સોમમિત્રા કથા નટવી નાણ, મીત્રવતી કાલજ્ઞાનની જાણ ॥

૧૭ ॥ સા૦ ॥ ચિત્રકલાયેં જસોમતી સારી, પ
ત્ર છેદન દક્ષા ગંધારી ॥ અષ્ટાંગ જોગ નિમિત્ત જ
યસેના, શેઠ સુતા સાતે ગુણલીના ॥ ૧૮॥ સા૦
॥ વિદ્યા મંત્ર વિધાન સુનંદા, સોમદત્તા સુકલા
વિવિચંદા ॥ સાર્થેશજા દાય શ્રીમતી પેટી, જ્યોતિ
ષવૈદ રાયની બેટી ॥ ૧૯ ॥ સા૦ ॥ મિત્રસેના
શશી નૃપકુલ સૂધિ, શોલમી હું ઉત્પાતકી બુદ્ધિ
॥ સુરમંદીર રહીએં સુખ ભરશેં, વિદ્યા સાધી અ
મોને વરશેં ॥ ૨૦ ॥ સા૦ ॥ સાંભલી ખેટ સહોદરી
બોલી, તુમ આગલ હવે વાત મેં ખોલી ॥ તુમ પ
તિ મલીયો અમનેં ન મલીયો, જ્ઞાની ગુરૂમુખ જે
સાંભલીયો ॥ ૨૧ ॥ સા૦ ॥ ઊદ્ભિન્ન નવજોવન
અમવેલા, જાય નિઃફલ ન થયા પીઉ મેલા ॥ બાંધ
વ વિદ્યા સીદ્ધિ વરીજેં, તો અમે કંતની ખોલ કરી
જેં ॥ ૨૨ ॥ સા૦ ॥ મોકલી મુઝનેં ખબરજ લેવા,
તુમશું ઊભી વાત કરેવા ॥ સાંભલી ધમ્મિલ ચિં
તેં મનમાં, તેહીજ નર મેં મારયો વનમાં ॥ ૨૩ ॥
સા૦ ॥ ધરી ધૈરજ નિજ ચિત્ત વિમાસી, તે આગ
લ સવિ વાત પ્રકાશી ॥ મિત્રસેના સુણી દુઃખ ધરે
મોહોટું, ચિત્તચિંતે મુનિવચન ન ખોટું ॥ ૨૪ ॥

સા૦ ॥ ધમ્મિલ રાસે પુણ્ય અખંડે, બીજી ઢાલ એ પાંચમે ખંડે ॥ શ્રી શુભવીર વચન રસ ભરીયાં, શ્રોતા લોકેં હઇડેં ધરીયાં ॥ ૨૫ ॥ સા૦ ॥

॥ દોહા ॥

॥ દોય ઘડી આંશુ ભરી, પામી ખેદ લગાર ॥ મિત્રસેના કહે કર્મગતિ, ભોગવવી નિરધાર ॥ ૧ ॥ તવ ધમ્મિલ કહે સુંદરી, મ કરો મનમાં ખેદ ॥ જ્ઞાનીનું દીઠું હુએ, નહી તિહાં કીશ્યો વિભેદ ॥ ૨ ॥ સા કહે આર્ય પુત્ર તુમે, રેહેજો ઇહાં ખીણમંત ॥ ખેટ સહોદરીનેં જઈ, સંભલાવું વિરતંત ॥ ૩ ॥ જો તુમ ઊપર રાગિણી, હોશે તો ધજરક્ત ॥ મંદર ઉર્ધ હલાવશું, શ્વેત ધજા એ વિરક્ત ॥ ૪ ॥ રક્તેં રેહેજો થીર થઇ, સ્વેતેં જાજો દૂર ॥ એમ કહી ચાલી વેગશું, વિદ્યુન્મતીનેં હજૂર ॥ ૫ ॥ તસ સંકેતેં દો વડી, તદ્દગતચિતકુમાર ॥ ઊપશમ ગુણ ઠાણે ચઢી, થાવ ઠરે અણગાર ॥ ૬ ॥ તામ પતાકા ઊજલી, હાલતી દેખી કુંમાર ॥ જાણી વિરક્તા તે મઇ ॥ નાઠો નદીય કિનાર ॥ ૭ ॥ અટવી મધ્યે ચાલતાં, તરૂતલ જોગી ચાર ॥ ઝગડો કરતા દેખીનેં, પૂછે તાસ કુમાર ॥ ૮ ॥ જોગી થઇ જંગ

૧૭ ॥ સા૦ ॥ ચિત્રકલાયેં જસોમતી સારી, પ
ત્ર છેદન દક્ષા ગંધારી ॥ અષ્ટાંગ જોગ નિમિત્ત જ
યસેના, શેઠ સુતા સાતે ગુણલીના ॥ ૧૮॥ સા૦
॥ વિદ્યા મંત્ર વિધાન સુનંદા, સોમદત્તા સુકલા
વિવિચંદા ॥ સાથૈશજા દોય શ્રીમતી પેટી, જ્યોતિ
ષવૈદ રાયની બેટી ॥ ૧૯ ॥ સા૦ ॥ મિત્રસેના
શશી નૃપકુલ સૂધિ, શોલમી હું ઉત્પાતકી બુદ્ધિ
॥ સુરમંદીર રહીયેં સુખ ભરશેં, વિદ્યા સાધી અ
મોને વરશેં ॥ ૨૦ ॥ સા૦ ॥ સાંભલી ખેટ સહોદરી
બોલી, તુમ આગલ હવે વાત મેં ખોલી ॥ તુમ પ
તિ મલીયો અમનેં ન મલીયો, જ્ઞાની ગુરૂમુખ જે
સાંભલીયો ॥ ૨૧ ॥ સા૦ ॥ ઊદ્ભિન્ન નવજોવન
અમવેલા, જાય નિઃફલ ન થયા પીઉ મેલા ॥ બાંધ
વ વિદ્યા સીદ્ધિ વરીજેં, તો અમે કંતની ખોલ કરી
જેં ॥ ૨૨ ॥ સા૦ ॥ મોકલી મુઝનેં ખબરજ લેવા,
તુમશું ઊભી વાત કરેવા ॥ સાંભલી ધમ્મિલ ચિં
તેં મનમાં, તેહીજ નર મેં મારચો વનમાં ॥ ૨૩ ॥
સા૦ ॥ ધરી ધૈરજ નિજ ચિત્ત વિમાસી, તે આગ
લ સવિ વાત પ્રકાશી ॥ મિત્રસેના સુણી દુઃખ ધરે
મોહોટું, ચિત્તચિંતે મુનિવચન ન ખોટું ॥ ૨૪ ॥

સા૦ ॥ ધમ્મિલ રાસે પુણ્ય અખંડે, બીજી ઢાલ એ પાંચમે ખંડે ॥ શ્રી શુભવીર વચન રસ ભરીયાં, શ્રોતા લોકેં હઈડે ધરીયાં ॥ ૨૫ ॥ સા૦ ॥

॥ દોહા ॥

॥ દોય ઘડી આંશુ ભરી, પામી ખેદ લગાર ॥ મિત્રસેના કહે કર્મગતિ, ભોગવવી નિરધાર ॥ ૧ ॥ તવ ધમ્મિલ કહે સુંદરી, મ કરો મનમાં ખેદ ॥ જ્ઞાનીનું દીઠું હુએ, નહી તિહાં કીશ્યો વિભેદ ॥ ૨ ॥ સા કહે આર્ય પુત્ર તુમેં, રેહેજો ઇહાં ખીણમંત ॥ ખેટ સહોદરીનેં જઈ, સંભલાવું વિરતંત ॥ ૩ ॥ જો તુમ ઊપર રાગિણી, હોશે તો ધજરક્ત ॥ મંદર ઉર્ધ્વ હલાવશું, શ્વેત ધજા એ વિરક્ત ॥ ૪ ॥ રક્તેં રેહેજો થીર થઇ, સ્વેતેં જાજો દૂર ॥ એમ કહી ચાલી વેગશું, વિદ્યુન્મતીનેં હજૂર ॥ ૫ ॥ તસ સંકેતેં દો ઘડી, તદ્દગતચિતકુમાર ॥ ઊપશમ ગુણ ઠાણે ચઢી, થાવ ઠરે અણગાર ॥ ૬ ॥ તામ પતાકા ઊજલી, હાલતી દેખી કુંમાર ॥ જાણી વિરક્તા તે મઇ ॥ નાઠો નદીય કિનાર ॥ ૭ ॥ અટવી મધે ચાલતાં, તરૂતલ જોગી ચાર ॥ ઝગડા કરતા દેખીનેં, પૂછે તાસ કુમાર ॥ ૮ ॥ જોગી થઇ જંગ

ન રહો, સહો શીત વર્ષાતાપ ॥ ભીક્ષા એ ભોજન કરો, તેહમાં શો સંતાપ ॥ ૯ ॥ કહે જોગી સુણ ભોગિયા, ભલે પધારચા આંહી ॥ અતિથિ કરી તુમ પૂજશું, રયણી રહો ઉચ્છાંહિ ॥ ૧૦ ॥ વાત સુણી અમ મુખ તણી, ભાગો અમચો કલેશ ॥ સુખીયા થઇશું તુમ થકી, તુમને લાભ વિશેષ ॥ ૧૧ ॥ એમ નિસુણી કુંવર તિહાં, ગિરિદરી- વસિયા રાત ॥ દાક્ષિણતા ગુણ દેખીને, યોગી કરતા વાત ॥ ૧૨ ॥

॥ ઢાલ ત્રીજી ॥

॥ રાગ બંગાલ ॥ કીસકે બે ચેલે કિસ કે બે પૂત ॥ એ દેશી ॥

॥ જોગી કહે સુનો રાજકુમાર, ગનતે સુખ દુઃખીયા સંસાર ॥ ચિતે ચેતલો, રૂડી જ્ઞાનકી બાત ॥ ચિં૦ ॥ તન ધન ઘરપર રાગ અથાહ, લાખમેં અંશેં ધર્મ ન ચાહ ॥ ચિં૦ ॥ ૧ ॥ ઇતના રંગ જો ધર્મકા હોત, ઝગમગ દીપક જ્ઞાન ઉદ્યોત ॥ ચિં૦ ॥ જ્ઞાન વિના મિથ્યાઅંધાર, મારગ ભૂલા મૂઢ ગમાર ॥ ચિં૦ ॥ ૨ ॥ કંત હમેરા મેરિહે નાર, ફૂડી માયા હે સંસાર ॥ ચિં૦ ॥ કંત ચલેંગા યમ દરબાર, રોતી રહેંગી

એકલી નાર ॥ ચિં૦ ॥ ૩ ॥ ધુંઆં ઘટામેં ડારત હાથ દમરા એકહિ નાવેંગા સાથ ॥ ચિં૦ ॥ સ્વારથ સંગી એ પરિવાર, કનક સગાઇ ઓર ન પ્યાર ॥ ચિં૦ ॥ ૪ ॥ મેહેલ સેહેલ કરેં દંપતી પૂત, હોત દિવાને વલગે ભૂત ॥ ચિં૦ ॥ તૃષ્ણા નઇજલ પૂરણ આથ, નાથ ચલેંગા ખાલી હાથ ॥ ચિં૦ ॥ ૫॥ સંસાર દેખ વિટંબન ભૂત, હમગુરૂ જોગી હુઆ અબધૂત ॥ ચિં૦ ॥ જંગલ રેહેતેં અલક ધ્યાન, ગુરૂસેવામેં રહું એકતાન ॥ ચિં૦ ॥ ૬ ॥ ગુરૂ તસ દેઇ વસ્તુ ચાર, આપ સંધાએ સરગમઝાર ॥ ચિં૦ ॥ કંથા તિગ શત દેવેં દિનાર ॥ પાવડી એ ચલે કોશ હજાર ॥ ચિં૦ ॥ ૭॥ પાત્ર અખૂટને ડંડજ એક, દુશમનટોલે રેહેવે ટેક ॥ ચિં૦ ॥ પાવડિ પેહેરી ફિરતે ગામ, હમ ઘર છોડી તીરથઠામ ॥ ચિં૦ ॥ ૮ ॥ ફિરતે મલીએં જૈનનીગ્રંથ, તેને બતાયા જૈનકા પંથ ॥ ચિં૦॥ મિથ્યાતશલ્ય નિકાલા દૂર

॥ પંચતિરથ હમું જાત્રા કીધ, ગુરૂકે પસાએ હે સવિ સિદ્ધ ॥ ચિં૦ ॥ ૧૧ ॥ પણ ગુરૂ સાહેબ સર્ગ સધાય ॥ પિછે રહે હમ ગુરૂ ગુણ ગાય ॥ ચિં૦ ॥ વેંહેચણ કર ગુરૂ દીધી નાહી, ચાર ચીજ રહી ગુરૂ ઘરમાંહિ ॥ ૧૨ ॥ ઝગડામેં હમકી નહી શોભ, જાણત પણ નહિ લોભકા થોભ ॥ ચિં૦ ॥ જોગી જંગમ સેવનહાર, મિથ્યાતિ આવેં નર નાર ॥ ચિં૦ ॥ ૧૩ ॥ અવ્રતિ પેટમેં પારકા માસ, એહિ લોકકા કયા વિશ્વાસ ॥ ચિં૦ ॥ તુમકું હમોએં દીનો ભર્મ, તુમચો કોણ ગુરૂદેવનેં ધર્મ ॥ ચિં૦ ॥ ૧૪ ॥ ધમ્મિલ કહે હું જૈન સવાય, ઓર દેવ ગુરૂ લાગુ ન પાય ॥ ચિં૦ ॥ જોગી કહે સાધર્મીક ભાઇ, મલી એ હમઘર હોત વધાઇ ॥ ચિં૦ ॥ ૧૫ ॥ ચાર સંપ કરી-ચારેં ચીજ, દેઇ ભણેં હમજીવિત બીજ ॥ ચિં૦ ॥ કુંવર વદેં કરી ચીઠ્ઠી ચાર, લટકંતી બાંધી તરૂડાલ ॥ ચિં૦ ॥ ૧૬ ॥ દૂરથી આવી લિયો એક એક, ક્લેશ મટાવી ધરજ્યો વિવેક ॥ ચિં૦ ॥ જોગી ચારે કીધું એમ, ભાગ લેઇ બહુ ધરતા પ્રેમ ॥ ચિં૦ ॥ ૧૭ ॥ કુંવરને દીધી ઔષધી ચાર, રોગહરણ રાજા વશિકાર ॥ ચિં૦

॥ શત હસ્તીબલ શસ્ત્ર પ્રહાર ॥ અંગ ન લાગેં કોઈ પ્રકાર ॥ ચિં૦ ॥ ૧૮ ॥ જોગી કહે સુણુ ધર્મકે મિત્ર, તોસેં લગા હમકેરા ચિત્ત ॥ ચિં૦ ॥ તુમ જાવે હમ હોવેગા શોક, જોગી ગૃહી કા મિલનાં ફોક ॥ ચિં૦ ॥ ૧૯ ॥ તુમહી કીધો હમ ઊપકાર, ક્લેશ હરી દિયો ઊપશમ સાર ॥ ચિં૦ ॥ કોઇ દિન હમ પર બહુલે પ્યાર, ધરિ યાદ કરના તુમ એકવાર ॥ ચિં૦॥ ૨૦॥ વાત કરંતાં રયણી જાય, ઊદયની વેલા કુંવર સધાય ॥ ચિં૦ ॥ અટવી ઓલંઘીનેં જાય, શબ્દશુકન તવ રૂડા થાય ॥ ચિં૦ ॥ ૨૧ ॥ સંબાહના મે કર્બટ ગામ, દેખે દૂરથા લહેં વિશરામ ॥ ચિં૦ ॥ સરોવર પેખી ઊભો તીર, સજનચિત જ્યુ નિર્મલનીર ॥ ચિં૦ ॥ ૨૨ ॥ પાંચમેં ખંડેં ત્રીજી ઢાલ, ભાખી પૂરણ રાગ બંગાલ ॥ ચિં૦ ॥ વીર પુણ્યોદય પગ એ મહંત, ખેત્ર વિપાકી ખેત્ર ફલંત ॥ ચિં૦ ॥ ૨૩ ॥

॥ દોહા ॥

॥ શીતલ જલ પાંનેં કરી, વિકસિત ચિત્ત વિશેષ ॥ સુંદર શુકન નિહાલીનેં, કીધો ગામ પ્ર

ગુ૦ ॥ તેહ ચિંતાએ નૃપ પીડિયો જી, રાણી મન
દુઃખ અપાર ॥ વાત સવિ કુંવરની સાંભલી જી, કૃ
તદ્વિજ પુત્રી ઉપગાર ॥ ૧૨ ॥ ગુ૦ ॥ રાય પરધા
નને તેડવા જી, મોકલ્યા માલણ ગેહ ॥ બેસી સુ
ખાસન પાલખી જી, આવી નૃપનેં મલ્યો તેહ ॥
૧૩ ॥ ગુ૦ ॥ આદર દેઇ બહુ માનશું જી ॥ રાયે
બેસારીયો પાસ ॥ ભાઇ અમ ભાગ્યેં તુમે આવીયા
જી, મરૂધરે સુરતરૂ વાસ ॥ ૧૪ ॥ ગુ૦ ॥ એમ કહિ
કુમરી દેખાડતાં જી, રોગેં વિરૂઇ થઇ દેહ ॥ સજ્જ
કરવી નજરે પડી જી, સજ્જન લક્ષણ એહ ॥ ૧૫ ॥
ગુ૦ ॥ કુંવર કહે ચિંતા દૂરેં ગઇ જી, શ્રીજિન ધ
ર્મ સુપસાય ॥ પુરોહિત તેડી મુહૂરત લિયો જી,
તિથિ કરણ શુદ્ધ મેલાય ॥ ૧૬ ॥ ગુ૦ ॥ તે દીને બ
હુલ આડંબરે જી, ધૂપ ઘૃત દીપની માલ ॥ મંડલ
મધ્ય પંખો ધરી જી, હવન કરતો કરમાલ ॥ ૧૭ ॥
ગુ૦ ॥ જાપ પરમેષ્ટી મનમેં જપી જી, તીર્થ જલ
વીંજણેં પાય ॥ શિર ઠવી પંખો ન્હવરાવતાં જી, રો
ગ પોકારતાં જાય ॥ ૧૮ ॥ ગુ૦ ॥ અંબર વાણી
વ્યંતર કરે જી, સુણજો ધરી કાન ગુણવંત ॥
સાતમે ભવ મુનિ હેલિયા જી, તેણેં અમેં કુમરી વલ

ગંત ॥ ૧૯ ॥ ગુ૦ ॥ ધમ્મિલ કુંવર પુણ્યશાલીએ જી, છોડવ્યા તજી વીઆજ ॥ કનક ઘડી પૂતલી સારસી જી, કુંવરી થઇ બેઠી ધરી લાજ ॥ ૨૦ ॥ ગુ૦ ॥ રાજવર્ગી પુરજન સહુ જી, અચરિજ દેખી હરખાય ॥ કરીય વિવાહ બહુ ઓચ્છવેં જી, કુંવરને પુત્રી દાએ રાય ॥ ૨૧ ॥ ગુ૦ ॥ પંચ વિષય સુખ લીલમાં જી ॥ રહત નૃપદત્ત આવાસ ॥ એક દિને રાય વાર્ત્તા કરે જી, બેસી જમાતનેં પાસ ॥ ૨૨ ॥ ગુ૦ ॥ પાંચમેં ખંડે પૂરણ થઇ જી, ચોથી ચિત્તરંજની ઢાલ ॥ વીર કહે ધર્મથી સુખ હુએ જી, દુઃખ ઘાયે વિસરાલ ॥ ૨૩ ॥ ગુ૦ ॥

॥ દોહા ॥

॥ રાય કહે ચંપાપતિ, વૃદ્ધ સહોદર મુજ્જ ॥ પણ બેહુને વંરતે સદા, માંહો માંહી ઝુજ્જ ॥૧॥ કરવું અનુચિત કર્મનું, પ્રમદાજન વિશ્વાસ ॥ સજન વિરોધ સબલ રિપુ, કદિયક હોય વિનાશ ॥ ૨ ॥ જંબુક શિવરાત્રિ રહ્યું, કાપિ ન નાડી તાર ॥ બાંધવથી બેહું થયું, ખધે પડીય કુઠાર ॥ ૩ ॥ મિત્ર જગત્ર ઘણા મલે, પણ નહીં બાંધવ જોડ ॥ બાંધવ બાંહિ સમાગણે, સાધે વંછિત કોડ ॥ ૪ ॥ તેણે જગ એહવો કો

નહી, જે મુઝ બાંધવ સાથ ॥ મેલ કરાવે તો સહિ, થાઉં જગત સનાથ ॥ ૫ ॥ કુવર કહે કરશું અમે, કામ તુમારૂં એહ ॥ જેમ બેહુ બંધવને હુવે, સાચો અવિહડ નેહ ॥ ૬ ॥ નૃપ નિસુણી બીડું દીએ, કુવર વિસર્જ્યો તામ ॥ ગામ ગામં વાસો વસી, પોહાતો ચંપા ઠામ ॥ ૭ ॥ દરવાજે આવ્યા કુવર, સાથે સુભટ વિતાન ॥ નયર કોલાહલ દેખીને, પૂછત કહે દરવાન ॥ ૮ ॥

॥ ઢાલ પાંચમી ॥

॥ ઘોડી તો આઇ થારા દેશમાં ॥ મારૂ જી ॥ ખરણી દે પાછી વાલ હો નણદીરા ભમર થાશું બોલું નહી ॥ મારૂ જી ॥ એ દેશી ॥ ॥ દરવાંન બોલે સાંભલો ॥ સાહેબ જી ॥ ભલેં પધારયા આજ હો ॥ અલબેલા જુએ સહુ વાટડી ॥ સા૦ ॥ ખળવદને રજ ખેરવી ॥ સા૦ ॥ લાખ લોક વધી લાજ હો ॥ અ૦ ॥ ૧ ॥ કપિલ રાય કરી મદ ચઢયો ॥ સા૦ ॥ ભાંગી આલાંનનો થંભ હો ॥ અ૦ ॥ હાટને ઘર પાડે હેલમાં ॥ સા૦ ॥ ચાલત વેગ અચંભ હો ॥ અ૦ ॥ ૨ ॥ નવિ વશ થાએ કોયથી ॥ સા૦ ॥ કરત કોલાહલ લોક હો ॥ અ૦ ॥ નુકશાન બહુ નગરે કરે ॥ સા૦

॥ રાય સચિવ ધરે શોક હો ॥ અ૦ ॥ ૩ ॥ જાણુ સાહિબ તુમેં ઝાલસ્યો ॥ સા૦ ॥ કહિનેં ગયો દરવાં ન હો ॥ અ૦ ॥ વિમલ સેનાનેં વધામણિ ॥ સા૦ ॥ દેત વચન બહુમાન હો ॥ અ૦ ॥ ૪ ॥ હેમનું કંકણ હર્ખશું ॥ સા૦ ॥ દેઇ વિસર્જે તાસ હો ॥ અ૦ ॥ શબ્દ શુકન ગ્રહી આવીયા ॥ સા૦ ॥ ધમ્મિલ ચ હુટા પાસ હો ॥અ૦ ॥ ૫॥ ઇભ્યકુમર એક તેણે સમેં ॥ સા૦ ॥ મેલવી કન્યા આઠ હો ॥ અ૦ ॥ ન્હવણ મહોચ્છવ કારણે ॥ સા૦ ॥ જાય તિહાં બહુ ઠાઠ હો ॥ અ૦ ॥ ૬ ॥ ધમ્મિલ દેખી પૂછતો ॥ સા૦ ॥ તવ એક બોલ્યો ત્યાંહિ હો ॥ સા૦ ॥ આરિદ્રદત્ત સથવા હનો ॥ સા૦ ॥ પુત્ર સાગરદત્ત આંહી હો ॥ અ૦ ॥ ૭ ॥ પિતરેં મનોરથેં મેલવી ॥ સા૦ ॥ સુંદર કન્યા આઠ હો ॥ અ૦ ॥ તે પણ મોહોટા શેઠની ॥ સા૦ ॥ સાંભલો નામનો પાઠ હો ॥ અ૦ ॥ ૮ ॥ દેવકી આદે ધનસિરી ॥ સા૦ ॥ કુમુદાનંદા નામ હો ॥ અ૦ ॥ ૫ દ્મસિરીનેં કમલસિરી ॥ સા૦ ॥ ચંદ્રસિરી ગુણધામ હો ॥ અ૦ ॥૯॥ વિમલા વસુમતી આઠમી ॥ સા૦ ॥ બેઠી રથ વર સાથ હો ॥ અ૦ ॥ કન્યા રત્ન લક્ષણ ભરી ॥ સા૦ ॥ આવી રાંકને હાથ હો ॥ અ૦ ॥ ૧૦॥

ચંદ્રકલંકી વેતરચો ॥ સા૦ ॥ દુર્ભગ રૂપેં નિહાલ હો
॥ અ૦ ॥ દંપતી રાગેં વિજોગડા ॥ સા૦ ॥ કંટક કમ
લની નાલ હો ॥ અ૦ ॥ ૧૧ ॥ જલનિધિ જલખારાં
કિયાં ॥ સા૦ ॥ પંડિત નિર્ધન કીધ હો ॥ અ૦ ॥ ધ
નપતિ કૃપણતા ચઉમુખે ॥ સા૦ ॥ રતનને દૂષણ દી
ધ હો ॥ અ૦ ॥ ૧૨ ॥ વાત કરંતાં આવીયો ॥ સા૦
॥ હસ્તિ જિસ્યો જમરાય હો ॥ અ૦ ॥ કોલાહલ થયો
કારિમો ॥ સા૦ ॥ કૌસિક મૌકુલી ન્યાય હો ॥ અ૦
॥ ૧૩ ॥ વણીક તે નાઠા વેગલા ॥ સા૦ ॥ નાઠો સુ
ભટનો સાથ હો ॥ અ૦ ॥ સાગર તરછોડી નાસીયો
॥ સા૦ ॥ વલગી ચીવરકની હાથ હો ॥ અ૦ ॥ ૧૪
॥ થઇય નિરાશા જીવિતે ॥ સા૦ ॥ હરણીપરેં ભય
ભીત હો ॥ અ૦ ॥ દહદિશિ જોતી રોવતી ॥ સા૦ ॥ ધ્રુ
જતી મુંઝતી ચિત્ત હો ॥ અ૦ ॥ ૧૫ ॥ સુંઢ ઉછાલ
તો આવીઓ ॥ સા૦ ॥ હસ્તી તેહેની પાસ હો ॥
અ૦ ॥ કુંવર દઆલું જઇ કહે ॥ સા૦ ॥ મધરો મ
હિલા ત્રાસ હો ॥ અ૦ ॥ ૧૬ ॥ રથ બેસારી આઠને ॥
સા૦ ॥ લેઇ ગયો ઊપકંઠ હો ॥ તસ જનકાદિક રોવતાં
॥ સા૦ ॥ વલગાડી તસ કંઠ હો ॥ અ૦ ॥ ૧૭ ॥ પા
છો વલીયો વેગશું ॥ સા૦ ॥ ગજ શત બલ જડી લીધ

હો ॥ અ૦ ॥ બાથી ભુજા ગજસંમુખેં ॥ સા૦ ॥ કુંવરેં
હોકાટો કીધ હો ॥ અ૦ ॥ ૧૮ ॥ સાહ્મો સામજ ધા
વતો ॥ સા૦ ॥ આવતો રોષ રસેણુ હો ॥ અ૦ ॥
કુંવર ગ્રહી દંતોશલા ॥ સા૦ ॥ શિર ચઢયો પ્રબલ
લહેણુ હો ॥ અ૦ ॥ ૧૯ ॥ શૂંઢા ળગામ કરેં ગ્રહી ॥
સા૦ ॥ બેસી ખંધપ્રદેશ હો ॥ અ૦ ॥ ગજશિક્ષા કુ
શલેં કરી ॥ સા૦ ॥ ભમરીદિએ સવિશેષ હો ॥ અ૦
॥ ૨૦ ॥ નિર્મદ હસ્તિ થઇ રહ્યો ॥ સા૦ ॥ ઊભો ર
હી ધૂણે શીસ હો ॥ અ૦ ॥ રજ્જુલગેં ધરિ અંકુશે
॥ સા૦ ॥ હણિયો પાડે ચીશ હો ॥ અ૦ ॥ ૨૧ ॥ મ
હાવત ચઢિયો શિરપરેં ॥ સા૦ ॥ કુંવર ઊતરીયો હે
ઠ હો ॥ અ૦ ॥ અજપરેં ગજ રજલોઠતે ॥ સા૦ ॥
આલાને બાંધ્યો ઠેઠ હો ॥ અ૦ ॥ ૨૨ ॥ નિરખે અછે
રૂં નાગરા ॥ સા૦ ॥ વિસ્મય પામ્યો રાય હો ॥ અ૦ ॥
તેડે કુંવર નૃપમંદિરેં ॥ સા૦ ॥ સાસુનેં હરખ ન મા
ય હો ॥ અ૦ ॥ ૨૩ ॥ ઘર ઘર હરખ વધામણા ॥
સા૦ ॥ કુંવરતણા ગુણ ગાય હો ॥ અ૦ ॥ વાત કુ
શલ સંખેપથી ॥ સા૦ ॥ કરીય વિસર્જે રાય હો ॥
અ૦ ॥ ૨૪ ॥ મલપતો કેશરી સિંહ જ્યું ॥ સા૦ ॥
નિજવર હર્ખભરેણુ હો ॥ અ૦ ॥ આવ્યા સેવક પય ન

મે ॥ સા૦ ॥ કમલા ઊતારે લૂંણ હો ॥ અ૦ ॥ ૨૫ ॥ વિમલસેના મલી પ્રેમશું ॥ સા૦ ॥ કંચુક તંગશરીર હો ॥ અ૦ ॥ પાંચમે ખંડે પાંચમી ॥ સા૦ ॥ ઢાલ કહે શુભવીર હો ॥ ॥ અ૦ ॥ ૨૬ ॥

॥ દોહા ॥

॥ સાગરદત્ત તે કન્યકા ॥ પરણેવા ઊજમાલ ॥ તેડું કરતાં તે કહે, વાનર ચૂકયો ફાલ ॥ ૧ ॥ જંબુકપરે નાસિ ગયો ॥ સોંપી અમ જમરાય ॥ ફરી જનમી ઘરજનકને, ધમ્મિલ કુંવર પસાય ॥ ૨ ॥ વર કન્યા કરી ઢીગલાં, રમિયાં ગેહ મઝાર ॥ રમત બની તે નગરમાં, ફોગટ બાલ વિચાર ॥ ૩ ॥ અમે નરઊત્તમ બાલિકા, તું પશુ જંબુક જાત ॥ ચિત્રક પીછી રગની, શંખ ન કરશે ભાત ॥ ૪ ॥ ગજભયને સુંદરગણું ॥ રાંકથી છૂટાં જેણ ॥ શૂલીનું શૂચિએ ગયું ॥ જનમની ભીત ખિણેણ ॥ ૫ ॥ આશા અમચી પરિહરી, રહો નિજ ઘેર મોઝાર ॥ ભય કંપન ઔષધ કરી, પછે નિકળજો બાર ॥ ૬ ॥ ॥ સવૈયો ॥ હુનરીકા હુન્નર અજબ હેં પ્યારે ॥ લોહ કારણ ધન સહસ દિયા ॥ તવ છોટિનિકી શમસેર બનાઇ ॥ ગુનિજન જાને કેર કિયા ॥ ઊસકા એ પાંન દરસ કરનેકું ॥

અહિરનકા દો ટુકકિયા ॥ તવ ચુંપ લગી કહે ફિરકર દેખે ॥ વેંહુ પાની મુલતાન ગયા ॥ ૭ ॥ ॥ દોહા ॥ ॥ સાગર દત્ત સુણી કોપીયો, ચિંતે ચિત્ત મઝાર ॥ જોઉં બળીઓ જગતમાં, કોણ પરણે મુઝ નાર ॥ ૮ ॥ તાસ જનક સાથે થયો ॥ તેહને કલેશ અપાર ॥ પણ કન્યા માને નહી, ચઢિયાં રાજદુઆર ॥ ૯ ॥

॥ ઢાલ છઠ્ઠી ॥

॥ તમે વસુદેવદેવકીના જાયા જી ॥ લાલજી લાડકડા ॥ એ દેશી ॥

॥ બાલિકાનેં બોલાવી રાયે જી ॥ ચતુરા કેમ ચૂકે ॥ કહે આડકની સમુદાયેં જી ॥ અવસર નવિ મૂકે ॥ સુણો તાતજી દીનદયાળ જી ॥ ચ૦ ॥ દેવલોકેં ચઉલોકપાલ જી ॥ અ૦ ॥ ૧ ॥ નવિ કરતાં નર રખવાલ જી ॥ ચ૦ ॥ તેણે રૂડા પંચમ લોકપાલ જી ॥ અ૦ ॥ મરૂધરમાં એક સહકાર જી ॥ ચ૦ ॥ પુરપંથીજન ઉપગાર જી ॥ અ૦ ॥ ૨ ॥ ફળદાયક રૂડાં જાણુ જી ॥ ચ૦ ॥ ઓર નિર્ગુણ હું ન વખાણુ જી ॥ અ૦ ॥ સુરગિરિશિર સુરતરૂ ઠાવે જી ॥ ચ૦ ॥ ફળછાયા કામ ન આવે જી ॥ અ૦ ॥ ૩ ॥ નરદુર્બલ નાથવિહિના જી ॥ ચ૦ ॥ બાલ વૃદ્ધ

તપસ્વી દીના જી ॥ અ૦ ॥ અન્યાય પરાભવ પામ
જી ॥ ચ૦ ॥ તે જીવે નૃપવિશરામે જી ॥ અ૦ ॥૪॥
અમે નાગર સાગર ભીતે જી ॥ ચ૦ ॥ તુમ શરણુ લિ
યે। એક ચિત્તે જી ॥ અ૦ ॥ અમને જમરાયને દેઈ જી
॥ ચ૦ ॥ જે નાઠો જીવિત લેઇ જી ॥ અ૦ ॥ ૫ ॥
દવ લાગે નારી રિસાવે જી ॥ ચ૦ ॥ પંખી પણ દૂર
ન જાવે જી ॥ અ૦ ॥ પાણીશું કણક ન ખાંપી જી ॥
ચ૦ ॥ ચરૂ જોયો દાણો ચાંપી જી ॥ અ૦ ॥ ૬ ॥
ના કેહેતા નિર્લજ નાઠો જી ॥ ચ૦ ॥ સીયાળ
જ્યું બોટમાં પેઠો જી ॥ અ૦ ॥ તજી શૂરવીર
ભરતાર જી ॥ ચ૦ ॥ એ રાંકને નહિ વરનાર
જી ॥ અ૦ ॥ ૭ ॥ ભરલોકે રોતો ભાગો જી ॥ ચ૦
॥ એહનો અંગ ફરસ નહી લાગો જી ॥ અ૦ ॥ અ
મે આઠ સતી અણિઆખી જી ॥ ચ૦ ॥ માત તાત
નેં જ્ઞાની સાખી જી ॥ અ૦ ॥ ૮ ॥ ચોરીમાં મંગલ
ત્રીજે જી ॥ ચ૦ ॥ મૃતપતિ સતી પરણે બીજે જી ॥
અ૦ ॥ એમ કન્યાને શું વાંકુ જી ॥ ચ૦ ॥ શો અમ
લ કરે એ રાંકુ જી ॥ અ૦ ॥ ૯ ॥ જુઓ કૃષ્ણે કરિ
અપહાર જી ॥ ચ૦ ॥ રૂકમિણી સતિમાં શિરદાર જી
॥અ૦॥ શિશુપાલશું વિવાહ મેલ્યો જી ॥ ચ૦ ॥

નારાયણે રણમાં રોલચો જી ॥ અ૦ ॥ ૧૦ ॥ ભીરૂ
કુંવરનું વિવાહટાણું જી ॥ ચ૦ ॥ કન્યામેલી નવા
ણું જી ॥ જુઓ પરણીગયો નિજધામ જી॥ ચ૦ ॥
જંબુવતિને સુતશામ જી ॥ અ૦ ॥ ૧૧ ॥ જાદવ
માંહે થયું એમ જી ॥ ચ૦ ॥ તો બીજે કુલશોનેમ
જી ॥ અ૦ ॥ અમે તો એહવું નવિ કરીએં જી ॥ ચ૦
॥ મન ઇચ્છાએ વર વરીએ જી ॥ અ૦ ॥ ૧૨ ॥ ર
હિ રાજુલ ઘર ઠકરાણી જી ॥ ચ૦ ॥ તેતો ત્રિભોવન
નાથની રાણી જી ॥ અ૦ ॥ વલિ નવભવ ભેગી ગ
વાણી જી ॥ ચ૦ ॥ એની જોડે કો ન ઠરાણી જી ॥
અ૦ ॥ ૧૩ ॥ જેણે જીવિત અમને દીધો જી ॥ ચ૦
॥ અમે મનમાં નિશ્ચય કીધો જી ॥ અ૦ ॥ બહુ ધ
મ્મિલનો ઊપગાર જી ॥ ચ૦ ॥ આ ભવમાં એ ભ
રતાર જી ॥ અ૦ ॥ ૧૪ ॥ રાંકશું રમશું રંગ રોલી
જી ॥ ચ૦ ॥ જીવિત લગે હૈયડે હોલી જી ॥ અ૦ ॥
વીરા શાલવિને ઘર દીધી જી ॥ ચ૦ ॥ તેણે અંતે દિ
ક્ષા લીધી જી ॥ અ૦ ॥ ૧૫ ॥ જે ધારી ન થાય વા
ત જી ॥ ચ૦ ॥ તો કરશું સહુ આપઘાત જી ॥ અ૦
॥ એ સાગર આગર ખારો જી ॥ ચ૦ ॥ અમ તાત
જી પાર ઊતારો જી ॥ અ૦ ॥ ૧૬ ॥ એમ બોલી ર

હો કુમારી જી ॥ ચ૦ ॥ સાગરદત્ત બોલ્યો ધારી જી॥ અ૦ ॥ કુંણ આવી શ્રિઅણિરાય જી ॥ ચ૦ ॥ મુજ નારી પર લેઇ જાય જી ॥ અ૦ ॥ ૧૭ ॥ સુણી બોલ્યા કપીલ નરેશ જી ॥ ચ૦ ॥ નહિ સાગર તુજ મ તી લેશ જી ॥ જણવે છે તાહરી બોલી જી ॥ ચ૦ ॥ તુજ મિત્ર મૂર્ખની ટોલી જી ॥ અ૦ ॥ ૧૮ ॥ નહિ તું નિતિશાસ્ત્ર ભણેલો જી ॥ ચ૦ ॥ ફરે ગર્દભ થઇ જેમ ઘેલો જી ॥ અ૦ ॥ નીતિશાસ્ત્ર વિના વ્યવહારજી ॥ ચ૦ ॥ નવિ જાણે ગતિ સંસાર જી ॥ અ૦ ॥૧૯॥ જે માત પિતા ધન ખાવે જી, ॥ ચ૦ ॥ જઇ ચઉટે વા ત બનાવે જી ॥ અ૦ ॥ નહિ વિદ્યા વિનય વિચાર જી ॥ ચ૦ ॥ તે નરનો પશુ અવતાર જી ॥ અ૦ ॥ ૨૦ ॥ મલયાચલ ભિલ્લ નિહાલે જી૦ ॥ ચ૦ ॥ ચંદન ઇંધન કરી બાલે જી ॥ અ૦ ॥ કન્યા કદ લી સુકુમાલ જી ॥ ચ૦ ॥ મૂરખ સંગત દવ ઝાલ જી ॥ અ૦ ॥ ૨૧ ॥ કન્યાદાને અધિકાર જી ॥ ચ૦ ॥ તસ માત પિતા હુસિયાર જી ॥ અ૦ ॥ તે કરતાં અમ વર આવી જી ॥ ચ૦ ॥ અમે પુત્રી પણે કરી ભાવી જી ॥ અ૦ ॥ ૨૨ ॥ સાગર બોલ્યો લંબ કર ણો જી ॥ ચ૦ ॥ એના બાપ રાય સહુ પરણો જી ॥

અ૦ ॥ કહી નાઠો થઈ ભયભીત જી ॥ ચ૦ ॥ થયો નગરેં મૂર્ખ વિદિત જી ॥ અ૦ ॥ ૨૩ ॥ તોરણ બાંધી દરબાર જી ॥ ચ૦ ॥ વર તેડી રાયે કુમાર જી ॥ અ૦ ॥ કરી ઉત્સવ મહોત્સવ ઠાઠ જી ॥ ચ૦ ॥ પરણાવી કન્યા આઠ જી ॥ અ૦ ॥ ૨૪ ॥ તસ જનકાદિક તેણી વાર જી ॥ ચ૦ ॥ દીએ કુમરને ઋદ્ધિ અપાર જી ॥ અ૦ ॥ ભરતાંમાં સર્વ ભરાય જી ॥ ચ૦ ॥ જલધિમાં નદીયો સમાય જી ॥ ૨૫ ॥ વરકન્યાને વોલાવે જી ॥ ચ૦ ॥ ધમ્મિલ વિમલા ઘર આવે જી ॥ અ૦ ॥ સુખ વિલસે સર્ગ સમાણા જી ॥ ચ૦ ॥ નિત નિત ઘર ઉત્સવ ટાણા જી ॥ અ૦ ॥ ૨૬ ॥ ખંડ પાંચમે કહી ઢાલ જી ॥ ચ૦ ॥ શુભવીર વચન સુરસાલ જી ॥ અ૦ ॥ જો ચાહો લક્ષ્મી કમાણી જી ॥ ચ૦ ॥ કરો પુણ્ય જગતના પ્રાણી જી ॥ અ૦ ॥ ૨૭ ॥

॥ દોહા ॥

॥ અશ્વહરણ પુનરાગમન, પંથે પ્રગટી વાત ॥ નૃપ રવિશેખર મિત્રનેં, ભાંખે સવિ અવદાત ॥ ૧ ॥ ચંપા સંબાહણ પતી ॥ વલી જુવરાજનેં મિત્ત ॥ દેશ નગર નર નારીયો, ગાવે કુંવરનાં ગીત ॥ ૨ ॥ ચંપા પતિ સમઝાવીનેં, સંબાહપતિશું મેલ ॥ કુંવર કરાવે

ખીરનીર, પરે રસ બાંધવ કેળ ॥ ૩ ॥ પદ્મમાવતિને મોકલે, સંબાહણનો રાય ॥ ઋદ્ધિસહિત સા આવીને, પ્રણમે વિમલા પાય ॥ ૪ ॥ ચંપાપતિ બહુમાનથી, સુખભર રહેતાં તેહ ॥ દિનદિન અધિકેરો વરે, વિમલા સાથે નેહ ॥૫॥ એકદિન ચંપાપરિસરે, વિજયસેનસૂરિરાય ॥ સમવસરયા મુનિવૃંદશું, વનપતિદેત વધાય ॥ ૬ ॥ કપિલરાય યુવરાજશું, વંદન નમન કરંત ॥ ધમ્મિલ વિમલાદિક સહિત, આવી ગુરૂને નમંત ॥ ૭ ॥ કહે મુનિ તેહને દેશના, પર્વાદિક ઉદેશ ॥ પચ્ચખ્ખાણ મણુઅભવે, પામે ફળ સવિશેષ ॥ ૮ ॥ વ્રત પચ્ચખ્ખાણે સુખ લહ્યું, જેમ ધમ્મિલ કુમાર ॥ રત્નશેખર વલી રાજવી, ઇહપરભવ સુખસાર ॥ ૯ ॥ પૂછે કપિલ તે કોણ હુઆ, મુનિકહે ધમ્મિલ એહ ॥ રત્નશેષર વંછિત ફલ્યાં, કહિએ વિવરી તેહ ॥ ૧૦ ॥

॥ ઢાલ સાતમી ॥

॥ સાંભલજ્યો હવે કર્મવિપાક મુનિ કહે રે ॥ એ દેશી ॥ ॥ પુણ્યતણા થાનક ગ્રહિવેશે મુનિ કહે રે, પુણ્યબંધ શુભપરિણામે સુણો સંતરે ॥ બીજે અંગે અશનાદિક નવવિધ કહ્યાં રે, બહુશ્રુત ચરણે તપ કીધો ફૂલવંત રે ॥ ૧ ॥ પુણ્ય૦ ॥ ખટ અઠાઇ ત્યાગ સચિત્ત

નો કીજીએ રે ॥ ગુરૂ પધરાવી ઘર કરો ભક્તિ મહં
ત રે ॥ પંચ પર્વીસામાયિક પોસહ વ્રત ધરો રે, ભાં
ખે ગણધર મહાનિશીથસિદ્ધાંત રે ॥ ૨ ॥ પુ૦ ॥ ખંડ
ણ પીશણ પીલણ ચીવર ધોવણે રે, મસ્તક ગુંથણ
સ્નાન અબંભનો ત્યાગ રે ॥ કરતાં દાનદિયંતાં જિન
પૂજા થકી રે, વૈમાનિક આયુ બાંધે મહાભાગ રે ॥૩॥
॥ પુ૦ ॥ ભરતે રતનપુરી નગરીનો રાજીયો રે॥ રત
નશેખર નામેં ધરમી ગુણવંત રે ॥ તસ લોચન
ત્રીજું ચઉબુદ્ધિ તણો નિધિ રે, નામે સુમતિ મંત્રિમાં
હે મહંત રે ॥ ૪ ॥ પુ૦ ॥ માસ વસંતેં નૃપમંત્રી સહ
વન ગયા રે, બેઠાતરૂતલ દેખી શીતલ છાય રે ॥ કિન્ન
ર મિથુન સનેહરસે વાતો કરે રે ॥ તરૂ ઊપર સાંભળ
તો રસ ભર રાય રે ॥ ૫ ॥ પુ૦ ॥ રતનવતી કન્યા શ
ચિ રંભા રૂપ હરે રે ॥ નજરેં દીઠી મીઠી અમિય સમા
ણ રે ॥ જોવન વેલા નરના મેલા નવિ રૂચે રે, રતન
શેખર દેખંતો વરે સાજાણ રે ॥ ૬॥ પુ૦ ॥ અદૃશ્યગ
ણે સુણિ વાણી નૃપચિત્ત ચિંતવે રે, કુણ સુનામેં સ
રખી નારી એહ રે ॥ જનમસફલ તો માનુ જો મુઝ એ
મલે રે, નહિ તો ભાર ભૂત સીધરવી દેહ રે ॥ ૭ ॥
પુ૦ ॥ ચિંતાયેં ઘર જઇને નદ્રાશન તજી રે, રાગેં જ

ડિયો પડિયો તૂટી ખાટ રે ॥ મંત્રી નિબંધે પૂછંતા તે
ણે સવિ કહ્યો રે, મંત્રીકહે વિણ દીઠે કેમ હોય ઘાટ રે
॥ ૮ ॥ પુ૦ ॥ રાય કહે મરણું સહી રતનવતી વિના
રે, ચિંતે મંત્રી દુર્જય કામવિકાર રે ॥ સમરણે મરણ
વિષયથી વિષ ખાધે મરે રે, તેણે ઇંહા કરવો કાલ વિલં
બ વિચાર રે ॥ ૯ ॥ પુ૦ ॥ સાત માસમાં શુદ્ધિ કરી અ
મેં લાવસું રે, ચિંતા તજી કરો રાજ્ય તમે મહારાય રે
॥ મંત્રી વચણ સુણી હરખ્યો નૃપ તસ મોકલે રે; મ
ત્રી ચાલ્યા શુભ શુકુને નમિ પાય રે ॥ ૧૦ ॥ પુ૦
॥ ચઉ દિશિ જોતાં શુકન હુઆ દક્ષિણ દિશે રે ॥ તે
દિસી ચલિયા મંત્રી ગણી નવકાર રે ॥ ગામ દેશ વ
ન ગિરી સરીતાને ઓલંઘતાં રે ॥ પામ્યું એક વન
નંદનવન અનુહાર રે ॥ ૧૧ ॥ પુ૦ ॥ ગિરીકૈલાસ
સમાન રતન મય ભૂતલા રે, સોવનથંભા ભીતિરત
ન શિખરેણ રે ॥ દેખેં ચૈત્યપવન ચલ ધ્વજ બોલાવ
તો રે, ફરતી ફલ ભર તરૂવર સુંદર શ્રેણ રે ॥ ૧૨ ॥
પુ૦ ॥ સ્નાનનદીજલ ફલ ઉજલ કુશુમાંજલી રે, વિ
ધિયવિવેકે જિન ઘર મંત્રી જાત રે ॥ મણિમય મુરતિ
મુનિસુવ્રતજિન પૂજીને રે ॥ નિકલીયો ભાવસ્તવ
કરી પ્રણીપાત રે ॥ ૧૩ ॥ પું૦ ॥ દિવ્યરૂપ તવ કન્યા

એક જિનપૂજવા રે, આવી પુજાપો લેઇ ધરી શણગાર રે ॥ ચંદ્ર વદની દેખી મંત્રી ચિત ચિંતવે રે, એણે વન ખેચરી અમરી વા કુણ નાર રે ॥ ૧૪ ॥ પુ૦ ॥ જઇ જિન પૂજી મધુર સ્વરે સ્તવના કરી રે, બાહેર પૂછે કોણ તું કેણે નિમિત્ત રે ॥ ભીષણ વને એકાકી ચૈત્ય કેણે ક રયું રે, સા કહે આવન પતિ સુરપુત્રી વદિત્ત રે ॥ ૧૫ ॥ પુ૦ ॥ તે જક્ષેં કિયો ચૈત્ય પુજાએ મુઝ ઠવી રે, રતન દેવ સુર નામ ગયો નિજ ઠામ રે ॥ મંત્રી કહે કોઇ મારગ તિહાં જાવા તણો રે, હોવે તો મુઝ મલવાનું છે કામ રે ॥ ૧૬ ॥ પુ૦ ॥ સા કહે ચૈત્યાગ્રે ધૂપાનલ કુંડમાં રે ॥ ઝંપાવે પાવે નર જક્ષ હુવાર રે ॥ સાહસિક કાંને કુંડલ રયણનાં ઝગમગે રે, કાયર નયણે કાજલ સારે નાર રે ॥ ૧૭ ॥ પુ૦ ॥ મંત્રી સુણી સેવકને નિજપુર પાઠવી રે, શરણ કરી જિનજક્ષ અગ્નિ ઝંપાપાત રે ॥ રતન દેવ પ્રણમિ પાસે ઉભો જઇ રે, જક્ષ પ્રભાવેં ન થયો દેહેં ઘાત રે ॥ ૧૮ ॥ પુ૦ ॥ રયણ દેવ નિજ દેવી શું બેઠા તિહાં રે ॥ તતક્ષણ કન્યા પણ આવી તે પાસ રે ॥ રતન જ્યોતિ દેખી મંત્રી મોનજ ધરે રે, તવ તે દેવ કહે તજ્ય મંત્રિ ઉદાસ રે ॥ ૧૯ ॥ પુ૦ ॥ વાટ જોવંતાં

તુમે આવ્યા ચિંતા ટલી રે, આ અમ પુત્રી પરણી વ ધારો લાજ રે ॥ મંત્રી ભણે તુમ દેવને સુત સંત તિ કીસિ રે, જક્ષ કહે મુઝ ચરિત્ર સુણો મહા રાજ રે ॥ ૨૦ ॥ પુ૦ ॥ તિલક પુરેં ધનસેઠ વસેં વ્યવહારિયો રે, શ્રીમતિ નારી પ્યારી સતિય વિશેષ રે ॥ જ્ઞાન અમૃત સૂરિ ગ્યાની જઇ વંદી વને રે ॥ બેઠા તવ મુનિ દેવે શ્રુત ઉપદેશ રે ॥ ૨૧ ॥ પુ૦ ॥ નરભવ પામી જૈનધર્મચિંતામણિ રે, સરખો જાણી પ્રાણી સેવો નિત્ય રે ॥ નિત્યે ન કરી શકો તો પંચ પરવ ભજો રે, જેથી જાએ નરયતિરિની ભી ત રે ॥ ૨૨ ॥ પુ૦ ॥ બંધ શુભાયુ પ્રાયેં બાંધે એ તિથિ રે ॥ ભાંખે નિરયાવલિસુત્રેં ભગવંત રે ॥ લૌકિક શાસ્ત્રેં ચઊદશ અષ્ટમિ પૂર્ણિમારે, દર્શારવિસંક્રાંતિપર્વ મહંત રે ॥ ૨૩ ॥ પુ૦ ॥ માંસ સુરા તૈલ સ્ત્રી પર્વે ભો ગવે રે ॥ તે નર નરકેં કાલ ઘણો રોલાય રે ॥ તેણે જ હુસત્તી તવે સામાયિક પોસહે રે, ધ્યાન ધરંતાં શ્રા વક સરગેં જાય રે ॥ ૨૪ ॥ પુ૦ ॥ ગુરૂમુખ પંચ પ રવી વ્રત ઉચરી ઘર ગયા રે, એક દિન અષ્ટમી પો સહ કરી કાઉસ્સગ રે ॥ ઇંદ્ર પ્રશંસા અણસદ્દહિ સુર આવીયો રે, અનુકુલ પ્રતિકુલ કીધા નિશિ ઊવસ

ગ રે ॥ ૨૫ ॥ પુ૦ ॥ મેરૂપેરેં નિશ્ચલ દેખી આણું
દિરો રે, સુર કહે ઈંદ્રે પ્રશંસ્યા તેહવા દીઠ રે ॥ ગગ
ન ગામિની વિદ્યા દેઇ કહી ગયો રે, બીજો સુણતાં
વિદ્યા જાશે નઠ રે ॥ ૨૬ ॥ પુ૦ ॥ વિદ્યા બલથી તી
ર્થંયણે જિનવંદતાં રે, એકદિન શ્રીમતિ પૂછત કહી સ
ઘી વાત રે ॥ વારી પણ સખી આગલ કંત કથાંતરેં
રે, વાત કહિ સ્રીઉદર છે તુચ્છ અત્યંત રે ॥ ૨૭ ॥
પુ૦ ॥ ગગન ભમંતાં પડીયા શેઠ સરોવરે રે, આઠે
માસેં અષ્ટમિદિન ઘર જાત રે ॥ નિવિડસનેહેં શ્રીમ
તિ સેવા બહુ કરે રે, ભોજન તાંબૂલ વિસારી તિથિ
વાત રે ॥ ૨૮ ॥ પુ૦ ॥ નિશિ સંભોગ સનેહેં શેઠેં
આચરયો રે, તે નિશિગર્ભ ઊપજ્યો કોઇક જંત રે ॥
વિદ્યા વાત પ્રિયાને પૂછી સા કહે રે, મેં સખી આ
ગલ વાત કહી એકંત રે ॥ ૨૯ ॥ પુ૦ ॥ અનુક્રમેં
પુત્રી જનમી વરસ થઇ આઠની રે, એકદિન કેવલી
ને પૂછે ગતી આપ રે ॥ કેવલી કહે જખજખણી દં
પતી બેહુ થશો રે, શેઠ કહે વિરતિને એ શી છાપ રે
॥ ૩૦ ॥ પુ૦ ॥ કહે જ્ઞાની વ્રતભંગેં આયુ બાંધીયું
રે, ભૂતાટવી વન સ્વામી થાશો દોય રે ॥ રયણસિહર
નવ મંત્રી તે વન આવશે રેં, તુમપુત્રી લક્ષ્મી ભર

તારજ હોય રે ॥ ૩૧ ॥ પુ૦ ॥ એમ સુણી ઘર જઇ આયુક્ષયેં ઇહાં ઊપનાં રે, ચૈત્ય કરાવી પુત્રી રાખી ત્યાંહિ રે ॥ જ્ઞાની વચન સહિત તુમચું મલવું થયું રે, કન્યા પરણો અંગ ધરી ઊત્સાહ રે ॥ ૩૨ ॥ પુ૦ ॥ પાંચમે ખંડેં ઢાલ કહિ એ સાતમી રે, એહમાં ગાયો વ્રત મહિમા મનોહાર રે ॥ શ્રીશુભવીર સલૂણા વ્રત ને વિરાધરચો રે, આરાધક તા એ સદ્ગતિ અવતાર રે ॥ ૩૩ ॥ પુ૦ ॥

॥ દોહા ॥

॥ યક્ષ વચન મંત્રી સુણી, કહે સાચી કહી વાત ॥ પણ નૃપ કામે નિકલ્યો, તે હુએ વિશ્વાસ ઘાત ॥ ૧ ॥ જક્ષ કહે પરણો પ્રથમ, પછે કરેજ્યો કામ ॥ સાહાય્ય કરશું તુમ તણી, મન રાખો આરામ ॥ ૨ ॥ તવ મંત્રી પરણ્યા તિહાં, કૃત સુરમહિમ અચ્છેહ ॥ જક્ષ કહે તુમ સ્વામીનું, કાર્ય કિશું કહો તેહ ॥ ૩ ॥ વાત સકલ સચિવેં કહિ, સુણી કહે અવધિ બલેણ ॥ સગસય જેયણ જલધિમાં, સિંહલદ્વીપ વરેણ ॥ ૪ ॥ જયપુર જયસિંહ ભૂપતિ, ભૂપતિ માંહે સિંહ ॥ રતનવતી બેટી સતી, તરૂણ્યંતર કહિ જેહ ॥ ૫ ॥ એમ સુણી મંત્રી ચિંતવે, અહો બલી કામ

કહાય ॥ દૂર દેશ બાણે કરી, વનિતા વિંધ્યો રાય ॥
૬ ॥ રૂપ પરાવર્ત્તન તણી, કહે મંત્રી દિયો વિજ્જ ॥
વિજયપુરેં મુઝને ઠવો, સ્વસુરપણું સમરિજ્જ ॥ ૭ ॥
તે પુર ઠવી વિદ્યા દિયે, વલી કામે સમરેહ ॥ અવસ
રેં લક્ષ્મીને તેડજ્યો ॥ કહિનેં ગયો સુર ગેહ ॥ ૮ ॥

॥ ઢાલ આઠમી ॥

॥ સહિયરં પાણી સંચરયાં રે, જમુનાને તીરેં
॥ હાંહાંરે જમુનાંને તીરેં ॥ એ દેશી ॥

॥ વનતરૂલીલા જોવતાં રે, મન અચરિજ
પાવે ॥ હાંહાં રે મન અચરિજ પાવે ॥ મંત્રી
વિદ્યાએ કરી રે, એક રૂપ બનાવે ॥ હાંહાંરે એ
ક૦ ॥ હેમ દંડમંડિત કરે રે, બનિ જોગણ રૂડી ॥
હાં૦ ॥ બ૦ ॥ મસ્તકવિણા વાંકડી રે ॥ એક હાથેં
ચૂડી ॥ હાં૦ ॥ એ૦ ॥ ૧ ॥ જલ છટકાવ કરત ચલે
રે, પૂછત કહે સોઇ ॥ હાં૦ ॥ જૂઠા નરપગ ભૂમિકા રે
॥ શુચિ કરત ચલેઇ ॥ હાં૦ ॥ જડી બુટી ઝોલી ભ
રી રે, ચલી ભગુએ વેશેં ॥ હાં૦ ॥ જપ માલા જપ
તી થકી રે ॥ ગઇ કુમરી નિવેશેં ॥ ૨ ॥ હાં૦ ॥ રત
નવતી પાયે પડી રે, પૂછે કુશલાઇ ॥ હાં૦ ॥ સા કહે યોગ
લિયા પછેં રે, છે કુશલ સદાઇ ॥ હાં૦ ॥ કુંવરિ કહેતું

મેં કિહાં રહો રે, હમું રમતે રામ ॥ હાં૦ ॥ પાખંડ રે ફરતા ફરે રે ॥ નહિ ગામને ઠામ ॥ ૩ ॥ હાં૦ ॥ નિસ્સંગી જોગણ લહી રે, કુંવરી ઘર રાખે ॥ હાં૦ ॥ ભોજન મન ગમતાં દીએ રે, નવિ અંતર રાખે ॥ હાં૦ ॥ કન્યા કહે જોવન સમે રે, કેમ જોગ સધાઇ ॥ હાં૦ ॥ સા કહે અમવીતક સુણો રે, ચેતન રંગાઇ ॥ હાં૦ ॥ ૪ ॥ ગજપુર સુર નૃપકન્યકા રે, હું સુમતિ નામે ॥ હાં૦ ॥ ભાઇ પિતર માતુલેં કીયો રે, વિવાહ ચઉ ગામે ॥ હાં૦ ॥ લગન દીનેં ચઉ તે મલી રે, સુભટે ઝુઝંતા ॥ હાં૦ ॥ હું કાષ્ઠેં બલી કલેશથી રે, તવ તે ઊવસંતા ॥ હાં૦ ॥ ૫ ॥ એક વર મુઝ ભેગો બલ્યો રે ॥ અતિનેહેં નડીયો ॥ હાં૦ ॥ બીજો દેશાંતર ગયો રે, મોહજાલેં પડીયો ॥ હાં૦ ॥ હાડકુસુમ એક લેઈ ગયો રે, ગંગા વહેવરાવે ॥ હાં૦ ॥ ચોથો તિહાં અશનાદિકે રે, પિંડ મેહલી ખાવે ॥ હાં૦ ॥ ૬ ॥ દેશાંતરી એક ગામમાં રે, રાંધણી ઘર પેઠો ॥ હાં૦ ॥ અશન કરાવી તે કને રે, જમવાને બેઠો ॥ હાં૦ ॥ તસ બાલક લઘુ રોવતો રે, નવિ રેહેવે વારચો ॥ હાં૦ ॥ રાંધણી રૂઠી તેહને રે, ચુહલામાં બાલ્યો ॥ હાં૦ ॥ ૭ ॥ દેખી અશન ઠવિ તિહાં રે.

તે ઊઠવા લાગો ॥ હાં૦ ॥ તવ સા કહે બાલક વિના રે, આભવછે નાગો ॥ હાં૦ ॥ પ્રાણથી અધિકો પુત્ર છે રે, પણ શીખદેવાઉં ॥ હાં૦ ॥ ભોજન તમે સુખમાં કરો રે, પછે પુત્ર દેખાઉં ॥ ૮ ॥ હાં૦ ॥ શીઘ્ર અશન કરી ઉઠીયો રે, સા ઘરથી લાવે ॥ હાં૦ ॥ અમૃત કુપો છાંટીને રે, તે બાલક દેખાવે ॥ હાં૦ ॥ હસતો રમતો બાલકો રે, લીયો માતેં ઉછંગેં ॥ હાં૦ ॥ અચરિજ લહી રાત્રિ રહી રે, હરચો સીસો રંગેં ॥ હાં૦ ॥ ૯ ॥ અમૃતરસ કૂપો ગ્રહિ રે, વરગજ પુર આવે ॥ હાં૦ ॥ કન્યા જનકાદિક સવિ રે, સમશાન બોલાવે ॥ હાં૦ ॥ રક્ષાએં રસ સિંચતા રે, વરકન્યા ઊઠે ॥ હાં૦ ॥ જીવંતી તે દેખીને રે, ચઉ લાગા પૂઠેં ॥ હાં૦ ॥ ૧૦ ॥ પૂર્વપરે વઢતાં થકાં રે, પંચાતિ મલીયા ॥ હાં૦ ॥ સહિ ચારેની લેઇને રે, પછે ન્યાયે ભલીયા ॥ હાં૦ ॥ જીવાડી તે જનક થયો રે, સહજન્મા ભાઇ ॥ હાં૦ ॥ અસ્થિ ગંગાએ ધરચાં રે, તેપુત્ર કહાઇ ॥ હાં૦ ॥ ૧૧ ॥ પિંડ દેઇ રક્ષા કરી રે, તે પતિ આણંદે ॥ હાં૦ ॥ ન્યાય સુણી તિમ ઘર ગયા રે, પરણી કુરૂચ દેં ॥ હાં૦ ॥ નિજ દેશેં રાજા થયો રે, સુમતિ પટ્ટરાણી ॥ હાં૦ ॥ માતંગી

મીઠે સ્વરે રે, ગીત ગાતી જાણું ॥ હાં૦ ॥ ૧૨ ॥ દે
ખી મુઝપતિ મોહિયો રે, વરકંઠ નિહાલી ॥ હાં૦ ॥
જન્મઠાંણનિર્મલ નહી રે, વલી વરણે કાલી ॥ હાં૦
॥ પંકાશંકા તન ધરી રે, કહેલોક હજૂરી ॥ હાં૦ ॥
સુરભિગંધાધિક ગુણે રે, લીએ નર કસ્તુરી ॥ હાં૦
॥ ૧૩ ॥ નિશિ માતંગી ભોગવી રે, નૃપ નીચ
તે જાણી ॥ હાં૦ ॥ વૈરાગેં જોગણ થઇ રે, સુમતિ
પટ્ટરાણી ॥ હાં૦ ॥ તે હું જોગણ જાતરા રે ॥ કરતી
ઇહાં આવી ॥ હાં૦ ॥ તું કેમ થઇ નરદ્વેષિણી રે, સુ
ખી કર સંભલાવી ॥ હાં૦ ॥ ૧૪ ॥ હસિય ભણે ક
ન્યા ઇશ્યું રે, નહિ હું નર દ્વેષી ॥ હાં૦ ॥ ખેચર ભુચ
ર નર ઘણા રે, મુઝ ચાહન લેસી ॥ હાં૦ ॥ પૂરવભ
વ ભરતામલે રે ॥ તન વાત કરેસી ॥ હાં૦ ॥ જો
ગણ કહે પૂરવ ભવે રે, તુઝવાતબની સી ॥ હાં૦ ॥
૧૫ ॥ કન્યા કહે દુનિયાં તણાં રે, દિલ દિસેં કૂડાં
॥ હાં૦ ॥ દુઃખ ભજન જનરંજણા રે, તુમે જોગણ રૂ
ડાં ॥ હાં૦ ॥ તેણેં તુમને કહું વારતા રે, પૂરવ ભવ કે
રી ॥ હાં૦ ॥ ભરતે અજોધ્યા પુરવને રે, તરૂઓણભ
લેરી ॥ હાં૦ ॥ ૧૬ ॥ હરણો હરણી તિહાં રહે રે, લા
ગી અતિ માયા ॥ હાં૦ ॥ ખાએ પીએ ઊઠે ફરે રે, બે

મ દેહને છાયા ॥ હાં૦ ॥ ઇચ્છાએં સુખશીલમાં રે, જેમ જુગલા કાલે ॥ હાં૦ ॥ તેણે સમે તિહાં સીતાપ તિ રે, મુનિરામ નિહાલે ॥ હાં૦ ॥ ૧૭ ॥ વૈર ભા વ છંડી કરી રે, પશુ પંખી મિલાવે ॥ હાં૦ ॥ દશ રથસુત મુનિતેહને રે, જિનવાણી સુણાવે ॥ હાં૦ ॥ એકદિન કઠીયારો કહે રે, મુનિધર્મ સુણાવો ॥ હાં૦ ॥ રામ કહે જિનધર્મને, સેવ્યે સુખ પાવો ॥ હાં૦ ॥ ૧૮ ॥ નિત્ય ન કરો તો દસતિથિ રે, વિરતિપ્રતિબદ્ધો ॥ હાં૦ ॥ એમ નિસુણી સદગતિ ભણી રે, તેણે તે વ્રત લીધો ॥ હાં૦ ॥ મુનિવયણા અમૃત સમા રે, સુ ણી લીઓ મૃગજુગલે ॥ હાં૦ ॥ ચઊવિહાર ઉપવાસ નો રે, નીમ પર્વણો સઘલે ॥ હાં૦ ॥ ૧૯ ॥ મુનિ મુખ પરમેષ્ટીસુણી રે, નિત જાપ જપંતાં ॥ હાં૦ ॥ રાજ કુલે હુ અવતરી રે, દોય મરણ કરંતાં ॥ હાં૦ ॥ સ રખે ધરમેં સમગતિ રે, તેણે તે નૃપ હોઇ ॥ હાં૦ ॥ પૂર્વ પતિવિણ આ ભવે રે ॥ નવિ કરવો કોઇ ॥ હાં૦ ॥ ૨૦ ॥ પૂર્ણ શશિ મંડલ વચ્ચે રે, જોઇ હરણ વ ખાણ્યો ॥ હાં૦॥ જાતિસ્મરણ ઉપનો રે, તેણે પરભ વ જાણ્યો ॥ હાં૦॥ વાત સવિ ચિત ગોપવી રે, નવી નર મુખ જોતી ॥ હાં૦ ॥ લોક કહે નર દ્વેપિણી રે,

સુણ પુણ્ય પનોતી ॥ હાં૦ ॥ ૨૧ ॥ કામદેવ સેવા કરૂં રે, મન ધરી વિશ્વાસો ॥ હાં૦ ॥ જો તુમે જાણો જ્ઞાનથી રે, તો વાત પ્રકાશો ॥ હાં૦ ॥ પાંચમે ખંડે આઠમી રે, એ ઢાલ કહીજે ॥ હાં૦ ॥ શ્રીશુભવીર વચન સુણી રે, વ્રતભાવ ધરીજે ॥ હાં૦ ॥ ૨૨ ॥

॥ દોહા ॥

॥ જોગણ કહે તુમ કારણે, ધ્યાન ધરૂં એકાંત ॥ ધારણ ધ્યેય સમાધિએં, પ્રગટ કરૂં તુઝ કંત ॥ ૧ ॥ એમ કહી ધ્યાનદિસા વરી ॥ સાસઉચ્છ્વાસનો રોધ ॥ પાંચે ઇંદ્રી સંવરી, જગવ્યો કૃત પ્રતિબોધ ॥ ૨ ॥ ભણે જોગણમત ખેદ કર, શબ્દ હુઓ સુખકાર ॥ ઇચ્છાસુત થોડે દિને, મલશે તે ભરતાર ॥ ૩ ॥ કામદેવને દેહ રે, જુવટું રમતો જેહ ॥ પેસંતાં તુઝ વારશે, પુરવભાવ વર તેહ ॥ ૪ ॥ રતનવતી હરખી સુણી, જોગણ વચણરસેણ ॥ મુગતા ફલનો હાર તસ ॥ દેતી પ્રેમવશેણ ॥ ૫ ॥ સાત માસ વીત્યા તિહાં, ઓછો છે દિન એક ॥ પ્રેમ ભરે જોગણ કહે, તું રાગી અતિરેક ॥ ૬ ॥ તીર્થભ્રમણ ફલ જોગીને, નવિ રહેવું એક ઠાણ ॥ તે કારણ અમે જાઇશું, તુઝને કોડ કલ્યાણ ॥ ૭ ॥ કુમરી કહે પાએ પડી, જેમ વર મેલો થાય ॥ દેજો

આશીષ નિત્ય પ્રતેં, એમ કહી કરત વિદાય ॥ ૮ ॥ જક્ષતણુ સમરણ કરી, તતક્ષણ સુમતિ પ્રધાન ॥ જોગણ વેશે જઈ રહ્યો, રતનપુરી ઉદ્યાન ॥ ૯ ॥

॥ ઢાલ નવમી ॥

॥ નામે એલાચીરે જાણીયેં ॥ ધનદત્ત શેઠનો પુત્ર ॥ એ દેશી ॥

॥ તે દિનવન અગ્નિ તણી, ચય બલતી તિહાં એક ॥ ધૂમઘટા ગગનેં ચલી, મલીયા લોક અનેક ॥ ૧ ॥ મહીયલ મોહમહા બલી, તોડે પંડિત ટેક ॥ રાગે રંગિતરોલવ્યા, બોલે વિશ્વવિવેક ॥ મહી૦ ॥ એ આંકણી ॥ સાતે માસ પૂરણ થયા, પણ ના૦ પરધાન ॥ રતનવતી પણ ના મલી ॥ તેણે મુઝ મરવું નિદાન ॥ ૨ ॥ મ૦ ॥ એમ નિશ્ચય કરી નિકલ્યો, રાજ્શ્રીફલ હાથ ॥ વાર્યું કોઇનું નવિ કરે, ઉભા પુરજન સાથ ॥ ૩ ॥ મ૦ ॥ જોગણ દેખી તે તતક્ષણે, વેગેં સન્મુખ જાય ॥ મંત્રીપ્રમુખ કહે રાયનેં, જ્યાની જોગણ આય ॥ ૪ ॥ મ૦ ॥ ધીરજ દેતાં તે જોગણી, આવી રાયનેં પાસ ॥ આશિષદેઇ ઊભી રહી, પ્રણમે ભૂપ ઉલ્લાશ ॥ ૫ ॥ મ૦ ॥ મંત્રી કહે સુણો જોગણી, કહાએ એક નિમિત ॥ રાજા તુમનેં નિવાજસે,

ભાંખો થિર કરી ચિત્ત ॥ ૬ ॥ મ૦ ॥ એમ સ્વામી મહામંત્રવી, અવધિકરી સાત માસ ॥ રતનવતી નેં ગવેષવા, ચાલ્યા ચિત્તઊલ્લાસ ॥ ૭ ॥ મ૦ ॥ પૂર્ણાવધિ પણ નાવિયા, ક્યારે આવશે તેહ ॥ એણે સમે ભૂપતિ બોલીયા, નાવે અગ્નિબલ્યો જેહ ॥ ૮ ॥ મ૦ ॥ પણ તમેં નૈમિત્ત જાણુ છો, ભાંખો રતનવતી વાત ॥ સા કહે તુમે સુપરિક રેં, બેસો કહીએ એકાંત ॥ ૯ ॥ મ૦ ॥ તંબૂ તાણી નેં બેસીયા, કેહે જોગણ સુણ રાય ॥ તુઝ મંત્રી વનદેવીએં, પાવકકુંડે જલાય ॥ ૧૦ ॥ મ૦ ॥ જોયણસાતશેં સાધિકા, સિંહલદ્વીપેં ઠરાય ॥ જયપુરરાજની નંદિની, રતનવતી કેહેવાય ॥ ૧૧ ॥ મ૦ ॥ હરણો હરણી પૂરવભવેં, વનમેં મુનિરામચંદ ॥ પાસેં વ્રત ધરી પાલતાં, પ્રીતિ રોહિણી ચંદ ॥ ૧૨ ॥ મ૦ ॥ મરણ કરી તિહાં અવતરી, લહિયો વનરસકંદ ॥ જાતિસ્મરણ પામીયું, દેખી પૂનમ ચંદ ॥ ૧૩ ॥ મ૦ ॥ નિયમ લિયો ભરજોવનેં ॥ પુરવ ભવભરતાર ॥ મલશે તો વરવો સહિ, નહિ તો મહાવ્રત ધાર ॥ ૧૪ ॥ મ૦ ॥ સાંભલી મૂચ્છિત નૃપ લહે, જાતિસમરણ નાણ ॥ રોતો રાય તે એમ કહે, ધિગધિગ ધાતા અજાણ ॥ ૧૫ ॥ મ૦॥

દૂર કરી પ્રાણવલ્લભા, મંત્રીપણ પરલોક ॥ કાર્ય અ સાધ્યને જે કરે, તેવિણ જીવિત ફોક ॥ ૧૬ ॥ મ૦ ॥ જોગણ કહે સુણ સાહિબા, મેલવું સુમતિપ્રધાન ॥ રાય કહે માય સાંભલો, દીધું જીવિત દાન ॥ ૧૭ ॥ મ૦ ॥ જોગણ જઇ વન મંત્રીનું, વિદ્યાએ કરી રૂપ ॥ આવત મંત્રી તે દેખીનેં, આલિંગન દિએ ભૂપ ॥ ૧૮ ॥ મ૦ ॥ મંત્રી પ્રણમીનેં આપતો, રત્નવતી દીયો હાર ॥ મૂલ૦વ્યતિકર સહુ કહ્યો, રીઝયોરાય અપાર ॥ ૧૯ ॥ મ૦ ॥ રાજ્ય ભલામણ દેઇનેં, સાન્નિધ્ય દેવની થાય ॥ થોડો પરિકર લેઇનેં, ભૂપવિજય પુર જાય ॥ ૨૦ ॥ મ૦ ॥ કામદેવ તણે મંદિરેં, કરતા જૂવટ કેલ ॥ રત્નવતિ સખી પરવરી, આવી મોહન વેલ ॥ ૨૧ ॥ મ૦ ॥ કુંભા કનકની હાથમાં, બોલી દાસી તે વાર ॥ નીકલજો નર બારણેં, આવી રાજકુમાર ॥ ૨૨ ॥ મ૦ ॥ મંત્રી કહે દૂરદેશથી, રત્નશેખર માહારાય ॥ આવી રમતા તે જૂવટે, નારી મુખ ન દેખાય ॥ ૨૩ ॥ મ૦ ॥ રાજકુમારીને જઇ કહો, નહીં અમે પેંસણ દેશ ॥ પુજાપાછું પાછાં વલો, નહીં તો થાશે કલેશ ॥ ૨૪ ॥ મ૦ ॥ તે સખી મંત્રીનેં એમ કહે, કોણ એહેવો છે

રાજન ॥ કાંતિરૂપ છે કેહેવું, જોઉં તાસવદન ॥ ૨૫ ॥
મં૦ ॥ વારી મંત્રીએ નવિ રહી, પેઠી ચૈત્ય મોઝાર ॥
દેખી રાયને ચિંતવે, કામદેવ અવતાર ॥ ૨૬ ॥ મં૦
॥ દાસી કુમરીને જઇ કહે, દિઠું અચરિજ એહ ॥ તુ
મ ભાગ્યે કરી ભૂપતિ, છે મકરધ્વજ દેહ ॥ ૨૭ ॥
મં૦ ॥ દ્યુતકલા રમે મંત્રીશું, પણ નવિ પેસણ દેશ ॥
સુણી કુમરી સમરણ કરે, જોગણીનો ઉપદેશ ॥ ૨૮ ॥
મં૦ ॥ વામ નયન તવ ફરકીયું, મંગલશબ્દ ઉદાર ॥
કુમરી હુકમે હુલ્લાં કરી, પેઠા ચૈત્ય મઝાર ॥ ૨૯ ॥
મં૦ ॥ આવી નારીયો નારીયો, મંત્રી બુંબ કરેહ ॥ ઢાં
કો અંગ પછેડીએ, જેમ નવિ નૃપ નિરખેહ ॥ ૩૦ ॥
મં૦ ॥ કુમરી ચકોરી જયું ચાહતી, કહે મંત્રીને આણ
દ ॥ કેમ ઢાંકો અમ આવતે, તુમ સ્વામી મુખચંદ ॥
મં૦ ॥ ૩૧ ॥ કૂડ કપટ ધરકામિની ॥ મુખ નવિ જોવે એ
રાય ॥ મંત્રી ભણે પરભવ પ્રિયા ॥ મલશે તવ સુખ
થાય ॥ ૩૨ ॥ મં૦ ॥ પૂછે કુમરી પુરવ ભવે, શો
બનીયો અધિકાર ॥ નૃપ પૂછી ભણે મંત્રવી, નયરી
અયોધ્યાને બાર ॥ ૩૩ ॥ મં૦ ॥ હરણો હરણી નેહે
ભરયા, રહે વન તજીય કલેશ ॥ રામચંદ મુનિ બૂઝ
વે, કઠહર દેઇ ઉપદેશ ॥ ૩૪ ॥ મં૦ ॥ હરણ હર

ણીએ તે સુણી, પર્યંલીઓ ઉપવાસ ॥ રત્નશેખર હું રાજા થયો, હરણી ગઇ કોણ વાસ ॥ ૩૫ ॥ મ૦ ॥ શશિ મંડલ હરણો લહી, દીઠો પરભવ એહ ॥ ભ વ પલટે પણ નવિ ખસે, નરને પરભવ નેહ ॥ ૩૬ ॥ સુણી કુમરી ચિત્ત વિકસતી, છોડી લાજ વિ ચાર ॥ વસ્ત્ર દૂર કરી એમ કહે, હું હરણી તુમ નાર ॥ ૩૭ ॥ મ૦ ॥ સમધર્મે ગતિ સમ થઇ, વલી સર ખાં દોય નામ ॥ જાઇ સરણ શશિ મંડલે, નેહનિ વિડસમ ઠામ ॥ મ૦ ॥ ૩૮ ॥ નેહેં ભરચાં વડી દો તિહાં, નયણે નયણ મિલાય ॥ બહુવરસાંતર સા ભર્યાં, નયણે નીર ભરાય ॥ ૩૯ ॥ મ૦ ॥ દાસી એ ક જઇ રાયને, દેત વધામણી એમ ॥ પરભવનો વર પામીને, લાગો કુમરીને પ્રેમ ॥ ૪૦ ॥ મ૦ ॥ સુણી નૃપજયસિંહ આવીયો ॥ કામદેવ દરબાર ॥ બહુમા ને ઘર લાવીયો, રતનસેખર પરિવાર ॥ ૪૧ ॥ મ૦ ॥ વરઘોડા સમહોચ્છવે, દીધું કન્યાનું દાન ॥ હય હાથી રથ બહુ દીયા, કરી વસ્ત્રે સન્માન॥ ૪૨ ॥ મ૦ ॥ વ રકન્યાને વોલાવિયાં, ચાલ્યાં એક મુકામ ॥ સુરસા નિધ્ય વડી એકમાં, ભૂતાટવિવિશરામ ॥ ૪૩ ॥ મ૦ ॥ જક્ષદેવ પણ લક્ષ્મીને, શણગારિ દિવ્ય વેશ ॥ લા

વી મંત્રીને સોંપતાં, વ્યંતર દાસ વિશેષ ॥ ૪૪ ॥ મ૦॥ વ્યંતર વ્યંતરી મલી કરે, ખટરસ ભોજન પાક ॥ જમતાં રાયને પરિકરા, દીએ રસભર સુરી શાક ॥ ૪૫ ॥ મ૦ ॥ તંબોલ દેઇ વિસર્જતા, એક દિન કરી વિશરામ ॥ મુનિસુવ્રત જિનપૂજના, કરતા જિનગુણગ્રામ ॥ ૪૬ ॥ મ૦ ॥ બીજે દિન ક હે મંત્રીનેં, અમ પુત્રી ગુણ ગેહ ॥ સર્ગ થકી તુમ ક રઠવી, ક્ષીણ નવિ દેશો વિચ્છેહ ॥ ૪૭ ॥ મ૦ ॥ સુણ બેટી અમે આવશું, સ્નેહ જડચા તુઝ પાસ ॥ સર્ગેં આજ સધાવશું ॥ સૂના થઇય નિરાશ ॥ ૪૮ ॥ મ૦ ॥ માય ભણી વલગી ગલે, રોતી લક્ષ્મી તે ઠા મ ॥ મા કહે વચ્છ સંભારજે, કામ પડે મુઝ નામ ॥ ૪૯ ॥ મ૦ ॥ રત્નપુરી વન પરિસરેં, ઠવી મંત્રી મ હિરાણ ॥ દેવ અદૃશ્ય થઇ ગયાં, પેખો પુણ્ય પ્રમાણ ॥ ૫૦ ॥ મ૦ ॥ રાય કહે સુણો મંત્રવી, તેં મતિ પુ ણ્ય બલેણ ॥ રત્ન ઠવીયું મુઝ મંદિરેં, લચ્છી ઠવી ઘર જેણ ॥ ૫૧ ॥ મ૦ ॥ નવમી ઢાલ એ રસભરી પૂરી પાંચમે ખંડ ॥ વીર કહે ભવિ પ્રાણીયા ॥ કર જ્યો પુણ્ય અખંડ ॥ ૫૨ ॥ મ૦ ॥

॥ દોહા ॥

॥ લોક બહુલ જોવા મલ્યો, રતનવતીને ત્યાંહિ ॥ દ્વીપાંતરી વર વસ્તુનેં, કોણ નવિ જુએ ઊચ્છાહિ ॥ ૧ ॥ પરભવનો મેલો મલ્યો, તે પણ જુગતી જોડ ॥ ધર્મપ્રભાવેં પર્વદિનેં, સુણી તપ કરે જન કોડ ॥ ૨ ॥ નગરપ્રવેશ મહોચ્છવેં, પોહોતા નિજ નિજ ગેહ ॥ સર્વ તણા સુખ ભોગવે, પરવેં પોસહ લેહ ॥ ૩ ॥ એક દિન બેઠા ગોખમેં, નૃપ પટ્ટરાણી સાથ ॥ કીરજુ ગલ આવી તિહાં, બેઠાં બેહુજણ હાથ ॥ ૪ ॥ રાજા પૂછે તેહનેં, કેમ આવ્યાં કિહાં વાસ ॥ કીર કહે આ વનમાં વશું, આવ્યા ધર્મીપાસ ॥ ૫ ॥ એમ કેહેતાં મૂર્છિત થઇ, ભૂંઇ પડ્યાં નરનાર ॥ નૃપરાણી વિલખાં થઇ, દેતાં તસ નવકાર ॥ ૬ ॥ મરણ ગયાં તવ ભૂપતિ, કરે અગ્નિસંસ્કાર ॥ સંશયભરીયાં તે નિશિ, સૂતાં સૌધ મઝાર ॥ ૭ ॥

॥ ઢાલ દશમી ॥

॥ માતા જશોદા વાટ જુએ છે, માંખણ સાકર ગોલ રે ॥ હરિને ઘેર લાવો ॥ એ દેશી ॥

॥ જ્ઞાની મુનિ વનમાં સમોસરીયા, રૂડા તત્વ રૂચિ અણગાર રે ॥ જ્ઞાની જગતનો દીવો ॥ રવિ ઊદયે તે વાતશુણીનેં ॥ આવે નૃપતિ પટ્ટનાર રે ॥

જ્ઞા૦ ॥ ૧ ॥ દેઇ પ્રદક્ષિણા વંદીને બેસી, જિનવાણી સુણે એકચિત્ત રે ॥ જ્ઞા૦ ॥ કીરજુગલ સંશયપૂછંતાં, એક સુભટ્ટ આવ્યો ભયભીત રે ॥ જ્ઞા૦ ॥ ૨ ॥ એક હાથે એકખડ્ગ્રહી છે, લેઇ સાથેં રૂપાલી નાર રે ॥ જ્ઞા૦ ॥ કહે સુણ રાજા તું વ્રત ધારી ॥ શરણાગત રાખણ હાર રે ॥ જ્ઞા૦ ॥ ૩ ॥ ખેટ અરિએક ગગનેં ઊભો, હું આવું હઠાવી તાસ રે ॥ જ્ઞા૦ ॥ તિહાં લગેં એ મુઝ નારી સતીનેં, રાખજો રાજા તુમ પાસ રે ॥ જ્ઞા૦ ॥ ૪ ॥ રાય તુમેં પરનારી સહોદર, તેણે સોંપું છું વરનાર રે ॥ જ્ઞા૦ ॥ રાય કહે નિર્ભય અરિ સાધો ॥ ચિંતા કરવી ન લગાર રે ॥ જ્ઞા૦ ॥ ૫ ॥ એમ સુણી સુભટ ગયો આકાશેં, તસ વાર થઇ ઘડી ચાર રે ॥ જ્ઞા૦ ॥ મૂલછેદ એક હાથ તે પડિયો, જુએ ભાનુમતિ તે નાર રે ॥ જ્ઞા૦ ॥ ૬ ॥ મુઝ પતિ હાથ એ રોતી બોલે, નૃપ ભાષે કિશું અહિનાણ રે ॥ જ્ઞા ૦ ॥ સા કહે મુઝનયનાંજન રેખા આ, લાગી સાચ નિશાન રે ॥ જ્ઞા૦ ॥ ૭ ॥ બીજી ભુજાયે હિંગુલ રેખા, તેપણ પડિયો તેણિવાર રે ॥ જ્ઞા૦ ॥ મસ્તક ધડ ગગનેંથી પડિયું, કરે દેખો તે હાહાકાર રે ॥ જ્ઞા૦ ॥ ૮ ॥ કરીય વિલાપ સભા રોવરાવી, ક

હે મરવું ઇહાં નિર્ધાર રે ॥ ગ્નાo ॥ રાજાએં રાખી પણ ન રહી, બલી કંતશું અગનીમઝાર રે ॥ ગ્નાo ॥ ૯ ॥ રાય રાણી ચિંતાતુર બેઠા ॥ નમેં આવી સુભટ તત કાલ રે ॥ ગ્નાo ॥ કહે શત્રુ જીંતી કરી આવિયો, મુઝ નારી દીયો ભૂપાલ રે ॥ ગ્નાo ॥ ૧૦ ॥ સકલ સરૂપ કહ્યું તસ રાએં, તવ તે કહે માન્યુ ન જાય રે ॥ ગ્નાo ॥ જાય રસાતલ ભૂતલ સંપતિ ॥ વ્રતધર થઇ બોલો રાય રે ॥ ગ્નાo ॥ ૧૧ ॥ જીવિતનિઃફલ નારી વિના એ, કરૂં અગ્નિ પ્રવેશજ છેક રે ॥ ગ્નાo ॥ પોસહ પર્વ તણાં ફલ આપે, તો જાઓ રહે મુઝ ટેક રે ॥ ગ્નાo ॥ ૧૨ ॥ ભૂપ કહે એ વાત ન થાએ, પણ વાત સુણો સુ વિવેક રે ॥ ગ્નાo ॥ આ સઘલું મેં રાજ્ય દીયું તુઝ ॥ વલી કન્યા દિયું શતએક રે ॥ ગ્નાo ॥ ૧૩ ॥ ગુનહ કરો બકસિસ હમારો, સુભટેં નવી માન્યુ કાંઇ રે ॥ ગ્નાo ॥ ચય કરી કાષ્ટેં તે પણ જલિયો, દેખી દુઃખ ધરતો રાય રે ॥ ગ્નાo ॥ ૧૪ ॥ ગુરૂપાસેં જાઇનેં જઇ બેઠા ॥ કહે પડિમાવહ ધરણિંદ રે ॥ ગ્નાo ॥ ચિરંજીવો હે પૂત્ર હમારા, વ્રતધર તું પરમાનંદ રે ॥ ગ્નાo ॥ ૧૫ ॥ નૃપ પૂછે કોણ દેવ એ મોહોટાં, ભણે મુનિ તુઝ પેઠો મા બાપ રે ॥ ગ્નાo ॥ એ

ણી નયરિએ પૂરંદર રાજા, પ્રિયાસુંદરી છે સાત છા
૫ રે ॥ જ્ઞા૦ ॥ ૧૬ ॥ સદગુરૂ પાસે દંપતિ સમકિત,
સાથે ઉચ્ચરીયાં વ્રત બાર રે ॥ જ્ઞા૦ ॥ પુત્ર નહી
તેણે પુરોહિતભાંખે, મિથ્યાશ્રુતનો આચાર રે ॥ જ્ઞા૦
॥ ૧૭ ॥ અષ્ટમી કૃષ્ણઅમાસની રાતે ॥ લહિચંદ્રાદ
ચ ખટ માસ રે ॥ જ્ઞા૦ ॥ તલકૂટ કૃષ્ણભખે એક
ભાજને, એકશય્યાએં નિંદ વિલાસ રે ॥ જ્ઞા૦ ॥૧૮
॥ તો નિયમાસુત સંતતિ પામે, એમ સાંભલી કર
તા તેહ રે ॥ જ્ઞા૦ ॥ માસ ગયા ખટ પુત્ર ન પ્રગટયો,
એક દિન મુનિ આવ્યા ગેહ રે ॥ જ્ઞા૦ ॥ ૧૯ ॥
દંપતી પૂછતાં મુનિ બોલે, થશે પુત્ર અનોપમ એક
રે ॥ જ્ઞા૦ ॥ પણ મિથ્યાત ગલી નવ લેશો, ધરજો
જિનધર્મની ટેક રે ॥ જ્ઞા૦ ॥ ૨૦ ॥ જૈન ધર્મસેવે
સુત પ્રગટયો, તે તુમચો તાત કહાય રે ॥ જ્ઞા૦ ॥
આલોયા વિણ દંપતિ મરણે, બોકડાને બોકડી થાય
રે ॥ જ્ઞા૦ ॥ ૨૧ ॥ શ્વાન શુકર હંસવૃખભને હરણાં,
॥ બહુ જોનિ જુગલ પણે જાયરે ॥ જ્ઞા૦ ॥ કીર જુગ
લ નંદન વન રમતાં, લેઇ ખેટ તે પંજર ઠાય રે ॥
જ્ઞા૦ ॥ ૨૨ ॥ મુનિ વચણે તે ખેટ સુલોચન, શુક
જુગલ ઠવે વન એક રે ॥ જ્ઞા૦ ॥ ફરતાં ઇહાં જિન

મંદિર દેખી, જાતિ સમરણું જાગ્યો વિવેક રે ॥ જ્ઞા૦ ॥ ૨૩ ॥ તુમ કર બેસી મરણની વેલા, સુણિ સદ્ હતાં નવકાર રે ॥ જ્ઞા૦ ॥ નૃપ ધરણેંદ્ર પ્રિયા પદ્મા વતી, પામી ઉત્તમ અવતાર રે ॥ જ્ઞા૦ ॥ ૨૪ ॥ તુજ દ્રઢધર્મી જોવા કારણ, રચિયો એ સવિ ફંદ રે ॥ જ્ઞા૦ ॥ કહે ધરણેંદ્ર સુણો વચ્છ સઘલું, સાચું ભાખે મુણિં દ રે ॥ જ્ઞા૦ ॥ ૨૫ ॥ નૃપમંદિર કરી રત્નની વૃષ્ટી, ધરણેંદ્ર ગયા નિજ ઠામ રે ॥ જ્ઞા૦ ॥ બારે વ્રત ઉ ચ્ચરી નૃપ રાણી, મુનિ વંદી ગયાં નિજ ધામરે ॥ જ્ઞા૦ ૨૬ ॥ દીન દુખી ઉદ્ધાર કરંતાં ॥ મંત્રીશું નૃ પ ગંભીર રે ॥ જ્ઞા૦ ॥ દશમી ઢાલ એ પાંચમે ખં ડે, પૂર્ણ કહે શુભવીર રે ॥ જ્ઞા૦ ॥ ૨૭ ॥

॥ દોહા ॥

॥ મંત્રીશ્વર સમકિત લહી, પાલંતાં વ્રત બાર ॥ ભક્તિ કરે નવનવ પરેં, તેડી ઘર અણગાર ॥ ૧ ॥ લક્ષ્મીવતીની સાન્નિધેં, સાસય બિંબ અનેક ॥ જા ત્રા કરતા તીર્થની, ધરતા ધર્મની ટેક ॥ ૨ ॥ નીરતિ ચાર વ્રત પાલિનેં, પૂર્ણ કરી નિજ આય ॥ દેવ મહ ર્દ્ધિક પાંચમેં, સરગેં સુખ ભર જાય ॥ ૩ ॥ શોક ધ રે બહુ ભૂપતિ, કેતે દિવસેં તેહ ॥ તસ સુત સેહસ્સમ

તી કરચો, મંત્રિપદે ગુણગેહ ॥ ૪ ॥

॥ ઢાલ અગીઆરમી ॥

॥ વીરજિણંદ જગત ઉપગારી ॥ એદેશી ॥

॥ એકદિન પોસહ કરીને બેઠાં, રત્નશેખર ઘરમાંહિજી ॥ સામંત સર્વ પટાવત બેઠા, પોસહ લેઇ ઉચ્છાહિજી ॥ ૧ ॥ ધન્યધનરા જે દૃઢ વ્રત પાલે ॥ એઆંકણી ॥ ॥ એણે અવસર અરિસૈન્ય મલીનેં, લૂંટંતા પુર ગામ જી ॥ બુંબ પડી વલી નગરને બાહેર, હુઓ કોલાહલ તામ જી ॥ ૨ ॥ ધ૦ ॥ સામંતાદિક પોસહ છંડી, પોહતા લેઇ હથિયાર જી ॥ રાયને સર્વ કહે હઠી રાજા, હયગય અરિઅપહાર જી ॥ ૩ ॥ ધ૦॥ પણ રાજા નવિ ધ્યાનથી ચલિયો, તવ અરિ સૈન્ય પલાય જી ॥ પારણા વેલા સામંત ભેલા॥ સઘલી વાત સુણાય જી ॥ ૪ ॥ ધ૦ ॥ એક દિન અરિજીતણે નૃપ ચલીયો, રત્નવતી રહી ગેહ જી ॥ પોસહ અહોરત્તો લેઈ બેઠી, નિશિ કાઉસગ્ગ ધરેહ જી ॥ ૫ ॥ ધ૦ એણે અવસર તસ દેવ પરીક્ષા, રાયતણુ કરી રૂપ જી ॥ આવી રાત્રેં કહે સુણો રાણી, તજી પોસહ ધરિચૂપ જી ॥ ૬ ॥ ધ૦ ॥ તુઝ રાગેં હું આવ્યો પાછો, અંતર ધરીય સનેહ જી ॥ કામજ્વર તાપેંથી સમાવો, દેઇ આ

લિંગન દેહ જી ॥ ૭ ॥ ધ૦ ॥ સામંતાદિક વાટતે જોશે ॥ જઇશું પાછલિ રાત જી ॥ રાણી કહે સુણ નૃપ વ્રતધારી, કોણ તમારી જાત જી ॥ ૮ ॥ ધ૦ ॥ એક ગુરૂમુખ વ્રત ઉચ્ચરીને, નાવે કેહતાં લાજ જી ॥ નરયતિરીગતિ દુઃખ બહુલહિએં, કરતાં એહ અકાજ જી ॥ ૯ ॥ ધ૦ ॥ આજ તુમારે અમકોણ સગપણ, ધર્મનું સગપણ એક જી ॥ ચઉદસ પોસહ હું ન વિરાધું, જો મલે દેવ અનેક જી ॥ ૧૦ ॥ ધ૦ ॥ એણી પરેં ધૈરજ મન વચ દેખી, રીસ કરી ગયો રાયજી ॥ રત્નવતી રહી ધ્યાનઘટામેં, આતમ રામ રમાય જી ॥ ૧૧ ॥ ધ૦ ॥ રવિઉદયેં પોસહ પારીનેં, પૂજે જિન અરિહંત જી ॥ આવી નૃપ સુણી વાત તે સઘલી, કૌતુક ચિત્ત લહંત જી ॥ ૧૨ ॥ ધ૦ ॥ રાજા અષ્ટમી વાસર નિગમી, રાત્રિ પોસહ કીધજી ॥ નિશીથવેલા રતનવતીએં, આવી આલિંગન દીધ જી ॥ ૧૩ ॥ ધ૦ ॥ રાય કહે ન ઘટે તું સતીનેં, હું પરનર છું આજ જી ॥ રાણી કહે આલોયણ લેશું ॥ દેખી વલા મુનિરાજ જી ॥ ૧૪ ॥ ધ૦ ॥ માહરૂં વચન કદા ન વિ લોપ્યું, આભવ માંહી નરેશ જી ॥ પોસહ તજી રમીએં આજ રાત્રિ, નહો તો મરણ કરેશ જી ॥ ૧૫ ॥

ધ૦ ॥ મૌનપણુ કરી ધ્યાન ધરંતા, રાએ દીઠી પૂં ઠ જી ॥ તવ પરનરશું રતનવતીનો, સંગમ રાએ દીઠ જી ॥ ૧૬ ॥ ધ૦ ॥ ધ્યાન થકી જબ ન ચલ્યો રાજા, તવ હુઓ મંત્રી સરૂપ જી ॥ દેવ પ્રત્યક્ષ થઇ કહે મુઝનેં, ઓલખો છો કાંઇ ભૂપ જી ॥ ૧૭ ॥ ધ૦ ॥ રાય કહે તુમે મંત્રી અમારા, ક્યાંથી આવ્યા આ જ જી ॥ દેવ કહે પંચમ દેવલોકેં, ભોગવીએં સા મ્રાજ્ય જી ॥ ૧૮ ॥ ધ૦ ॥ જેહવાં પ્રભુએ વખાણ્યાં તેહવાં, દંપતી દીઠાં હોય જી ॥ પ્રથમ પરીક્ષા રતન વતીની, બીજી તુમારી હોય જી ॥ ૧૯ ॥ ધ૦ ॥ એ મ કહિ રતનવતીને તેડી, બેહુનેં નમી સુરરાય જી ॥ વૃષ્ટિ વસ્ત્ર રતન વરફૂલની, કરી નિજ સર્ગ સધાય જી ॥ ૨૦ ॥ ધ૦ ॥ રત્નશેખર એમ ધર્મ આરાધી, ઇંદ્ર સામાનિક થાય જી ॥ બારમેં સુરલોકે સુખ વિલસે, લાહે ઉત્કૃષ્ટું આય જી ॥ ૨૧ ॥ ધ૦ ॥ દેવી મહર્દ્ધિ ક રતનવતી થઇ, ત્રિવિષ્ટપ ઇશાન જી ॥ તિહાં પણ દંપતી ભેલાં વિલસે, તે સુખનું નહી માન જી ॥ ૨૨ ॥ ધ૦ ॥ અનુક્રમેં ત્રણ્ય જણા એણેં ભરતેં ॥ પામી કેવલ નાણ જી ॥ ભવ્યજીવ પ્રતિબોધિ લેશે, અક્ષય સુખ નિર્વાણ જી ॥ ૨૩ ॥ ધ૦ ॥ એણિપરેં વ્રતપચ્ચ

ખાણ આરાધો, સાધો વંછિત કામ જી ॥ વિરતિ ધરી ગુરૂભક્તિ કરંતાં, લાવીખ શિવ વિશરામ જી ॥ ૨૪ ॥ ધ૦ ॥ એમ મુનિમુખ પદમદ્રહ પસરી, સુર સરિતાના તરંગ જી ॥ શૌચ સભા તરૂપલ્લવ વિકસ્યાં, શીતલ નિર્મલ અંગ જી ॥ ૨૫ ॥ ધ૦ ॥ ધમ્મિલ્લ કુંવરને વિમલા કમલા, સમકિતશું વ્રત બાર જી ॥ ઉચ્ચરીને સહુ નિજ ઘર આવે ॥ મુનિવર કરત વિહાર જી ॥ ૨૬ ॥ ધ૦ ॥ પૂરણ પંચમ ખંડ એ રાસેં, એ અગીયારમી ઢાલ જી ॥ શ્રીશુભવીર વચન રસ પીશે, તસ ઘર મંગલ માલ જી ॥ ૨૭ ॥ ધ૦ ॥

॥ ચોપાઈ ॥

॥ ખંડ અખંડ પૂરણ રસ ઠરચો, ચારવેદ ઉપનિષદેં ધરચો ॥ શ્રીશુભવીર વચન રસ ઝરચો, પંચમ ખંડ એ પૂરણ ભરચો ॥ ૨૮ ॥

॥ ઇતિશ્રી તપોગચ્છીય સંવિજ્ઞ પંડિત શ્રી શુભવિજયગણી શિષ્ય પંડિત શ્રી વીરવિજય ગણિભિર્વિરચિતે શ્રીધમ્મિલચરિત્રેપ્રાકૃતપ્રબંધે પંચમખંડઃ પરિસમાપ્તઃ ॥ સર્વગાથા ૬૯૨॥

## ॥ અથ ષષ્ટખંડ પ્રારંભઃ ॥

॥ દોહા ॥

॥ નયન જુગલ કજ્જલકલા, ભાલસ્થલ કાશ્મીર ॥ મુખતંબોલેં વાસિયું ॥ વીણારવ ગંભીર ॥ ૧ ॥ પૃથુકટિતટ હાટકમયિ ॥ કાંચી કાંતી સફાર ॥ સરસતી ભારતિ પ્રણમીએં, ઉરમુક્તાફલ હાર ॥ ૨ ॥ પૂરણ પંચમ ખંડ એ, સાધે ચક્રિ નરેશ ॥ પણ છઠ્ઠો સાધ્યા વિના, ચક્ર ન શાલ પ્રવેશ ॥ ૩ ॥ તેણે હવે છઠ્ઠો વર્ણવું, સુણજો શ્રોતા લોક ॥ દક્ષસભા વિકસિત હુએ, જેમ પ્રહસમયેં કોક ॥ ૪ ॥ એકદિન મંદિર માલીએં, ચિહુદિશિ પવન અગાશ ॥ તિહાં બેઠાં ધમ્મિલ કુમર ॥ સુખભર નિજ આવાસ ॥ ૫ ॥ એણે અવસર આકાશથી, ઉતરી કન્યા એક ॥ જાણે ચમકતિ વીજલી, ન ઠરે નજરની ટેક ॥ ૬ ॥ તે વિદ્યાધર કન્યકા, તેજરૂપ અતિરેક ॥ આવી સન્મુખ કુવરનેં, ઊભી કહે સુવિવેક ॥ ૭ ॥

॥ ઢાલ પેહેલી ॥

॥ છેલ છબીલા નંદના કુંવર છેલ જો ॥ એ દેશી ॥

॥ છેલ છબીલા સુંદર સુણ એક વાત જો ॥ કનકવાલુકા નદિજગમાં વિખ્યાત જો ॥ નેહને કાંઠે તુમ જાવુંકેમ થયું જો ॥ ૧ ॥ કુંવર કહે સુણ છેલ છબીલી નાર જો, એકદિન કીધો અશ્વે મુઝ અપ હાર જો, તેણીને વેલારે જલકારણે ગયા જો ॥ ૨ ॥ ભલે ગયા તો દીઠું વનગંભીર જો, મુક્તાફલ સમ નિર્મલપીધાં નીર જો ॥ પણ વનમાં વિદ્યા સાધકને કેમ હણ્યો જો ॥ ૩ ॥ સાધક હણીયો પૂછે છે શે કાજ જો ॥ પરની વાત કરંતાં નાવે લાજ જો ॥ પરઘર ની વાતો એ જીવે નંદકી જો ॥ ૪ ॥ નહિ હમ નંદકિ નહિં નંદકિ મા બાપ જો, અમ કુલમાંહે નંદકીની નહી છાપ જો ॥ ચટકો કેમ લાગો રે સાચું પૂછતાં જો ॥ ૫ ॥ સાચું પૂછો તોશું સગપણ લાગે જો, મરમની વાતે મોટા ઊત્તર માગે જો ॥ નહીંતો વિણ કામે પૂછેવું નવી ઘટે જો ॥ ૬ ॥ વિણ કામે નવિ જાવું કોઇને ઘેર જો ॥ સેહજે મરમનિવાતે પ્રગટે ઝેર જો ॥ સગપણ વિણનવી બોલી સકીએં એવડું જો ॥ ૭ ॥ સગપણ શું લાગે છે બોલો અમને જો, એવડું જે દુઃખલાગે દિલમાં તમને જો ॥ અંતરનો ઘા લાગો માલમ કેમ પડે જો ॥ ૮ ॥ સાધકએ મુઝ વૃદ્ધ સહોદ

ર થાય જો, નિરપરાધો હણીયો દેઈ ઘાય જો, એવાત
ક્ષત્રીની લાજ વધે નહી જો ॥ ૯ ॥ સાચું કહ્યું પણ
ફરતાં નદીય કનાર જો, તરૂલટકંતી લીધી એક તર
વાર જો, વંશ જાલ કાપંતાં સાધકને હણ્યો જો ॥ ૧૦
॥ સહુસા ઘાત ન કરવો શસ્ત્ર પ્રહાર જો, લહિ તરવા
ર ન કીધો કાંઇ વિચાર જો ॥ ખડ્ગરતન તજીને નર
ન રહે વેગલો જો ॥ ૧૧ ॥ ભૂલ પડી અમને એ સ
ઘલી વાતે જો ॥ ભિક્ષ તણી પરે કામ કરચું અસિ
ઘાતે જો ॥ પશ્ચાત્તાપ થયો તે જાણે કેવલી જો ॥ ૧૨
॥ કેવલી તો જાણે છે સર્વવિચાર જો, પણ બાંધવ
નાવે પાછો નિરધાર જો ॥ વાત સુણી બેહુ બેહની
સ્નાન કરી રહ્યાં જો ॥ ૧૩ ॥ વિણ અપરાધી હણ
તાં હું થયો રાંક જો, પણ એ વાતે નથી અમારો વાં
ક જો, ગુનહો કરો બકસિસ વેરાલુ ટાલવું જો ॥
૧૪ ॥ વેર નથી તુમ સાથે કાંય કલેશ જો ॥ અમ
દિલમાંહે વસીયો ગુરૂ ઊપદેશ જો ॥ બાંધવથી પ્રી
તમ અધિકો હોએ નારીને જો ॥ ૧૫ ॥ પ્રીતમ કોણ
તુમારે કન્યાવેશ જો, સુણીયો સદ્‌ગુરૂ પાસે શો ઊપ
દેશ જો, તુમે બેહુ બેહની નામ ઠામ અમને કહો જો
॥ ૧૬ ॥ મઝ બાંધવ વિદ્યાધર કેરો રાણો જો, મિત્ર

સેનાનેં વચનેં તમેં સહુ જાણો જો ॥ કામ અજુગ તું કરિનેં કપટે પૂછ્યું જો ॥ ૧૭ ॥ કપટધણાં તો નારીમાંહે પેઠાં જો, વલી કોઇદિન તુમને નજરે નવિદીઠાં જો ॥ નારી અગોચર દેખી કેમ વિસવાસીએં જો ॥ ૧૮ ॥ વિશ્વાસી નિઃકપટી છે જગનાર જો, નારી વિના નર હાલીનો અવતાર જો, બીકણુ ભડકણ નર તે અણ વિસવાસીયા જો ॥ ૧૯ ॥ ભડકણ બીકણુ અમને જાણ્યા કેમ જો, નવનવિ વાત વદંતાં વિઘટે પ્રેમ જો ॥ સાચાં બોલાં માણસને પરતીજીએં જો ॥ ૨૦ ॥ જુઠા બોલ્યાનો અમને છે નેંમ જો, મિત્રસેનાશું વચને દાખી પ્રેમ જો ॥ પુંઠેથી ભડકીને નાઠા કેમ ગયા જો ॥ ૨૧ ॥ મિત્રસેના ગઇ અમનેં કરી સંકેત જો, નાઠા અમે દેખી વિપરીત વદેઠ જો, નારીશું ઝગડો નર ઊત્તમ નવી કરે જો ॥ ૨૨ ॥ પ્રેમ બન્યો તિહાં ઝગડાનું શું હેત જો, મિત્રસેનાએ કીધો શો સંકેત જો ॥ સાચ કહો તો આગલ વાત પ્રકાશીએં જો ॥ ૨૩ ॥ ખેટસુતા આશકતેં રાતી કેત જો, હલવિ સહુ રેહેજો નહી તો ધજશ્વેત જો, ઊજ્જલ ધજ દેખીને દેશાવર ગયા જો ॥ ૨૪ ॥ મિત્રસેના મુખ સાંભલી બાંધવ વાત જો, અમે બેહુ બેહેને ન

વિચિંત્યો ઊપઘાત જો, જ્ઞાનીને વયણે રે ચિત્ત ઊપશામીયું જો ॥ ૨૫ ॥ અમે જાંણુ જે નહી અ મ તુમ મેલાપ જો, બાંધવઘાતે બેહુને થયો સં તાપ જો, મિત્રસેનાએ ઉજ્જડ ધજ હલ્ચો સહી જો ॥ ૨૬ ॥ ભાઇ મુઓ પણ વંછિત મેલો મેલી જો, સંપે હરખી સોલ જણીની ટોલી જો, હર્ખમદેં મિત્રાએં ધજપતિ હાલ્યો જો ॥ ૨૭ ॥ એ ક એક વચને સાચી વાત રસાલ જો, છઠે ખંડે ભા ખી પેહેલી ઢાલ જો, શ્રીશુભવીર વખૂટા મેલો સહુ મલ્યો જો ॥ ૨૮ ॥

॥ દોહા ॥

॥ વિદ્યુલ્લ ॥ને કુવર કહે, અમે વિદેશેં જાત ॥ ૧છે અઢાર મલી તમેં, કેમ જાણી તે વાત ॥ ૧ ॥ દા ણા પાણી જોર છે, ચતુર ન ચિંત્યો જાય ॥ પૂર્વ દિ શિ વંછા કરે, પછિમદિશિએં સધાય ॥ ૨ ॥ ઇષ્ટ મે લાપા સંપજે, કાલેં કાલેં જોય ॥ તે પણ વસ્તુ સ ભાવથી, નિયતપણું જો હોય ॥ ૩ ॥ ઉદ્યમ પણ ક રવો સહી, પણ એક પુણ્ય સહાય ॥ દૂર દેશાવર સ જનનાં, વંછિત મેલા થાય ॥ ૪ ॥

॥ ઢાલ બીજી ॥

॥ ઝુંબખડાની દેશી ॥

॥ વિદ્યુલ્લતા કહે વીતી વાતો, સાંભલો આર્ય કુમાર ॥ મોહન રાય મેહર કરો, મેહર કરો મનમોજ ધરો, જુએ વાટ તે નારી અઢાર ॥ મોહન૦ ॥ એ આંકણી ॥ વિદ્યુન્મતિ આદે સવિ સહીયરો, બેઠી હુતી હુશીયાર ॥ મો૦ ॥ ૧ ॥ મિત્રસેનાએં વાત કરિ તવ, અમે બેહુ કીધ વિચાર ॥ મો૦ ॥ જ્ઞાની વચન સાચું થયું સહીયરો, કંતેં સફલ અવતાર ॥ મો૦ ॥ ૨ ॥ એકમના થઇ મિત્રસેનાનેં, અમે મોકલી તુમ આણે ॥ મો૦ ॥ હર્ખે દિવાની થઇ તે મંદિર, સ્વેત પતાકા તાણે ॥ મો૦ ॥ ૩ ॥ ઘડિય વિલંબી ગઇ ન દીતીરેં, વનતરૂ ઠામે જોતી ॥ મો૦ ॥ પણ નવિ દીઠો મીઠો મોહન, મંદિર આવી રોતી ॥ મો૦ ॥ ૪ ॥ પુછચા પછે તેણેં વાત પ્રકાશી, ભૂલ પડી મુઝ મોહોટી ॥ મો૦ ॥ સંકેત વાત તદા સુણી બોલ્યાં, હાથે બગાડી બૂટી ॥ મો૦ ॥ ૫ ॥ મુઝ ભગિની હુકમે તુમ જોવા, હું ચલી દેશ વિદેશ ॥ મો૦ ॥ મલિયો એક નિમિતીયો મારગ, તેણે કહી વાત વિશેષ ॥ મો૦ ॥ ૬ ॥ જોગી મલી મારગમાં ચારેં, તુઝ પતિ શું ધરે

ચ્યાર ॥ મો૦ ॥ હું પણ ગઇ તેણે વન જિહાં જોગી,
દીઠો નહી ભરતાર ॥ મો૦ ॥ ૭ ॥ મેં જાણ્યું જે જો
ગી સંગેં, જોગી હુઓ અબધૂત ॥ મો૦ ॥ હું પુર
ગામ ગીરિવન અલગું, વલગું જાણે ભૂત ॥ મો૦ ॥
૮ ॥ ગગન ચલત ગિરિશિખર નિહાલત, સિદ્ધ મલ્યો
નર એક ॥ મો૦ ॥ જોગાષ્ટાંગ સમાધિ વેલા ॥ પુછ્યે
જાગ્યો વિવેક ॥ મો૦ ॥ ૯ ॥ તે કહે કર્બટરાયની બે
ટી, પરણી રમેં તે સાથ ॥ મો૦ ॥ તે પુર જાતાં પંથ
વિચાલેં, જ્ઞાની મલ્યા મુનિ નાથ ॥ મો૦ ॥ ૧૦ ॥
મેં પૂછ્યું તસ ચરણ નમીનેં, જ્ઞાની કહે સુણ વાત ॥
મો૦ ॥ ધમ્મિલ કુવર જઇ ચંપાએં, ટાલ્યો ગજ
ઊતપાત ॥ મો૦ ॥ ૧૧ ॥ આઠ કુમારી ભયથી ઊ
ગારી, આપેં વરી રહ્યો ત્યાંહિ ॥ મો૦ ॥ જ્ઞાની વચ
ન સુણી ગગન ચલંતી, હું પણ આવી આંહી ॥
મો૦ ॥ ૧૨ ॥ આજ મનોરથ સઘલા ફલીયા, મલિ
યા પ્રાણ આધાર ॥ મો૦ ॥ મુહમાગ્યા આજ મેઘ તે
વરસ્યાં, તરસ્યાં અમૃત ધાર ॥ મો૦ ॥ ૧૩ ॥ સુખીયા
આગલ દુઃખની વાતો, કરવી તે સવિ ફોક ॥ મો૦
॥ પરદુઃખ વાતે દુઃખ ધરે જે, વિરલા સજ્જન લોક
॥ મો૦ ॥ ૧૪ ॥ ચકવા ચકવી પ્રેમ વિજોગેં, ન ક

રે નિશીએં નિંદ ॥ મો૦ ॥ જગનર નારી પ્રેમ વિ
લુદ્ધાં, નિર્ગમેં રાત્રી આણંદ ॥ મો૦ ॥ ૧૫ ॥ સોલ
સખી સાથે મુઝ ભગિની, દુઃખ ધરતી હશે ગેહ ॥
મો૦ ॥ તુમ આણા લહિ દેશું વધામણિ, હર્ષિત થા
શે તેહ ॥ મો૦ ॥ ૧૬ ॥ કુવર કહે તમે તેડી લાવો,
સઘલી આવન માંહી ॥ મો૦ ॥ વિદ્યુલ્લતા તતક્ષણ તિ
હાં પોહોતી, દેતી વધાઇ ઉછાંહિ ॥ મો૦ ॥ ૧૭ ॥
તે સહુને કહી વાત તે સઘલી, તે સુણી કરત સજાઇ
॥ મો૦ ॥ માતપિતાદિક ખેટ સુતાનાં, આવ્યાં પરિ
જન ધાઇ ॥ મો૦ ॥ ૧૮ ॥ સુંદર રત્ન વિમાન રચિ
નેં, ચંપાપુરી ઉદ્યાન ॥ મો૦ ॥ કનકમયી એક મેહેલ બ
નાવી, ઊતરીયાં એક તાન ॥ મો૦ ॥ ૧૯ ॥ રાજા
રહીયત દર્શન આવે, જાણી સુર સાક્ષાત ॥ મો૦ ॥
દેવ નઇ જલ સ્નાનેં આવ્યા, કરવા પાતિક ઘાત ॥ મો૦
॥ ૨૦ ॥ ધમ્મિલ્લ કુવર ચઢો વરઘોડે, ચોરી બાંધી
વિશાલ ॥ મો૦ ॥ ઊતરીયા સવિ સજ્જન સાખેં, પ
રણી કન્યા અઢાર ॥ મો૦ ॥ ૨૧ ॥ ખેચરે કન્યા સર્વે
વોલાવી, વરને કરે સત્કાર ॥ મો૦ ॥ કનક રતન. અદે
બહુ દેઇ ॥ રાત્રિવસ્યા પુર બાહાર ॥ મો૦ ॥ ૨૨ ॥ રવિઊ
દયે વૈતાઢ્ય સધાવ્યા, આવ્યા કુવર નિજગેહ ॥ મો૦

॥ રમણી તીસ રમેં રસ ભેલી, ધરતી પરસ્પર નેહ ॥ મો૦ ॥ ૨૩ ॥ ભાગ્યદિશા ભરપૂર વહે જસ, નહિ તસ ઘરમાં કલેશ ॥ મો૦ ॥ જસ ઘર પુણ્ય દિશા પરવારે, તસ ઘર કલેશ પ્રવેશ ॥ મો૦ ॥ ૨૪ ॥ રસભર રમણી રહે આણંદેં, બાલકઇચ્છા પૂર ॥ મો૦ ॥ લઘુગુરૂ વિનય વહે તસ ઘરમાં, લક્ષ્મી વસે ભરપૂર ॥ મો૦ ॥૨૫॥ એક એકથી ઘરનાજેરા ચોરે ॥ વ્ય ભિચારી નર નાર ॥ મો૦ ॥ તે દેખી લક્ષ્મી લજવા ણી, જાય રૂઠી ઘર બાર ॥ મો૦ ॥ ૨૬ ॥ રાત દિવસ નરરોષ ભરાણો, રમણી ઉપર જેહ ॥ મો૦ ॥ તસ મુ ખ સુખ લક્ષ્મી નવિ જોવે, સોવે દાધી દેહ ॥ મો૦ ॥ ૨૭ ॥ વિકસિત નયન વદન હરખંતી, દેખી પતિ ઉજ માલા ॥ મો૦ ॥ લચ્છીપ્રિયા ઘર ભેલાં મલાને, રમ તી કરતી ચાલા ॥ મો૦ ॥ ૨૮ ॥ ધમ્મિલ્લ મંદિર સ્ત્રી સવિ રમતી, એક એકને દેઇ તાલી ॥ મો૦ ॥ તીસ અકર્મભૂમિને નિહાલી, લલના હરી લટકાલી ॥ મો૦ ॥૨૯॥ છઠ્ઠે ખંડે પુણ્યઅખંડે, ધમ્મિલ્લરા સ રસાલેં ॥ મો૦ ॥ શ્રીશુભવીરેં વિવેકની વાતો, બોલી બીજી ઢાલેં ॥ મો૦ ॥ ૩૦ ॥



॥ દોહા ॥

॥ ઉજ્જલ સુખ વિલસે તિહાં, શ્રીધર્મિમલ્લ કુમાર ॥ લોક કહે એ કુમરના, પુણ્યતણો નહિં પાર ॥ ૧ ॥ પુણ્યે પરણતિ હોએ ભલી, પુણ્યે રૂદ્ધિ સમૃદ્ધિ ॥ મનવંછિતમેલા મલે, પુણ્યે હુએ નવનિદ્ધિ ॥ ૨ ॥ પુણ્યનીવૃદ્ધિ કારણે, દિનદુઃખી ઊદ્ધાર ॥ દાન સુપાત્રેં આપતા, ચૈત્ય મહોત્સવ સાર ॥ ૩ ॥

॥ ઢાલ ત્રીજી ॥

॥ મારા વાલા જી હો ॥ હું રે ગઇ મહિ વેચવા રે લો ॥ એ દેશી ॥

॥ અન્યદિવસ રસં રીઝમાં રે લો, વિદ્યુન્મતિ રતિ ખેલ ॥ મેરે માલક હો ॥ વિમલસેના પ્રતેં એમ કહે રે લો, ચતુર છો મોહન વેલ ॥ મેરે માલ૦ ॥ ૧ ॥ મેલો મલ્યો રે મજબુતશું રે લો ॥ એ આંકણી ॥ એક અજુગતું તમેં કરયું રે લો, પોયુ પગપૂજન ધાર ॥ મે૦ ॥ નારી સતીનેં પતિદેવતા રે લો, સ્વામી શ્રી સવિશણગાર ॥ મે૦ ॥ ૨ ॥ મેલો મલ્યો રે૦ ॥ તેણેં તુમે ઊચિત કરયું ભલું રે લો, ન કરે જે ગરોબની નાર ॥ મે૦ ॥ તેહ પતિને રોશે દિયો રે લો,

નિજપગ પાટુ પ્રહાર ॥ મે૦ ॥ ૩ ॥ વિમલા કહે હ
સી હે હલે રે લો, એ શું મેં કીધ અકાજ ॥ મે૦ ॥
પરનારી શોક્ય કરી વર્ણવે રે લો, નાવી પતિથઇ લા
જ ॥ મે૦ ॥ ૪ ॥ વિદ્યુન્મતિ વલતું કહે રે લો, નરને
હૃદય વસી જેહ ॥ મે૦ ॥ નામે વખાણે ગુણે કરી રે
લો, નારીશું જસ સનેહ ॥ મે૦ ॥ ૫ ॥ પણ તુમે પ
ગે પિયુ તાડીયો રે લો, રોષકરી પરચંડ ॥ મે૦ ॥
તે તુમ પગનો અમે મલી રે લો ॥ કરીએ કહો શો દંડ
॥ મે૦ ॥ ૬ ॥ વિમલા હસી કહે તેહને રે લો, સુણ
જ્યો સવે હુશીયાર ॥ મે૦ ॥ જો મેં પ્રીતમને પગે ક
રીરે લો ॥ કીધો ન હોત પ્રહાર ॥ મે૦ ॥ ૭ ॥ તો
તુમેં સઘલીકુમારિકારે લો ॥ પરણુત કયો ભરતાર ॥
મે૦ ॥ ચરણ અમારા પસાયથીરે લો ॥ મુઝપતિ તુ
મ પ્રિય સાર ॥ મે૦ ॥ ૮ ॥ તેણે કારણ તુમે સહુ
મલીરે લો ॥ લેઇ કુસુમ ઘનસાર ॥ મે૦ ॥ પૂજો ચર
ણ મુઝ ચંદને રે લો, ભાવે લેઇ ઊપગાર ॥ મે૦ ॥
૯ ॥ સાંભલી સર્વ ખુશી થઇ રે લો, મૌનપણે રહી
જામ ॥ મે૦ ॥ હાસ્યવિનોદની ગોઠડી રે લો, વાતે
પૂરણ થઇ તામ ॥ મે૦ ॥ ૧૦ ॥ વિદ્યુન્મતિપિયુને ક
હે રે લો, કહો મુઝને પ્રિયકાર ॥ મે૦ ॥ કોણ છે વ

સંતતિલકા ઇસી રે લો, નામે ચતુર વર નાર ॥ મે૦ ॥ ૧૧ ॥ કુવર ભણે ભય પામીએ રે લો, કઇ ને ચઢે વલી રીશ ॥ મે૦ ॥ એકથી બીહિના આવિયા રે લો, હવે વલી મલી ત્રીશ ॥ મે૦ ॥ ૧૨ ॥ વિમલા હસિ કહે સાહિબા રે લો, દીસો ભીરૂક વિશેષ ॥ મે૦ ॥ નિર્ભય હો તુમને સદા રે લો, બાહસો નહિ લવલેશ ॥ મે૦ ॥ ૧૩ ॥ સ્વસ્થ થઇને કહો કથા રે લો, હઇડાથી કાઢો બાર ॥ મે૦ ॥ વાહલેસરીને ન રાખીએ રે લો ॥ બહુ દિન કારાગાર ॥ મે૦ ॥ ૧૪ ॥ કુવર કહે પ્રિયા સાંભલો રે લો, નયરિ કુશાગ્રહ છેક ॥ મે૦ ॥ જિતશત્રુ તેહનો રાજીયો રે લો, તેહની વેશ્યા એક ॥ મે૦ ॥ ૧૫ ॥ નામે વસંતસેના અછે રે લો, તાસ સુતા ગુણવાન ॥ મે૦ ॥ નામે વસંતતિલકા ભલી રે લો, રૂપ કલા નિધાન ॥ મે૦ ॥ ૧૬ ॥ મુઝને અતી પ્રિય તેહવી રે લો, હું છું અતિ પ્રિય તાસ ॥ મે૦ ॥ કામ ભોગ રતિની કલા રે લો, જાણે વિશેષ વિલાસ ॥ મે૦ ॥ ૧૭ ॥ વિદ્યુન્મતિ કહે વાલ્હમા રે લો, હોવે હુકમ જો હજૂર ॥ મે૦ ॥ તો હું તિહાં જઇ જોઇને રે લો, આવું તે આણંદપૂર ॥ મે૦ ॥ ૧૮ ॥ વેગે આવોજઇ

સાંભલી રે લો, ચાલી ગગન તતકાલ ॥ મે૦ ॥ ખંડ છઠે ત્રીજી કહી રે લો, શ્રીશુભ વીરેં ઢાલ ॥ મે૦ ॥ ૧૯ ॥

॥ દોહા ॥

॥ વિયત ઝગતિ વીજલી, વિદ્યુન્મતિ મિત સાસ ॥ કુસગ પુરે જઇ જોવતાં, દીઠું મંદિર તાસ ॥ ૧ ॥ વેશ જુવાન પુરૂષ તણો, ગણિકાયોગ્ય કરંત ॥ દ્રવ્યસહિત ઘરમાં ગઇ ॥ અદૃશ્યરૂપ મહંત ॥ ૨ ॥ દીઠી વસંતતિલકા પતિ, વિરહે કૃત કૃશ કાય ॥ તજી શણગાર જીરણ અતિ, ચીવર મલિન ધરાય ॥ ૩ ॥ બાંધી વેણી ક્યાવતિ ॥ ધમ્મિલને એક ધ્યાન ॥ નરદ્વેષી નારી પરેં, ન જુએ તેહ જુવાન ॥ ૪ ॥ તવ નરવેશ તજી કરી, થઇ નિજરૂપે ત્યાંહી ॥ કહે તુઝ પાસેં મોકલી ॥ ધમ્મિલ કુવરે આંહીં ॥ ૫ ॥ હું છુ દાસી તેહની, ખબ્બર કરેવા તુઝ ॥ પ્રેમેં પાઠવી તેણે તુમેં, કે શું કહો છો મુઝ ॥ ૬ ॥ એમ સુણી સહસા ઉઠીનેં ॥ ગાઢ આલિંગન દેત ॥ રોમ રોમ હરખિત થઇ, સાદર સ્નેહ વદેત ॥ ૭ ॥

॥ ઢાલ ચોથી ॥

॥ સાબરમતિએં આવ્યાંછે ભરપૂર જો ॥ ચારે ને કાંઠે માતા રમી વલ્યાં ॥ એ દેશી ॥

॥ આસન ઢાલી વિધુન્મતિને બેસારી રે, પૂછે રે પ્રાણવલ્લભ માહરો કિહાં વસે ॥ મુઝને વિછોહી પિયુ પરદેશની વેશે રે, ભોજન કેમ ભાવે રે તે કરતાં હસે ॥ સંદેસો પામી રે દિલ દુઃખ ઉલ્લસે ॥ ૧ ॥ મહિલા મનમેલારે મનના મન રમેં ॥ કૂપની છાયારે કૂપેં ઉપસમે ॥ એ આંકણી ॥ ॥ વિદ્યુમતિ કહે દુઃખની વેલા વીતી રે ॥ વાલ્હિમ વિશરામો રે ચંપાએં વસે ॥ થોડા દિનમાં કરશું તુમ પીયુ મેલા રે, પણ આવી વેલા રે કેમ તુમ થઇ હશે ॥ વાતો મલ પ્રકાશો રે તો ચિત્ત ઉલ્લસે ॥ ૨ ॥ મ૦ ॥ વસંતતિલકા બોલે નગરે વડેરો રે, સુરેંદ્રદત્ત કોટિધ્વજ વ્યવહારીયો ॥ માત સુભદ્રા જાઓ પ્રાણ પિયારો રે, મુઝ ઘર ઘટ માંહીરે ધમ્મિલ્લ ધારીયો ॥ મોહે મુઝ મારી રે ચિત્ત ધન હારીયો ॥ ૩ ॥ મ૦ ॥ માત પિતા તસ જબ સુરલોક સધાવ્યાં રે, નાવ્યાં રે ધનનાં ભરણાં તે પછે ॥ તવ મુઝ માતા કહે એકાંતે તેડી રે ॥ છોડી કંત કાઢો રે એ નિરધન અછે ॥ પંખી પણ તજે રે તરૂ સુકયા પછે ॥ ૪ ॥ મ૦ ॥ સુકાં નઇ સર છંડે હંસને ચકવા રે ॥ રાજ્યથી ઉતરીયો રાજા સેવકેં ॥ નિર્ગંધ કુસુમેં ભમરો પણ નવિ બે

સે રે, હરણાં પણ ન ભજે વન દાધે થકો॥ આપણુ જાત ભજીએં નર ધન આવકેં ॥ ૫ ॥ મ૦ ॥ તવ મેં કહ્યું ધન કોડ ગમેં એણે દીધું રે, વારધિ વન્હિ વેશ્યા સંતોષી નહી ॥ પણ ધનવંત મૂરખ શું હું નવિ રાચું રે, સાચું ચિત્ત લાગું રે મુઝ એહસું સહી॥ લક્ષણગુણે દેખી રે પ્રીત લાગી રહી ॥ ૬ ॥ મ૦ ॥ મયૂરવિષે રત પીંછ કહે સુણ કેકી રે ॥ ચિરંતન વલગાં અલગાં મત કરે ॥ જો છંડીશ તો કૃષ્ણ મુગટ સિર ચઢશુ રે ॥ પણ તું કલા કરીને રે વનમાં નકી ફરે ॥ જગજનતા તુંને રે બાંડો ઊચરે ॥ ૭ ॥ મ૦ ॥ તેમ માતા એ મુઝ તનનો શણગાર રે, જીવંતાં ન છોડું રે હું એહનેં કદા ॥ સાંભલી મૌન રહી પણ છિદ્ર અવેખે રે, એક દિન સ્નાન કરી અલતો માગ્યો મુદા ॥ જીરણને નીરસ મા દેતી તદા ॥ ૮ ॥ મ૦ ॥ હું બોલી અલતો નીરસ કેમ દીધો રે, મા કહે એ ધમ્મિલ્લ સરિખો લેખીએં ॥ ઇક્ષુખંડ નિરસ પીલ્યા મોકલીયા રે, પૂછંતાં કહે રે ,પતિશું પરખીએં ॥ હું બોલી એ સમ જગતે ન દેખીએં ॥ ૯ ॥ મ૦ ॥ ઇચ્છાએં તલવટના તલ મંગાવ્યા રે, તલપુલી તલવિણ માએં મોકલી ॥ પૂછંતાં કહે ધનતલવિણ પતિ પૂ

લી રે ॥ હું બોલી પૂલી તો બાલણ વલી, ધમ્મિલ્લ ની મતિ રે કામે આગલી ॥ ૧૦ ॥ મ૦ ॥ માય કહે દેવલ ઘર લીંપણ કરશે રે, મેં કહ્યું રે કૃતઘ્ન તું હિ વાયસ પરેં ॥ મા પૂછંતાં મેં કહિ લૌકિકશાસ્ત્રે રે, વરસી બાર દુકાલે રે ધિક ભેગા મલે ॥ વાત તે વિચારે રે જગભુખે મરે ॥ ૧૧ ॥ મ૦ ॥ આપ ણને કોણપિંડ દિએ એણી વેલા રે ॥ એઠું પણ મીઠું રે નર માગી જમે ॥ ઘરને ઘરાંણાં બાલક નારી વે ચે રે, સીંચે રે પેટવેઠ દિન નીગમે ॥ ઘર છોડી લજા લુ રે પરદેશે ભમે ॥ ૧૨ ॥ મ૦ ॥ વિપ્ર વણિક પ ણ અસુર તણે ઘર દાસો રે, ફાસો ઝેર ખાઇરે નર નારી મરે ॥ તિરી નર મંસભખંતાં જલ નવિ પા વે રે, જાવે રે નેહી વિચ્છોહી દુઃખ શરેં ॥ કોટિધ્વ જ મૂછાલારે દીનપણું ધરે ॥ ૧૩ ॥ મ૦ ॥ આપણ કાકા કેણી પરેં પેટ તે ભરશું રે, તવ વૃદ્ધ કાગ બો લ્યો રે દુઃખ ધરશો નહી ॥ જલધિતટેં કાંચજલ દ્રિક ભાંણેજા રે, તેહનીરે પાસેં સવિ જઇશું સહી ॥ અશ નાદિક દેશેરે જલધિ મત્સ્ય વહી ॥ ૧૪ ॥ મ૦ ॥ મૌકુલી કુલ જલધિતટ પોહોતા ખેમે રે, પ્રેમે કાંચજ લ બોલાવતા ॥ બહુ સન્માનેનિત્ય જલધિ મત્સ્ય

દ્વે રે ॥ પીવારે મીઠાં જલ દેખાવતાં ॥ બાર દુકા
ની કાકા સુખમાં કાઢતાં ॥ ૧૫ ॥ મ૦ ॥ થયો સુ
ગાલ મુદિતજન મુદીર ઝરંતાંરે ॥ મોકલી દોય દ્વિકા
રે ખબર કઢાવતાં ॥ ભાણેજને કહે અમને લોક તે
ડાવે રે, ભાવે રે ભોજન ભક્તિ કરાવતાં, પૂર્વજનેં
પોષણ શ્રાધસરાવતાં ॥ ૧૬ ॥ મ૦ ॥ કહે ભાણેજા સા
ર સજલધિ વાયસરે ॥ કહે માતુલ સે દુઃખે જાવું પ
ડે ॥ કાક કહે નિત્ય ઉઠી તુમ પગ સાંમું રેં, ખાધા
ને સારૂરે નીચ નજર અડે ॥ અમનેં કેણે ઘાલ્યારે
એહવા સાંકડે ॥ ૧૭ ॥ મ૦ ॥ કટુક વચન એમ
બોલી પાછલી રાતેં રે, બલીભુગ પિંડભાગીરે નિ
જદેસે ગયા ॥ તું પણ માતા તેહવી ગુણ હણના
રી રેં, હું તો ગુણ ધ્યારી રે જેથી સુખી થયા ॥
સાંભલી માય કપટેં ગઈ આણીદયા ॥ ૧૮ ॥ મ૦ ॥
અંતરાગેં રંગાણો મુઝને જાણી રે, માતાએં મોહો
ટો ઓચ્છવ માંડીયો ॥ નાતવર્ગ સંતોષી મદિરા પો
ખી રે, મુઝપીઊને રણવગડામાં છોડીયો ॥ છંડી હેમ
સિદ્ધિ લીધી કોડીયો ॥ ૧૯ ॥ મ૦ ॥ તજીત બોલને સર
સ આહાર નિવારી રે, વેણી બંધ જીરણ ભુજંગમૂતિ
લતિ ॥ તાપસિણી જ્યું કાયાશોક કરંતિ રે, હું ઘરમાં

હે રોતી પીયર જશોમતિ ॥ ખેમ કુશલ પૂછંતાં મેં કહી છતી ॥ ॥ ૨૦ ॥ મ૦ ॥ પણ માહારો સંદે શો જઇને કેહેજો રે, ઘરણીને પરણી છંડી વેગલી ॥ તેમ વલી નવનવી પરણી હશે કોઇ નારી રે, તેહનેં રખે વીસારી રે મુકતાં વલી ॥ જો જાએ લાખારે સાખા ન હું ચલી ॥ ૨૧ ॥ મ૦ ॥ ઘરને ઘરાંણા વેચી માલ ખવારીરે ॥ પીયર દેહ ધારીરે અન માગી જમે ॥ સખી સહેલી પીતરીયા ભોજાઇરે, તેહ નાંરે મેહેણાં પરણી નિત્ય ખમે, પ્રીતમનેં સાબાસી પરદેશે રમે ॥ ૨૨ ॥ મ૦ ॥ એમ વયણાં સુણી ખે ચરી કહે રહો છાનાં રે, જઇશું અમે રેહેજો તુમે દુઃખપરિહરી ॥ એમ કહિ ગગન ચલી શુભવીરની પા સેં રે ॥ ચોથીઢાલ છઠ્ઠેખંડે રસ ભરી ॥ ચતુરા ચિત્ત ચૂંપેં ગઇ ચંપા પુરી ॥ ૨૩ ॥ મ૦ ॥

॥ દોહા ॥

॥ વિદ્યુન્મતિ વેગે જઇ, ધમ્મિલ્લ કુંવરને પ સ ॥ મૂલ ચૂલમાંડી કરી, સઘલી વાત પ્રકાશ ॥૧॥ તે સુણતાં દુઃખઊલ્લસ્યું ॥ નયણે નીર ભરાય ॥ પ ણ વિમલાના ભયથકી, વચનેં નવિઊચ્ચરાય ॥ ૨ ॥ વિદ્યુન્મતિ કહે નાથજી, મ કરો શોચ લગાર ॥ કુ

શગપુરેં જાવા તણો, જો હોએ દિલમેં પ્યાર ॥ ૩ ॥ તો બોલો નિર્ભય પણે, કુવર કહે છે પ્યાર ॥ પણ ઇચ્છા હોએ સર્વની ॥ તો જાવું જયકાર ॥ ૪ ॥ એમ નિસુણી ખેચર સુતા, મેલવી સઘલી નાર ॥ નિજનયરેં જાવા તણો, કીધો એક વિચાર ॥ ૫ ॥ કુવર જઈ નૃપનેં કહે, જાઇશું અમે નિજદેશ ॥ રાય કહે કેમ રાખીએં, પરૂણાગત સવિશેષ ॥ ૬ ॥

॥ ઢાલ પાંચમી ॥

॥ ત્રીજેં ભવ વરથાનક તપ કરી ॥ એ દેશી ॥

॥ કુવર સજ્જાઇ કરી પુરબાહર ॥ દેહેરા તંબૂ દેવે ॥ હય ગય રથ પાયક દલ શાથેં, વસ્તુ અવર વર લેવે રે ॥ ૧ ॥ પ્રાણી પુણ્ય તણી ગતિ દેખો ॥ પુણ્ય જગતમાં વિશેષો રે ॥ પ્રા૦ ॥ એ આંકણી ॥ કપિલરાય બેટી વોલાવે, મલણાં સજ્જન સહુ લાવે ॥ દાસી દાસ દીએ બહુ સાથેં, હય ગય સુભટ ચલાવે રે ॥ પ્રા૦ ॥ ૨ ॥ રવિ શેખર જુવરાજ મિલાપેં, દીએ ધનકંચન કોડી ॥ નવ શ્રેષ્ટી સસરાધન દેઇ, વલીયા નમી કર જોડી રે ॥ પ્રા૦ ॥ ૩ ॥ ખેટસુતાએં વિદ્યાબલેં રચીયો, રત્નવિમાન વિશાલ ॥ સર્વ પરિકર વાહન સૂધાં, બેઠાં થઈ ઉજમાલ રે ॥ પ્રા૦

॥ ૪ ॥ દેવ વિમાન ઝરૂખેં બેઠી, વિમલાદિક સવિ ના
રી ॥ વન ગિરિ સર નદી ગામ વિલોકી, વાત કરે બ
હુપ્યારી રે ॥ પ્રા૦ ॥ ૫ ॥ ક્ષણમેં કુશાગ્ર પુરી વન
ખંડે, ઊતરચાં હર્ષવિશેષ ॥ વિયતચરી વિદ્યાધર લો
કનેં, દૂર કિસ્યો પરદેશ રે ॥ પ્રા૦ ॥ ૬ ॥ દેરા તંબૂ
દીયાવનમાંહી, રત્નવિમાન આકાશેં ॥ નગર લોક
મલી કૌતુક જોતા, પામ્યા ચિત્ત ઊલ્લાશેં રે ॥ પ્રા૦
॥ ૭ ॥ સુરેંદ્રદત્ત તણો સુતધમ્મિલ, બહુ વરશે ઘર
આવ્યા ॥ રાજસુતા વિદ્યાધરકુમરી, પરણી બહુ ઋ
દ્ધિલાવ્યા રે ॥ પ્રા૦ ॥ ૮ ॥ એમ નિસુણી અરિદમ
ણ તે રાજા, સન્મુખ આવી તામ ॥ પુરશણગારો નિ
જ ઘર તેડી, આપું રેહેવા ધામ રે ॥ પ્રા૦ ॥ ૯ ॥
રત્નવિમાનની રચના દેખી ॥ રાય હર્ખ બહુ પાવે ॥
ધમ્મિલ મંદિર હુકમેં તતક્ષણ, નૌતન રાય કરાવે
રે ॥ પ્રા૦ ॥ ૧૦ ॥ વેશ્યા વસંતશેના ઘર જાવે, તે
પણ સન્મુખ આવે, નિજ બેટીનેં વાત જણાવે ॥ કુ
વરનેં ભેલાં મિલાવે રે ॥ પ્રા૦ ॥ ૧૧ ॥ મેઘમચૂરી
ચંદ્રચકોરી, તેણીપરેં હર્ષભરાણી ॥ સ્નાન કરી શ
ણગાર ધરીનેં, અંગોઅંગેં ઠરાણી રે ॥ પ્રા૦ ॥ ૧૨
॥ વસંતતિલકા પુત્રી સમી ગણેં, શત્રુદમણ ભૂપાલ

॥ તેણેં નિજરાજ્યનો ભાગ તે ત્રીજે ॥ કુંવરનેં દી એં ઊજમાલ રે ॥ પ્રા૦ ॥ ૧૩ ॥ પ્રથમસતી પરણી જે જશોમતિ, ધનવશુ શેઠની બેટી ॥ બેહુ કુલઊ જજલતા દેખાવી, જૈનધર્મ ગુણ પેટી રે ॥ પ્રા૦ ॥ ૧૪ ॥ તેહને તેડવા કારણ પોતેં, માન વધારણ સા રૂં ॥ જઇ કહે સર્વ ગયાં પણ તુમ વડેં, ઇહાં કુર્ને નામ અ મારૂં રે ॥ પ્રા૦ ॥ ૧૫ ॥ સસરા સાસુએં આદર દે ઇ, નિજપુત્રીનેં વોલાવે ॥ બેસી સુખાસનેં નિજઘર આવે, વિમલા ભક્તિ કરાવે રે ॥ પ્રા૦ ॥ ૧૬ ॥ ત્રી જેં દીંસેં રાજ્યની લીલા ॥ નૃપ અભિષેક કરાવે ॥ જોગીદત્તવિદ્યાએં સાધ્યા, દેશ અવર વશ થાવે રે ॥ પ્રા૦ ॥ ૧૭ ॥ પ્રથમ જશોમતિ કરી પટરાણી, બીજી વિમલા રાણી ॥ વિદ્યુન્મતિને વિદ્યુલ્લતા દોય ॥ ચ ઊ અભિષેક ઠરાણી રે ॥ પ્રા૦ ॥ ૧૮ ॥ વિમલશેનાના માત પિતાદિક, આવી તિહાં સવિ મલિયાં, બેટી ભે ટી દીએ બહુ સંપદ, કુંવર રજાએ વલીયાં રે ॥ પ્રા૦ ॥ ૧૯ ॥ આ ભવઅર્થે કીધો ખટ માસી ॥ આંબિ લ તપ ફલ વાધ્યો ॥ સુરરમણી સમરમણી પામી, વંછિત સુખ સવિ સાધ્યો રે ॥ પ્રા૦ ॥ ૨૦ ॥ છઠ્ઠે ખંડેં પાંચમી ઢાલેં, કુંવર વેશ્યા નિજધામ ॥ શ્રીશુભવીર

રસિક લોકોત્તરા, ઘર પામે વિશરામ રે ॥ પ્રા૦ ॥ ૨૧ ॥

॥ દોહા ॥

॥ એક દિન ધમ્મિલ્લ રાયનેં, વસંતતિલકા એમ ॥ કહે ગતનિશી વેષાંતરેં, રતિ સુખવિલશ્યા કેમ ॥ ૧ ॥ પણ મેં તુમનેં ઓલખ્યા ॥ રતિ સંભોગનેં કાલ ॥ સાંભલી ધમ્મિલનેં મને, પ્રગટી અંતર ઝાલ ॥ ૨ ॥ ચિંતિ કહે નારી પ્રતેં, તુમને વિસ્મય હેત ॥ હું આવ્યો વેશાંતરેં, બીજો નહી સંકેત ૩ ॥ એમ કહી ચિંતે મુઝ સરૂપ ॥ કરે કોઇ ધૂરત ફંદ ॥ મુઝ નારી અભિલાખીઓ, વિદ્યાધર મતિ મંદ ॥ ૪ ॥ પણ એ દુષ્ટને મારવા, કરવો કોઇ ઉપાય ॥ ચિંતિ ઘર ફરતો ભુવિ, સિંદૂરપૂજવ રાય ॥ ૫ ॥ ધમ્મિલ કર કરવાલશું, પૂઠેં ભ્રમણ કરંત ॥ દેખી તસ પદ પધ્ધતી, તે અનુસારે ચલંત ॥ ૬ ॥ ઘર પેસતાં ધમ્મિલે, દીયો ખડ્ગ પ્રહાર ॥ દોય ભાગ કરી નાખીયો, અરતા કૂપ મઝાર ॥ ૭ ॥ ભુવિજલ શૌચ કરી ગયો, વિદ્યુન્મતિને પાસ ॥ પુરૂષ વધ્યા શંકિત મને, નિશિદિન રેહેત ઉદાસ ॥ ૮ ॥ એકદિન મંદિર ઉપવને, વૃક્ષ અશોકને પાસ ॥ પુઢવિ શિલા પટ ઉપરેં બેઠો કરતવિખાસ ॥ ૯ ॥ પશ્ચાતાપ દવાન

લે ॥ તાપિત ઋદ્દયકુમાર ॥ ચિંતે કરવું નવિઘટે, હું શ્રાવક વ્રત ધાર ॥ ૧૦ ॥

॥ ઢાલ છઠ્ઠી ॥

॥ એક સમેં વૃંદાવનેં સામલીયાજી ॥ એ દેશી ॥

॥તેહસમેં નવજોવના ॥ અતિરંગીલી ॥ કુચ ફલ ભર નમીતન ડાલ ॥ અપચ્છરરૂપે રે અતિ રંગીલી ॥ ધીમે ધીમે ચરણઠવે ॥ અ૦ ॥ ચમકંતી ચતુરા ચાલ ॥ અ૦ ॥ ૧ ॥ રક્તવરણ સાડી ધરી ॥ અ૦ ॥ મણિતિલક કપાલે હેજ ॥ અ૦ ॥ ચરણે ઝગત પીત કિંકણી ॥ અ૦ ॥ કંચુકમણિહીરા તેજ ॥ અ૦ ॥ ૨ ॥ લોચનકજ્જલતા ઝગેં ॥ અ૦ ॥ ઓષિધિપતિ સ્મેર વદન્ન ॥ અ૦ ॥ બિંબાધર રદ ઊજલા ॥ અ૦ ॥ દર્શનથી દેવ પ્રસન્ન ॥ અ૦ ॥ ૩ ॥ થોવમહર્ઘા ભૂષણેં ॥ અ૦ ॥ ભૂવન રાજિત તંબોલ ॥ અ૦ ॥ આવી ઉભી કુંવર છબી ॥ અ૦ ॥ જોતાં રંગ લાગ્યો ચોલ ॥ અ૦ ॥ ૪ ॥ વિનય કરી એમ બોલતી ॥ મનમોહનજી ॥ મુઝ વાત સુણો ગુણ ધામ ॥ મનડું મોહ્યું રે મનમોહનજી ॥ વૈતાઢ્યે દક્ષિણદિશેં ॥ મ૦ ॥ છેં નગર અશોકતે નામ ॥ મ૦ ॥ ૫ ॥ વિદ્યાધર નરરાજીયો ॥ મ૦ ॥ તે નામે છે મહસેન ॥ મ૦ ॥ ચંદ્રપ્રભા

રાણી સતિ ॥ મ૦ ॥ બેહુ સુખીયાં પ્રેમ રસેણ ॥
મ૦ ॥ ૬ ॥ મેઘરથાભિધ તેહને ॥ મ૦ ॥
છે પુત્ર ઘણો અવિનીત ॥ મ૦ ॥ મેઘમાલા
નામે સુતા ॥ મ૦ ॥ હું નૃપની કુલવટ રીત ॥ મ૦ ॥
૭ ॥ અન્યદિને માતા પિતા ॥ મ૦ ॥ કરે બેઠાં અંતર
વાત ॥ મ૦ ॥ પુત્ર કુલક્ષણ ઉઠીયો ॥ મ૦ ॥ કરે
કોપ્યો એકદિન ઘાત ॥ મ૦ ॥ ૮ ॥ છે પરદારા લંપ
ટી ॥ મ૦ ॥ નાવે એહનો વિશ્વાસ ॥ મ૦ ॥ અંતે
જો રાજા થશે ॥ મ૦ ॥ તો કરશે સર્વવિનાસ ॥ મ૦ ॥
૯ ॥ ધૂમઅગ્નિથી ઉઠીયો ॥ મ૦ ॥ વાદલઘન પદવી
પાય ॥ મ૦ ॥ જ્વલનજનકને નાસવે ॥ મ૦ ॥ ગા
જંતો જલ વરસાય ॥ મ૦ ॥ ૧૦ ॥ તેમ દુર્જનબલ
દૈવથી ॥ મ૦ ॥ લહે લક્ષ્મી રાજ્યવિશેષ ॥ મ૦ ॥
પ્રાયેપિતા બાંધવ પ્રતેં ॥ મ૦ ॥ કરે તર્જન ઘાત
ક્લેશ ॥ મ૦ ॥ ૧૧ ॥ રહીયતપણ રાજી નહી
॥ મ૦ ॥ હું નહી દીયું એહને રાજય ॥ મ૦ ॥ કો
ઇક નરરતિ આગલો ॥ મ૦ ॥ ભોગવસે આ સામ્રા
જય ॥ ૧૨ ॥ મ૦ ॥ રાણી કહે સુણો નાથજી ॥ મ૦
॥ કરો ધારી કાંઇ ઉપાય ॥ મ૦ ॥ અહિ ડશી અંગુ
લી છેદિએં ॥ મ૦ ॥ રહે જીવિતતો સુખ થાય ॥

મ૦ ॥ ૧૩ ॥ કહે નૃપરાણી સાંભલો ॥ મ૦ ॥ સુ
ત દીઠે દાઝે દેહ ॥ મ૦ ॥ વિદ્યાપન્નતી પૂછીએ ॥
મ૦ ॥ સો ઉત્તર આપે તેહ ॥ મ૦ ॥ ૧૪ ॥ રાયે
વિદ્યા પ્રગટ કરી ॥ મ૦ ॥ પૂછંતાં બોલી એમ ॥
મ૦ ॥ સુત સાતે વ્યસની થયો ॥ મ૦ ॥ શો એ ઊ
પર તુઝ પ્રેમ ॥ મ૦ ॥ ૧૫ ॥ પુત્રી જે મૈત્રમાલિકા
॥ મ૦ ॥ થાશે તસ જે ભરતાર ॥ મ૦ ॥ મૈત્રસ્થને
જમને ઘરેં ॥ મ૦ ॥ તે મોકલશે નિરધાર ॥ મ૦ ॥
૧૬ ॥ તુઝ પદેં અન્ય રાજા થશે ॥ મ૦ ॥ તેહથી વ
ધશે તુઝ લાજ ॥ મ૦ ॥ સુત ન દીએ સુખ જીવતાં
॥ મ૦ ॥ તે પુત્ર નહી અહિરાજ ॥ મ૦ ॥ ૧૭ ॥ એમ
કહી દેવી અદૃશ થઇ ॥ મ૦ ॥ કહી રાએ રાણીને
વાત ॥ મ૦ ॥ મુઝ માતા સુણી દુઃખ ધરે ॥ મ૦ ॥
॥ ગયું રાજ્યને પુત્રવિખ્યાત ॥ મ૦ ॥ ૧૮ ॥ મુઝ ઉ
પર રાગે કરી ॥ મ૦ ॥ વન ગિરિ પુર રમણિક ઠાય
॥ મ૦ ॥ તિહાં જઇ ખેલે નિશિદિને ॥ મ૦ ॥ પણ
મુઝને નિત્ય કહી જાય ॥ મ૦ ॥ ૧૯ ॥ મુઝથી રહે ન
હી વેગલો ॥ મ૦ ॥ એહથી હું પણ ઘડી એક ॥
મ૦ ॥ ભાઇ બેહેન ને એહવો ॥ મ૦ ॥ વરતે તે
રાગ વિવેક ॥ મ૦ ॥ ૨૦ ॥ આજ થકી ત્રીજે દિને ॥

મ૦ ॥ નીકલિયો પૂછી એમ ॥ મ૦ ॥ કુશાગ્ર પુરેં અમેં જાઇશું ॥ મ૦ ॥ તિહાં છે એક જણશું પ્રેમ૦ ॥ મ૦ ॥ ૨૧ ॥ હજિય લગેં ઘર નાવીયો ॥ મ૦ ॥ હું આવી નેહ ભરાય ॥ મ૦ ॥ તવ મેં ઇહાં એમ સાંભલ્યું ॥ મ૦ ॥ નૃપ ધમ્મિલેંખ ડ્ગેં હણાય ॥મ૦॥ ૨૨॥ રોષ ભરી આ વન ફરૂં ॥ મ૦ ॥ તુમ દર્શન દીઠું આજ ॥ મ૦ ॥ રોષ ગયો રાગી થઇ ॥મ૦॥ ઉભી સન્મુખ ધરી લાજ ॥ મ૦॥ ૨૩ ॥ અશરણ શરણ હવે તુમેં;॥ મ૦॥ સુરિ વચને ઝાલ્યો હાથ ॥ મ૦ ॥ એમ કહીને ચરણે નમી ॥ મ૦ ॥ મન ગમતો પામી નાથ ॥ મ૦ ॥ ૨૪ ॥ ગાંધર્વ વિવાહેં પરણીયા ॥ મ૦ ॥ ઘર લાવે કુંવર ભલી ભાંત ॥ મ૦ ॥ બત્રીશ પ્રેમદા પ્રેમશું ॥મ૦॥ સુખ વિલસંતા દિન રાત ॥મ૦॥ ૨૫॥ છઠ્ઠે ખંડેં એ થઇ ॥મ૦॥ સંપૂર્ણ છઠ્ઠી ઢાલ॥ મ૦ ॥ શ્રી શુભવીર વચન સુણી ॥મ૦ ॥ ॥ કરો વ્રત પચ્ચખ્ખાણ વિશાલ ॥ મ૦ ॥ ૨૬ ॥

॥ દોહા ॥

॥ સુખ ભોગવતાં સ્વર્ગનાં, વીત્યો કેટલો કાલ ॥ વિમલ સેનાયેં જનમિયો, ભૂસેવધિ સમ બાલ ॥ ૧ ॥ જન્મોત્સવ બહુલો કિયો, દશ દિન નાટક શાલ॥

દાન અતુલ દેતા વલી, ઘર ઘર તોરણ માલ ॥ ૨ ॥ સજન વરગ સંતોષીને, દિનદ્વાદશ જબ હુંત ॥ પદ્મનાભ પ્રેમે કરી, તેહનું નામ દિયંત ॥ ૩ ॥ આઠ વરસનો જબ હુઓ, દેખી બુધ્ધિવિશાલ ॥ માતપિતા હરખે કરી, તવ ઠવિયો નિશાલ ॥ ૪ ॥ ઉદ્યમ ગુરૂમેહેરે ભણ્યો, સુકલા શાસ્ત્ર અનેક ॥ જોવન વય પરણાવીયો, પ્રગટયો જામ વિવેક ॥ ૫ ॥ પુત્ર મિત્ર કાંતાદિકા, વિનયવંત પરિવાર ॥ સુખમાં કાલ ગમે સદા, સુગુરૂમહિમ દિલ ધાર ॥ ૬ ॥ ધમ્મિલ નૃપ બત્રીશપ્રિયા, એ કદિન કરત વિચાર ॥ જિનવચનામૃત પીજીએં, જો આવે અણગાર ॥ ૭ ॥

॥ ઢાલ સાતમી ॥

॥ શીતલજિન સહજાનંદી ॥ એ દેશી ॥

॥ વાચંયમ વિનય વિલાસી, સહજાનંદ સુખના આશી, અનુપમ આગમ અભ્યાસી, મુનિ સઘલા ગુરૂકુલવાસી ॥ ૧ ॥ સલૂણા સંત એ શીખ ધરીએં ॥ ગુરૂભક્તિ સદા અનુસરીએં ॥ સ૦ ॥ સુંદર પરિકર પરિવરિયા, પ્રત્યક્ષ જ્ઞાન ગુણ દરીયા, અવધિ મન પર્જવ વરીયા, વૈભાર ગિરિ સમોસરીયા ॥ સ૦ ॥ ૨ ॥ નામે ધર્મરૂચિ સૂરિરાયા, કુ

શાગ્રપુરીવન ઠાયા ॥ વનપાલ વધામણી દેતા, જિતશત્રુ ધમ્મિલ હરખંતા ॥ સ૦ ॥ ૩ ॥ મંગલ ની ભેરી વજાવે, સહુલોકને એમ સુણાવે ॥ પુણ્યેં મે લા મલ્યા અણગાર, આવજો સહુ સજી શણગાર ॥ સ૦ ॥ ૪ ॥ નગરેં તોરણ બંધાવે, મારગ સઘલા સમરાવે ॥ પગ પગ છટકાવ કરાવે, ફૂલપૂજ સુગંધી બિછાવે ॥ સ૦ ॥ ૫ ॥ વલી ધૂપઘટા મહકંતી, પંચવર્ણી ધજા ઝલકંતી ॥ સજે સાહામૈયું સહુ ભે લા, જાણે નાવે ફરી આ વેલા ॥ સ૦ ॥ ૬ ॥ અષ્ટ મંગલ જલ ભરી ઝારી, હય ગય રથ ભટ શણગા રી ॥ રથ બત્રીશ બેઠી નારી, તેમ રાય પ્રિયા રથ ધારી ॥ સ૦ ॥ ૭ ॥ વાડવ ક્ષત્રી ભટ જોહા, ઇભ્ય કૌટંબિક સંબોહા ॥ ઇશ્વર ધનવંત સમૂહા, શેઠ સે નાપતિ સથ્થવાહા ॥ સ૦ ॥ ૮ ॥ પટ્ટહસ્તી ચઢયા દોય રાજા, વીણા ભુંગલ તૂર અવાજા ॥ ચામર ધજ છત્રને તાલા, કેઇ ચાલે સિંહાસન વાલા ॥ સ૦ ॥ ૯ ॥ અસિ કુંત ધનુષ શર વાલા, ખંધ લેઇ ચલે લઘુબાલા ॥ ઇગસય અઠ જોગી જટાલા, કેઈ બોલે મંગલમાલા ॥ સ૦ ॥ ૧૦ ॥ ઇત્યાદિક નરની ટોલી, ભરી ઝાલે ગઞાલની ઝોલી ॥ વેશ્યાવરનાટક થાતે,

ચઊનાણીતણા ગુણ ગાતે ॥ સ૦ ॥ ૧૧ ॥ જેમ સૂત્ર ઊવાઇ કહાવે, તેમ જિનપરેં મુનિનેં થાવે ॥ ગુણવંત સૂરિઊવઝાયા, બહુશ્રુત ગીતારથ રાયા ॥ સ૦॥ ૧૨ ॥ ત્રણેને સાહામઇયાં થાવે, શિર કસબી દુશાલા ધ રાવે ॥ નહી બહુશ્રુતને કોઇ તોલેં, એમ રત્નશેખર સૂરિ બોલે ॥ સ૦ ॥ ૧૩ ॥ ગીતારથ સૂરિસમાન, અંગ ત્રીજે લહે બહુ માન ॥ ગીતારથ વૃષભ કહા વે, પરમતવાદીને હઠાવે ॥ સ૦ ॥ ૧૪ ॥ બહુશ્રુત તનુ શૌચ વહંતા, બહુમૂલાં વસ્ત્ર ધરંતા ॥ મલિનાં શુકમલ પરિહાર, કહે પ્રવચનસાર ઊદ્ધાર॥ સ૦॥ ૧૫॥ કહે કોઇ તપસ્વી કેરૂં, સાહામૈયું કરવું ભલેરૂં ॥ તે મિથ્યા મન નવિકલ્પા, સિદ્ધાંતેં નથી કાંઇ જ લ્પા ॥ સ૦ ॥ ૧૬ ॥ તપસી અજ્ઞાની ટોલે, વલ ગા મૂર્ખને બોલે ॥ ગુરૂકુલવાસેં એ સાચા, એમ ધર્મ દાસગણિ વાચા ॥ સ૦ ॥ ૧૭ ॥ ગીતારથ મિશ્રા ચાર, નવિ ભાંખ્યો ત્રીજો વિહાર ॥ તે કરતાં ગીતાર્થે આણે, શ્રાવક કરતા સહુ ટાણે ॥ સ૦ ॥ ૧૮ ॥ સાહામૈ યું સજી સંચરીયા, વૈભારગિરિઊતરિયા ॥ ખંડ છઠ્ઠે સાતમી ઢાલેં, શુભવીર વિવેકી નિહાલે ॥સ૦॥૧૯॥

॥ દોહા ॥

॥ ભૂપતિધમ્મિલ ઊતરી, દૂરથી કરત પ્રણામ ॥ અભિગમ સઘલાં સાચવી, કર ધરી શ્રીફલ દામ ॥ ૧ ॥ દેઇ ત્રણ પ્રદક્ષિણા, ભેટ ધરી બહુમૂલ ॥ કર જોડી સ્તવના કરી, બેઠાં ચિત્ત અનુકૂલ ॥ ૨ ॥ બેઠી સઘલી પરખદા, ગુરૂસન્મુખ સુવિનીત ॥ રાણી બત્રીશ પણ તિહાં, હરખે ઊલ્લસિત ચિત્ત ॥ ૩ ॥ સુણવા વંછે ધર્મ તે, નૃપ ધમ્મિલ કુમાર ॥ ગુરૂ પણ તેહને દેશના, દીએ પુષ્કર જલધાર ॥ ૪ ॥

॥ ઢાલ આઠમી ॥

॥ હસ્તિનાગ પુર વર ભલું ॥ એ દેશી ॥

॥ ચેતન ચતુરી ચેતના, તમે ચેતો ચિત્ત મઝાર રે ॥ મોહનીમદિરા છાકમાં, નહિ લોકોત્તર સુખ સાર રે ॥ ૧ ॥ નહીલોકોત્તર સુખ સાર ॥ કરો રૂચિ તત્ત્વની ॥ ગુણવંત રે ॥ ગુણવંતપ્રસંત ભદંત, સમય વેદી કહે ॥ અરિહંત રે ॥ એ આંકણી ॥ ॥ ગિરિસરિ દુપલના ન્યાયથી, કાકતાલીને દૃષ્ટાંત રે ॥ નરભવ દુર્લભ પામીયો, નાવ ભૂલ્યું રતનદ્વીપ જંત રે ॥ ના૦ ॥ ૨ ॥ ક૦ ॥ દેશ અનારજ જગ વણા, જિહાં ધર્મઅક્ષર નહી હોય રે ॥ મણુઅં થયો

એલે ગયો, શ્યો નરભવ પામ્યો સોય રે ॥ શ્યો૦ ॥
૩ ॥ ક૦ ॥ આરજ દેશે જનમ હુઓ, પણ આજે અ
નારજ હોય રે ॥ ભાષા આચાર વણિજ ક્રિયા, કુલ
જાત વેશ ગામ જોય રે ॥ કુ૦ ॥ ૪ ॥ ક૦ ॥ કાંઇ
ક પુણ્ય બલે કરી, લહે ઊત્તમ કુલ દુર્લભ રે
॥ અલ્પાયુ રોગે ગ્રહ્યો, કુલ પામે પણ શો
અચંભ રે ॥ કુ૦ ॥ ૫ ॥ ક૦ ॥ પૂરણ પુણ્યે પામી
એ, કુલ આયુ નિરામય દેહ રે ॥ પાંચે ઇંદ્રિય પરવ
ડાં, વલી આજીવિકા સુખ ગેહ રે ॥ વ૦ ॥ ૬ ॥
ક૦ ॥ તે પણ પામ્યે દુલહો, બહુશ્રુત ગુરૂનો સંજોગ
રે ॥ ગામ નગર પુર જોવતાં, નહિ સઘલે મુનિનો જો
ગ રે ॥ ન૦ ॥ ૭ ॥ ક૦ ॥ ભાગ્ય ઊદયથી ગુરૂ મલ્યા,
ચઉઅંગે એ ધુર અંગ રે ॥ સાંભલવું સિદ્ધાંતનું, તે
દુર્લભ ગુરૂને સંગ રે ॥ તે૦ ॥ ૮ ॥ ક૦ ॥ આલસ
મોહ પ્રમાદને, તજી ધર્મ સુણે એક ચિત્ત રે ॥ શ્રદ્ધા
ભાસન રમણતા, ધરે સમકિત લક્ષણ નિત્ય રે ॥ ધ૦
॥ ૯ ॥ ક૦ ॥ સમસંવેગાદિક ગુણે, વસીયો રસીયો
શ્રુત ધર્મ રે ॥ તત્ત્વરૂચિ થઇ સાંભલે, દોય ભેદે ધર્મ
નો મર્મ રે ॥ દો૦ ॥ ૧૦ ॥ ક૦ ॥ સર્વ દેશવિરતિ
થકી. તિહાં સર્વ વિરતિ અણગાર રે ॥ ચરણ કરણ

ગુણ ઉત્તરેં, મૂલભેદેં મહાવ્રત ચ્યાર રે ॥ મૂ૦ ॥ ૧૧ ॥
ક૦ ॥ ભૂ જલ જલણ અનિલ તરૂ, એ થાવર પંચ
પ્રકાર રે ॥ દુ તિ ચઉ પણિંદિ મલી, ત્રસ ભેદ કહ્યા
એ ચાર રે ॥ ત્ર૦ ॥ ૧૨ ॥ ક૦ ॥ નવવિધ જીવનિ
કાયની, તજે હિંસા મન વચ કાય રે ॥ કૃત કારિત
અનુમોદના, એમ ભેદ એકાશી થાય રે ॥ એ૦ ॥
૧૩ ॥ ક૦ ॥ કાલત્રિકેં તસ વર્જતા, અરિહંતાદિક કરી
સાખ રે ॥ બીજું મૃષાવાદ છંડતા, ભવભ્રમણાદિ
ક ભય દાખ્ય રે ॥ ભ૦ ॥ ૧૪ ॥ ક૦ ॥ સત્ય અસ
ત્યને મિશ્રતા, એ દશવિધ તિગુણા ત્રીશ રે ॥ બાર
ભેદ વ્યવહારના, મલી સર્વ એ બેંતાલીશ રે ॥ મ૦ ॥
૧૫ ॥ ક૦ ॥ દ્રવ્યથી ખટ દ્રવ્ય આસરી, વલી ખેત્રથી
લોગાલોગ રે ॥ દિન રાત્રિ કહિ કાલથી, ભાવ
થી રાગ રોષ સંજોગ રે ॥ ભા૦ ॥ ૧૬ ॥ ક૦ ॥ સ્વા
મી જીવ ગુરૂ જિનથકી, અદત્ત ચતુર્વિધ હોય રે ॥ દ્ર
વ્યાદિકથી ચોગુણા, શોલ ભેદ એણી પરેં જોય રે ॥
સો૦ ॥ ૧૭ ॥ ક૦ ॥ કાલત્રિકેં મન વચ તણું, એકસો
ચુંઆલીશ ભેદ રે ॥ અબ્રહ્મ વર્જે મુનિવરા ॥ જે
ટાલે ભવભય ખેદ રે ॥ જે૦ ॥ ૧૮ ॥ ક૦ ॥ દેહ ઔદા
રિક વૈક્રિયેં, નવવાડે ભેદ અઢાર રે ॥ દ્રવ્યાદિકથી

ચોગુણા, ચિત્ત ધરતા તે અણગાર રે ॥ ચિં૦॥ ૧૯ ॥ ક૦ ॥ નવવિધ પરિગ્રહ છંડતા, પગ મંડતાં જયણા ધરંત રે ॥ કાલ બહુ છઠ્ઠે ગુણે, સાતમે થોવ કાલ વ સંત રે ॥ સા૦ ॥ ૨૦ ॥ ક૦ ॥ સર્પ જલણ ગિરિસા ગરૂ, વ્યોમ તરૂગણ અલિ મૃગસૂર રે ॥ પદમ પવન ધરણી સમા, મુનિ ભાંખે અનુજોગદ્વાર રે ॥ મુ૦ ॥ ૨૧ ॥ ક૦ ॥ દેશ વિરતિધર થૂલથી, હિંસાનાં કરે પ ચ્ચખ્ખાણ રે ॥ પાંચ મોટકાં જૂઠનાં, પચ્ચખ્ખે થૂલથી વ્રત જાણ રે ॥ પ૦ ॥ ૨૨ ॥ ક૦ ॥ ત્રીજે અદત્તાદા નનું, ચોથે પરદારાનોમ રે ॥ ઇચ્છા પ્રમાણે થૂલથી, પરિગ્રહ નવવિધની સીમ રે ॥ પ૦ ॥ ૨૩ ॥ ક૦ ॥ દિશિ પરિમાણે ગમન કરે, ભોગ ઉવભોગ નિયમ વિ ચાર રે ॥ કર્માદાન પન્નર તજે, અનર્થ દંડ પરિહાર રે ॥ અ૦ ॥ ૨૪ ॥ ક૦ ॥ નવમે સામાયિક નિત્ય કરે, દશમે વ્રત સંખેપ થાય રે ॥ મત્ર બલે જેમ વીંછીનું, કાંઇ ઝેર તે ડંકે જાય રે ॥ કાં૦ ॥ ૨૫ ॥ ક૦॥ ભંગા અસીતી ઓલખી, પોસહ કરતા શુભ ચિત્ત રે ॥ બા રમે મુનિ ઘર તેડીને, પડિલાભી જમે ગૃહી નિત્ય રે ॥ પ૦ ॥ ૨૬ ॥ ક૦ ॥ પંચ પંચ સઘલેં વ્રતેં, જાણી તજવા અતિચાર રે ॥ રથ બેસી મારગ કટે, તેમ એ

વ્રત મુકિત વિચાર રે ા તિ૦ ા ૨૭ ા ક૦ ા એકવી શ દ્રવ્ય ગુણ ઉત્તરા, વલિ પણતીસમ ગુણ સાર રે ા ભાવથી સત્તર જે ધરે, તે પામે ભવનો પાર રે ા તે૦ ા ૨૮ ા ક૦ ા દાન શીયલ તપ ભાવના, તિહાં દાન ગૃહીને વિશેષ રે ા તે પણ ભાવેં ફલ દીએ, અ મૃતાનુષ્ઠાન અશેષ રે ા અ૦ ા ૨૯ ા ક૦ ા દાન દી યંતાં સાધુનેં, વરભક્તિ વિશેષેં નાર રે ા પાંચ કોડી સોવન તણી, સુરવૃષ્ટિ કરે તસ દ્વાર રે ા સુ૦ ા ૩૦ ા ક૦ ા નિશ્રા પ્રાતિવેશિમકી, દેખી તેડે મુનિ ગેહ રે ા ખીરખાંડ પડિલાભતી, ક્ષણ ક્ષણ જુએ ઊંચું તેહ રે ા ક્ષ૦ ા ૩૧ ા ક૦ ા પૂ છંતાં મુનિનેં કહે, જે દીઠી વાત અશેષરે ા આહા ર સરસ તુમનેં દિયું, કેમ વૃષ્ટિ નહી લવલેશ રે ા કે૦ ા ૩૨ ા ક૦ ા તે કહે આ સરિખા મુનિ, તુઝ સરખી દાતા નાર રે ા વૃષ્ટિ ન થાએ દૃષદ તણી, વિણભક્તિ હૃદયમાં ધાર રે ા વિ૦ ા ૩૩ ા ક૦ ા ભાવેં દીયંતા બાકલા, લહ્યું કેવલ ચંદનબાલ રે ા જિનગુરૂ વિનયને તપ ક્રિયા, ફલ વીર્યે ઉલ્લાસ વિ શાલ રે ા ફ૦ ા૩૪ા ક૦ા અંત કોડાકોડી સાગરેં, જબ ગંઠીભેદ કરંત રે ા જ્ઞાનક્રિયા તવ ફલ દીયે, પ્ર

ણિધાન દિશા વિકસંત રે ॥ પ્ર૦ ॥૩૫॥ ક૦ ॥ તસ કારણ શ્રુતજ્ઞાન છે, તે તો બહુશ્રુત ગુરૂ આયત્ત રે ॥ વિનયેં ગુરુસેવા કરે, વિનયીને ગુણસંપત્ત રે ॥ વિ૦ ॥ ૩૬ ॥ ક૦ ॥ નાહી ધોઇ નિર્મલ થઇ, જેમ દેખે આરીસે રૂપ રે ॥ ભાવ શોચ ગુરૂ દર્શનેં, પ્રગટે નિજ આતમ રૂપ રે ॥ પ્ર૦ ॥ ૩૭ ॥ ક૦ ॥ જ્ઞાનદશા ગુરૂથી હુવે, જ્ઞાનથી સ્થિતિ કર્મની નાશ રે ॥ કેવલી પણ અંતે લહે, જ્ઞાન ઉપયોગેં શિવ વાસ રે ॥ જ્ઞા૦ ॥ ૩૮ ॥ ક૦ ॥ રવિ શશિ મણિ દીપક સમો, જ્ઞાન તે વિણ કિરિયા અંધ રે ॥ ઊગ્રવિહારી તપ તપે, તે જાણો જૂઠો ધંધ રે ॥ તે૦ ॥ ૩૯ ॥ ક૦ ॥ પ્રભુકર દીક્ષિત છે ઘણા, પણ જ્ઞાની ગણ્યો પરિવાર રે ॥ સૂત્ર પયન્ના જેણે રચ્યાં, તે ગણતી ચઉદ હજાર રે ॥ તે૦ ॥ ૪૦ ॥ ક૦ ॥ જગનાટક જ્ઞાની જુએ, જેણે ચાખ્યો શિવ આસ્વાદ રે ॥ જ્ઞાન લેહેરમાં જે રમે, શિવરમણી કરે તસ યાદ રે ॥ શિ૦ ॥ ૪૧ ॥ ક૦ ॥ છઠ્ઠે ખંડે આઠમી, ઢાલ પૂર્ણ થઇ એ ખાસ રે ॥ શ્રી શુભવીર વચન સુણી, લહો જયકમલા ઘર વાસ રે ॥ લ૦ ॥ ૪૨ ॥ ક૦ ॥



॥ દોહા ॥

॥ એણી પરેં દેઇ દેશના, જામ રહ્યા મુનિરાય ॥ તવ ધમ્મિલ્લ તે વીનવે, વિનયેં પ્રણમી પાય ॥ ૧ ॥ ભગવન કહો કોણ કર્મથી, માતપિતાદિ વિજોગ ॥ બાલપણે મુઝ કેમ થયો, વલી પામ્યા સુખ ભોગ ॥ ૨ ॥ ઠામ ઠામ ઋદ્ધિ મલી, રાજ્ય થયું શ્રીકાર ॥ ખેચર ભૂચર કન્યકા, એમ સુખ દુઃખ પ્રકાર ॥ ૩ ॥

॥ ઢાલ નવમી ॥

॥ જીરે દેશના સુણી રઢ લાગશે ॥ એ દેશી ॥

॥ જીરે સૂરિ કહે સાંભલ રાજવી, જીરે પૂર્વભવતણી વાત ॥ જીરે આ ભવથી ત્રીજે ભવેં, જીરે અનુભવિયાં અવદાત ॥ ૧ ॥ જીરે અજ્ઞાની પશુ આતમા, જીરે ન લહે પુણ્યને પાપ ॥ જીરે સ્રોતાવર્ત્ત ભવોદધિ, જીરેં બૂડ્યો લહે સંતાપ ॥ ૨ ॥ જી૦ ॥ જીરે જંબુદ્વીપ ભરતેં પુરા, જીરે ભરૂઅચ્ચ સેહેર મઝાર ॥ જીરે શત્રુદમન રાજા તિહાં, જીરે ધારણીનો ભરતાર ॥ જી૦ ॥ ૩ ॥ જીરે તિહાં મહાધન ગાથાપતિ, જીરે નારી સુનંદા તાસ ॥ જીરે સુનંદ નામેં સુત થયો, જીરે વરમિથ્યાત નિવાસ ॥ જી૦ ॥ ૪ ॥ જીરે આઠ વરસનો જબ હુઓ, જીરે મૂક્યો ભણવા

તેહ ॥ જીરે નિજકુલ ઉચિત કલા ભણ્યો, જીરે ભદ્રક સરલ સનેહ ॥ જી૦ ॥ ૫ ॥ જીરે કાલાંતરે પરૂણાગ તેં, જીરે આવ્યા પ્રાચીન મિત્ર ॥ જીરે તસ પરૂ ણાગત કારણે, જીરે ભોજન કરત વિચિત્ર ॥ જી૦ ॥ ૬ ॥ જીરે શેઠ સુનંદને એમ કહે, જીરે જઇ શૌનિકને ગેહ ॥ જીરે લાવો પરૂણા કારણે, જીરે સુંદર મંસ સનેહ ॥ જી૦ ॥ ૭ ॥ જીરે અતિથિ સહિત સુત નિકલ્યો, જીરે સાથે લીધા દામ ॥ જીરે મંસ ન મલિયું તસ ઘરે, જીરે ન મલ્યું બીજે ઠામ ॥ જી૦ ॥ ૮ ॥ જીરે વારચો સુનંદે નાંવ રહ્યો, જીરે ગયા માછીને ધામ ॥ જીરે પાંચ મીન લીયાં જીવતાં, જીરે આપી પરઠયા દામ ॥ જી૦ ॥ ૯ ॥ જીરે નદીય કિનારે આવતાં, જીરે મત્સ્ય સુનંદને દેઇ ॥ જીરે દેહશૌચ કરી આવશું, જીરે ઘર જાજે એ લેઇ ॥ જી૦ ॥ ૧૦ ॥ જીરે અતિથિ કહી શૌચે ગયો, જીરે તડફડતા તે દેખ ॥ જીરે કુંવરે જલે વેહેવરાવીયાં, જીરે કરૂણા સુનંદ વિશેષ ॥ જી૦ ॥ ૧૧ ॥ જીરે પૂછે પંથી અતિથિ મલ્યો, જીરે તે કહે જલ મેહેલાત ॥ જીરે ખેદ ભરચો ઘર આવીને, જીરે શેઠને કહી સર્વ વાત ॥ જી૦ ॥ ૧૨ ॥ જીરે શેઠ પૂછંતાં સુત

કહે, જીરે કૂપે પાઠવ્યા જલ મંઝ્ય ॥ જીરે ક્રોધે ભરચો શ્રેષ્ઠી કહે, જીરે તેણે ઠામે તુઝ વધ્ય ॥ જી૦ ॥ ૧૩ ॥ જીરે વારચો સજને પણ નવિ રહ્યો; જીરે મિથ્યાત્વી વિકરાલ ॥ જીરે ડંડ કપાલે આહણ્યો, જીરે મરણ લહ્યો તતકાલ ॥ જી૦ ॥ ૧૪ ॥ જીરે મધ્યમ ભાવે તે મરી, જીરે વિષમવલયગિરિમાંહી ॥ જીરે વિષમ કંદરા પલ્લિનો, જીરે મંદરરાજા ત્યાંહી ॥ જી૦ ॥ ૧૫ ॥ જીરે તસ વનમાલા વલ્લભા, જીરે દંપતી પ્રીતિ અતીવ ॥ જીરે નામે સરલ તસ સુત થયો, જીરે તેહ સુનંદનો જીવ ॥ જી૦ ॥ ૧૬ ॥ જીરે જોવન વેલા જાગતો, જીરે મરણ ગયો તસ તાત ॥ જીરે પલ્લીપતિ પદ થાપીયો, જીરે મલી તસ કર સંઘાત ॥ જી૦ ॥ ૧૭ ॥ જીરે એકદિન શસ્ત્ર ધરી ગયો, જીરે પાલ્યથકી નહી દૂર ॥ જીરે મારગથી ભૂલા નરા, જીરે કૃશતનુ તેજ પ્રચૂર ॥ જી૦ ॥ ૧૮ ॥ જીરે જિહાં તિહાં ફરત નિરાયુધા, જીરે દેખી ગયો તસ પાસ ॥ જીરે સરલ કુંવર સરલે નમે, જીરે ધર્મલાભ દિએ તાસ ॥ જી૦ ॥ ૧૯ ॥ જીરે સરલ કહે તમે કોણ છો, જીરે રેહેવું જવું કીએ દેશ ॥ જીરે તે કહે અમે અણગાર છું, જીરે થાનક ધર્મ વિશેષ ॥ જી૦

॥ ૨૦ ॥ જીરે જાવું સોરઠતીરથેં, જીરે ભૂલા પડ્યા અમેં આજ ॥ જીરે સરલ કહે એણે માર ગેં, જીરે જાઓ સુખેં મહારાજ ॥ જી૦ ॥ ૨૧ ॥ જીરે પણ કહો ધર્મ તણો વિધિ, જીરે મુનિ ક હે સુણીએ કુમાર ॥ જીરે ધર્મ તે પરને ન દુખ હુએ, જીરે એમ કહી કરત વિહાર ॥જી૦॥ ૨૨॥ જીરે પલ્લિ પતિ પાલ્યેં ગયો, જીરે એકદિન ગામને ઘાત ॥ જી રે વાડ સહિત તે નિકલ્યો, જીરે ગામ વનેં રહ્યા રાત ॥ જી૦ ॥ ૨૩ ॥ જીરે તિહાં મુનિ વચન તે સાંભરચુ, જીરે પરદુઃખેં ન રહે ધર્મ ॥ જીરે લૂંટી માલ તસ્કર ભખે, જીરે મુઝશિર હુએ પાપ કર્મ ॥ જી૦ ॥ ૨૪ ॥ જીરે તેણે ગામ ઘાત તે નહી કરૂં, જીરે ન રહું ચોરનેં લા ર॥ જીરે ચિંતિ ચોર ઘાટી તજી, જીરે છંડી નિજ હથિ યાર ॥ જી૦ ॥ ૨૫ ॥ જીરે મુનિવાસિત નગરેં ગયો, જીરે લોભ મત્સર પરિવાર ॥ જીરે જીવ ઊપર કરૂણા ધરે, જીરે કરે આતમ ઊદ્ધાર ॥ જી૦ ॥ ૨૬ ॥ જીરે ભદ્રકભાવેં તે મરી, જીરે તું ધમ્મિલ્લ અવતાર ॥ જીરે જીવદયા ધર્મેં કરી, જીરે પામ્યો ઋદ્ધિ ઊદાર ॥ જી૦ ॥ ૨૭ ॥ જીરે પિતૃવિયોગવ્યસનથકી, જીરે ગુરૂવચને તપ કીધ ॥ જીરે મંત્રી રમણી નૃપ સંપદા, જીરે ત

પથી અહુ માહાસિદ્ધ ॥ જી૦ ॥ ૨૮ ॥ જીરે એમ સુણ ધમ્મિલ પામીયો, જીરે જાતિસ્મરણ નાણ ॥ જીરે કર જોડી ઊભો થઇ, જીરે કહે સવિ વાત પ્રમાણ ॥ જી૦ ૨૯ ॥ જીરે છઠે ખંડે એ કહી, જીરે નવમી સુંદર ઢાલ ॥ જીરે શ્રીશુભવીર મુનીસરેં, જીરે દિયો ઉપદેશ રસાલ ॥ જી૦ ॥ ૩૦ ॥

॥ દોહા ॥

॥ સાંભલી એમ ધમ્મિલ કહે, સુખ દુખ કર્મ વિચાર ॥ અહો અહો ભવનાટકેં, નાચ્યો જીઊ સંસાર ॥ ૧ ॥ ભવદાવાનલ જાલમાં, દાધો વાર અનંત ॥ તિહાં તુમે શીતલ છાંયડી, મલીયા મુઝ ભગવંત ॥ ૨ ॥ ભવજલધિમાં ઝહાઝ સમ, દીયોસંજમ મહારાજ ॥ ગ્રહણ આસેવન શીખથી, સિઝે વંછિત કાજ ॥ ૩ ॥ રાજ્યભાર સુતને ઠવી, જશોમતિ વિમલા સાથ ॥ ધમ્મિલ સંજમશ્રી વરે, ધર્મરૂચિ ગુરૂ હાથ ॥ ૪ ॥

॥ ઢાલ દશમી ॥

॥ રહોયોરે આવાસ દુવાર ॥ એ દેશી ॥

॥ વંદીને વલીયો સવિ પરિવાર, તેહુ જણ ગુરૂની સાથે વિચરતાં જી ॥ ગુરૂરતનાધિક વિનય વિશેષ, રેહેત સમાધિ તત્ત્વ વિચારતાં જી ॥ ૧ ॥ રક્ષક પ

લ પડિબોહણ સૂર; કર્મશત્રુ નિર્ઘાતન ઊઠીયા જી॥ એણી પરેં સંજમ વ્રત ચિરકાલ, પાલંતાં તિહું જ ણ શિવ ઉત્કંઠીયા જી ॥ ૧૭ ॥ એક માસ કેરૂં અણ સણ કીધ, ધર્મ સુધ્યાનેં આયુ પૂરણ કરી જી ॥ અ ચ્યુત સ્વર્ગેં ધમ્મિલ જાય, ઇંદ્રસામાનિક સુરસંપદ વરી જી ॥ ૧૮ ॥ જશોમતિ વિમલા તિહાં સુર થા ય, બાવીસ સાગર આયુ પૂરણ કરી જી ॥ મહાવિ દેહેં રાજવી કુલ, પુણ્ય સંજોગેં તિહું જણ અવતરી જી ॥ ૧૯॥ ભોગવી સુખ સંસાર વિલાસ, ચારિત્ર લેઇ તપ કરશે મુદા જી ॥ કેવલ પામી કરશે વિહાર, અવિચલ સુખ વરશે શિવ સંપદા જી ॥ ૨૦ ॥ છઠ્ઠે ખંડે દશમી એ ઢાલ, ચરણ કરણ ગુણ રસિક કલ્લો લસી જી ॥ શ્રીશુભવીર વિવેકીનેં ચિત્ત, ખટરસ ભો જન સીર તંબોલસી જી ॥ ૨૧ ॥ સર્વગાથા ॥૩૧૪॥

॥ દોહા ॥

॥ એ ધમ્મિલ નૃપની કથા, પૂરણ થઇ સુપ્ર માણ ॥ સાંભલી ઉલ્લસિત ભાવશું, કરજ્યો વ્રત પચ્ચખ્ખાણ ॥ ૧ ॥ એમ નિસુણી પ્રભુદેશના, ઊઠે શ્રેણિક રાય ॥ ત્રિસલાનંદન વંદીનેં, હરખે નિજ ઘર જાય ॥ ૨ ॥ કુમતતિમિરને ટાલતા, વર્દ્ધમાનજિ

નભાણ ॥ ભવિક કમલ વિકસાવતા, વિચરે મહિયલ ઠાણ ॥ ૩ ॥

અથ કલશ ॥ તૂઠો તૂઠો રે ॥ એ દેશી ॥

॥ ગાયો ગાયો રે મહાવીર જિનેશ્વર ગાયો ॥ લોકાલોક પ્રકાશક સાહિબ, જગનો તાત કહાયો ॥ રાજ્યગૃહીપુર ગુણસિલ ચૈત્યેં, ધમ્મિલચરિત્ર સુણાયો રે ॥ મ૦ ॥ ૧ ॥ અનભિલાપ્ય અભિલાપ્ય અનંતા, ભાગ અનંત ઉચ્ચરાયો ॥ સાંભલી સોહમસ્વામી ગણધર, તે સવિ સૂત્રેં રચાયો રે ॥ મ૦ ॥ ૨ ॥ સૂત્રપરંપર ચાલ્યું આવ્યું, પંચાંગી સમુદાયો ॥ આચારજ વાચક વર પંડિત, શાસ્ત્ર ઘણાં વિરચાયો રે ॥ મ૦ ॥ ૩ ॥ પણ દ્વાદશ વરશી દુર્ભિક્ષેં, વસતિ ગામ ગમાયો ॥ તેમ મુનિ પાઠ પઠન સ્મૃતેં ધારણ, બહુ ગઈ અલ્પ ઠરાયો રે ॥ મ૦ ॥ ૪ ॥ જેમ જેણે સાંભર્યું તેમ તેણે રચિયું, શંકિત શાસ્ત્ર લહાયો ॥ ભવભય ભીરૂને સર્વ પ્રમાણિક, બહુ શ્રુત વયણે ઠરાયો રે ॥ મ૦ ॥ ૫ ॥ પૂરવધર અવધિ મન કેવલી, કલીજુગમાં તસ હાણી ॥ શાસ્ત્ર ઘણાં શંકિત મતિ થોડી, બહુશ્રુત વચન પ્રમાણી રે ॥ મ૦ ॥ ૬ ॥ વસુદેવહિંડી રચી અતિ મોહોટી, તિ

બહુશ્રુત, કપૂરવિજય મતિ બલીયા જી ।। તાસ શિ ષ્ય શ્રીખિમાવિજય બુધ, વિદ્યા શક્તિ વિશાલી જી ।। જાસ પસાયેં જગતમેં આવો, કપૂરચંદ ભણશાલી જી ।। ૬ ।। તાસ શિષ્ય શ્રીસુજસવિજય બુધ, તાસ શિષ્ય ગુણવંતા જી ।। શ્રી શુભવિજય વિજય જસ નામેં, જે મહીમાંહિ મહંતા જી ।। પંડિત વીરવિજય તસ શિષ્યેં, રચના રચી સુરશાલ જી ।। ધમ્મિલ ચરિત ઇત સ્તત વીખરયાં, મેહુન્ની કરી ફૂલમાલ જી ।। ૭ ।। વિજયદેવેંદ્ર સૂરીસર રાજ્યેં, ઠવી ભવીકંઠ પ્રસિદ્ધિ જી ।। રાજનગરમાં રહીય ચોમાશું, રાસની રચના કીધી જી ।। સંવત(૧૮૯૬) અઢારશેં છન્નું વરસેં, શ્રાવણ ઉજલી તીજેં જી ।। આ ભવ માંપચ્ચખ્ખાણ તણું ફલ, વરણવીજ્યું મન રીઝે જી ।। ૮ ।। ત્રણ હજારનેં ષટશત ઊપર, શ્લોકની સંખ્યા ધારો જી ।। દક્ષપરીક્ષક નર જો સુણશે, તો શ્રમ સફલ અમારો જી ।। જે ભાવેં એ ભણશે ગણશે, શ્રવણ ધરી સાંભલશે જી ।। શ્રદ્ધાભાસન તરુવરમણ રસ, સિંચત વ્રત તરુ ફલશે જી ।। ૯ ।। દેહ નિરામય સ્નેહી સુખાશ્રય, અશન સુધામય કરશે જી ।। મંદરીએ ફગ પગ ઝલકંતી, ચપલા કમલા ઠરશે જી ।। પુત્ર

પવિત્ર કલત્ર વિચિત્રા , નેત્રાનંદે વિચરશે જી ॥ વાજી
રાજી વિરાજિત બંધુર, સિંધુર ચઢી સંચરશે જી॥
૧૦ ॥ રતન મેહેલમેં સેહેલ કરેશે, સજ્જન સુભટ પ
રિવરશે જી ॥ જિનગુરૂ ગીત જ્ઞાન નૃત શાલા, મંગ
લિક માલા વરશે જી ॥ ભવ તરશે હરશે સવિપાત
ક, સ્નાતક પદ અનુસરશે જી॥ સુખભર શિવ સુંદ
રી વરમાલા, વિમલા કંઠે ધરશે જી ॥ ૧૧ ॥

॥ ઇતિશ્રી મત્તપાગચ્છીય સંવિગ્ન સુજ્ઞ પં
ડિત શ્રી ૧૦૮ પંડિત શ્રીશુભવિજય ગણિ
શિષ્ય પંડિત શ્રીવીરવિજય ગણિભિર્વિ
રચિતે શ્રીધમ્મીલનૃપચરિત્રે પ્રાકૃતપ્રબંધે
ષષ્ઠઃ ખંડઃ સમાપ્તસ્તત્સમાપ્તૌ ચ ધમ્મિલ
કુમાર રાસોયમપિ પરિપૂર્ણઃ ॥

બહુશ્રુત, કપૂરવિજય મતિ બલીયા જી ॥ તાસ શિષ્ય શ્રીખિમાવિજય બુધ, વિદ્યા શક્તિ વિશાલી જી ॥ જાસ પસાયેં જગતમેં ચાવો, કપૂરચંદ ભણશાલી જી ॥ ૬ ॥ તાસ શિષ્ય શ્રીસુજસવિજય બુધ, તાસ શિષ્ય ગુણવંતા જી ॥ શ્રી શુભવિજય વિજય જસ નામેં, જે મહીમાંહે મહંતા જી ॥ પંડિત વીરવિજય તસ શિષ્યેં, રચના રચી સુરશાલ જી ॥ ધમ્મિલ ચરિત ઇત સ્તત વીખરયાં, મેહેલી કરી ફૂલમાલ જી ॥ ૭ ॥ વિજયદેવેંદ્ર સૂરીસર રાજ્યેં, ઠવી ભવીકંઠ પ્રસિદ્ધિ જી ॥ રાજનગરમાં રહીય ચોમાશું, રાસની રચના કીધી જી ॥ સંવત(૧૮૯૬) અઢારશેં છન્નું વરસેં, શ્રાવણ ઉજલી તીજેં જી ॥ આ ભવમાંપચ્ચખ્ખાણ તણું ફલ, વરણવીજ્યું મનરીઝે જી ॥ ૮॥ ત્રણ હજારનેં ષટશત ઊપર, શ્લોકનીસંખ્યા ધારો જી ॥ દક્ષપરીક્ષક નર જો સુણશે, તો શ્રમ સફલ અમારો જી ॥ જે ભાવેં એ ભણશે ગણશે, શ્રવણ ધરી સાંભલશે જી ॥ શ્રદ્ધાભાસન તત્ત્વરમણ રસ, સિંચિત વ્રત તરુ ફલશે જી ॥ ૯ ॥ દેહ નિરામય સ્નેહી સુખાશ્રય, અશન સુધામય કરશે જી ॥ મંદરીએ પગ પગ ઝલકંતી, ચપલા કમલા ઠરશે જી ॥ પુત્ર

પવિત્ર કલત્ર વિચિત્રા , નેત્રાનંદે વિચરશે જી ॥ વાજી
રાજી વિરાજિત બંધુર, સિંધુર ચઢી સંચરશે જી ॥
૧૦ ॥ રતન મેહેલમેં સેહેલ કરેશે, સજ્જન સુભટ પ
રિવરશે જી ॥ જિનગુરૂ-ગીત જ્ઞાન નૃત શાલા, મંગ
લિક માલા વરશે જી ॥ ભવ તરશે હરશે સવિપાત
ક, સ્નાતક પદ અનુસરશે જી ॥ સુખભર શિવ સુંદ
રી વરમાલા, વિમલા કંઠે ધરશે જી ॥ ૧૧ ॥

॥ ઇતિશ્રી મત્તપાગચ્છીય સંવિજ્ઞ સુજ્ઞ પં
ડિત શ્રી ૧૦૮ પંડિત શ્રીશુભવિજય ગણિ
શિષ્ય પંડિત શ્રીવીરવિજય ગણિભિર્વિ
રચિતે શ્રીધમ્મીલનૃપચરિત્રે પ્રાકૃતપ્રબંધે
ષષ્ઠઃ ખંડઃ સમાપ્તસ્તત્સમાપ્તૌ ચ ધમ્મિલ
કુમાર રાસોયમપિ પરિપૂર્ણઃ ॥